# શ્રી પરિશિષ્ટ પર્વ



## ભાષાંતર.

શ્રી જંબૂસ્વામીથી વજ્રસ્વામી પર્યંતના આચાર્યોના

બીજા અનેક પ્રાસંગિક ચરિત્રો સહિત

ચરિત્રોનો સંગ્રહ

કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિતનું

ભાષાંતર કરાવી છપાવીને

પ્રસિદ્ધ કરનાર

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

વિક્રમ સંવત ૧૯૭૮ વીરસંવત ૨૪૪૮

ભાવનગર ધી "શારદાવિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. મટુલાલ લસ્કરભાઇએ છાપ્યું.

કિંમત રૂ ૨-૦-૦



# પ્રસ્તાવના.

આ પરિશિષ્ટ પર્વ શ્રીમાન કલિકાળ સર્વજ્ઞ હેમચંદ્રસૂરિએ શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર બનાવ્યા પછી બનાવેલ છે. એના સર્ગ ૧૩ છે. પ્રથમના ૪ સર્ગમાં જંબૂસ્વામીનું ચરિત્ર છે, એ ચાર સર્ગ મોટા છે, તેની શ્લોક સંખ્યા ૧૫૭૨ છે; બાકીના નવ સર્ગમાં પ્રભવસ્વામી, સય્યંભવસૂરિ, યશોભદ્રસૂરિ, સંભૂતિવિજય, ભદ્રબાહુસ્વામી, સ્થૂલભદ્ર, આર્યમહાગિરિ, આર્યસુહસ્તી, આર્યસિંહગિરિ અને વજ્રસ્વામી તેમજ આર્યરક્ષિતસૂરિ સુધીના ચરિત્રો છે. આમાં સંભુતિવિજય ને ભદ્રબાહુસ્વામી એક સાથે થયા છે અને આર્યમહાગિરિ ને આર્યસુહસ્તી પણ સાથે થયા છે. આર્યસુહસ્તી ને આર્યસિંહગિરિ વચ્ચેના આચાર્યોના ચરિત્રો આમાં આપેલા નથી. આ નવ સર્ગની શ્લોક સંખ્યા ૧૮૭૮ ની છે. આખો ગ્રંથ ૩૪૫૦ શ્લોક પ્રમાણ છે. વજ્રસ્વામીની પાટે તો વજ્રસેનસૂરિ થયા છે, તેનું આમાં થોડું વૃત્તાંત છે, ત્યારપછીના આચાર્યોનું વૃત્તાંત આમાં આપેલું નથી, તે સ્થવિરાવળી વિગેરે ગ્રંથોથી જાણવા યોગ્ય છે.

આ પર્વ કથાઓના ભંડાર જેવું છે. આમાં પ્રસ્તાવિક કથાઓ ઘણી છે અને વૃત્તાંતો પણ ઘણા મહાપુરૂષોના છે. જંબૂસ્વામીના ચરિત્રમાં પ્રથમ પ્રસન્નચંદ્રરાજર્ષિનું ચરિત્ર ખાસ વાંચવા લાયક છે. ત્યારપછી પ્રભવના પૂછવાથી જંબૂસ્વામીએ કહેલી મધુબિંદુની, કુબેરદત્તની ને મહેશ્વરદત્તની એ ત્રણ કથાઓ છે, ત્યારપછી આઠ સ્ત્રીઓ સાથેની સામસામી કહેલી ૧૬ કથાઓ છે.

બુદ્ધિચાતુર્યને લગતી ચાણાક્ય, કલ્પક, શકટાલ તથા

ક મંત્રી વિગેરેની કથા છે. મહાપુરૂષ તરીકે પ્રસન્નચંદ્રરા-
ઉપરાંત અગ્નિકાપુત્ર આચાર્ય, પુષ્પચૂળ ને પુષ્પચૂળા,
મુનિ, શ્રીયક, ધનદેવ, સંપ્રતિરાજા, અવંતિ સુકમાળ, તો-
પુત્રાચાર્ય, ભદ્રગુપ્તાચાર્ય, ફલ્ગુરક્ષિત વિગેરેના ચરિત્રો,
ો ને કથાઓ છે.

આ સંબંધની વિશેષ હકિકત અનુક્રમણિકા વાંચવાથી
ાય તેમ હોવાથી અહીં લખવામાં આવી નથી. રાજા તરીકે
જરૂર પૂરતું શ્રેણિક, કોણિક, ઉદાયી, નવનંદ, ચંદ્રગુપ્ત,
સાર, અશોકશ્રી, કુણાલ અને સંપ્રતિ રાજા સુધીનું વર્ણન
છે. આમાં એક અભવ્ય ઉદાયી નૃપને મુનિવેશે મારનાર
ર આવેલ છે, તેનું ચરિત્ર પણ જાણવા લાયક છે. તેનાં પાપ-
થી સૂરિને પણ આત્મઘાત કરવો પડે છે.

એકંદર આખો ગ્રંથ રસિક, ઉપદેશક અને વાંચવા લાયક છે.
તર પ્રથમ જંબૂસ્વામી ચરિત્ર સિવાયનું એક જૈન પંડિત પાસે
ાવું અને જંબૂસ્વામી ચરિત્ર ગુજરાતીમાં છપાયેલ છે તે કામ
શે એમ ધારેલું પણ તે ચરિત્ર વાંચતા ને અસલ સંસ્કૃત
મેળવતાં યથાર્થ ન લાગવાથી આમાં આપેલ ભાષાંતર શાસ્ત્રી
લાલ હરિભાઇ પાસે કરાવેલ છે. આખું ભાષાંતર સભાના
મ કુંવરજી આણંદજીએ તપાસીને છપાવેલું છે, છતાં
દોષથી અથવા મતિદોષથી કાંઇ પણ ભૂલ રહી ગઇ હોય તો તેને
ક્ષમા યાચના છે. તે સુધારીને વાંચવા તેમજ તે અમને લખી
લવા વિજ્ઞપ્તિ છે, જેથી બીજી આવૃત્તિ વખતે સુધારી શકાય.

આમાં પૃષ્ઠ ૧૨૬ પંક્તિ ૧૧ મી માં 'પ્રભવસ્વામી પર-
સાધનામાં તત્પર થયા' એમ લખ્યું છે, એનો અર્થ સ્વ-
ાસી થયા એમજ સમજવાનો છે.

શ્રી સંભૂતિવિજયજી સ્વર્ગવાસ થયા, ત્યારે પોતાના સહ-
ચર શ્રી ભદ્રબાહુસ્વામી હોવાથી પોતાની પાટે કોઇને સ્થાપી
નહીં; પણ ભદ્રબાહુસ્વામી નેપાળમાં હોવાથી ગચ્છ સ્થૂળ-
ને સોંપી ગયા. ભદ્રબાહુસ્વામીએ પોતાના અંત સમયે સ્થૂળ-
ને પાટપર સ્થાપન કર્યા.

આર્યમહાગિરિ સ્વર્ગે ગયા ત્યારે આર્યસુહસ્તી મહારાજ સહપટધર હોવાથી તેઓ પણ પોતાની પાટે કોઇને સ્થાપી ગયા નહીં. આર્યસુહસ્તીમહારાજે કોને પાટ સોંપ્યો તેમનું નામ આમાં જણાવ્યું નથી, પરંતુ કલ્પસૂત્રની સ્થવિરાવળીમાં જોતાં તેમની પાટે આર્યસુસ્થિત ને સુપ્રતિબુદ્ધ (સાથે), તેમની પાટે આર્યઇંદ્રદિન્ન, તેમની પાટે આર્યદિન્ન, તેમની પાટે આર્યસિંહગિરિ ને તેમની પાટે આર્યવજ્રસ્વામી થયા. આ છેલ્લા બે મહાત્માના ચરિત્ર આમાં આપેલા છે. આર્યવજ્રસ્વામીની પાટે આર્યવજ્રસેન થયા. તેમનું સંક્ષિપ્ત ચરિત્ર આમાં આવે છે. ત્યારપછી વજ્રસેનના ચાર અંતેવાસી થયા છે, તેમની અને ત્યારપછીની હકીકત આમાં આવતી નથી. આર્યરક્ષિતસૂરિનું ચરિત્ર આમાં આવે છે. તેમણે પૂર્વાભ્યાસ તો વજ્રસ્વામી પાસે કર્યો છે, પણ ચારિત્ર તો તોસલીપુત્રાચાર્ય પાસે લીધેલ હોવાથી તે પટધર નથી.

વીરપરમાત્મા પછી સુધર્માસ્વામી ને જંબૂસ્વામી બે કેવળી થયા અને પ્રભવસ્વામી, સય્યંભવસૂરિ, યશોભદ્રસૂરિ, સંભૂતિવિજયજી, ભદ્રબાહુસ્વામી ને સ્થૂલભદ્રજી આ-છ ચૌદ પૂર્વધર-શ્રુતકેવળી થયા છે. ત્યારપછીના પટધર દશપૂર્વી થયા છે. વીરપરમાત્મા પછી એક હજાર વર્ષે પૂર્વસંબંધી જ્ઞાન તદ્દન વિચ્છેદ ગયું છે. તે સંબંધી વિશેષ હકીકત અન્ય ગ્રંથોથી જાણવા યોગ્ય છે.

સંસારમાં આસક્ત મનુષ્યોએ જંબૂકુમારે કહેલી પ્રથમની ૩ ને પછીની ૮ કથાઓ ખાસ વાંચવા લાયક છે. તે વાંચવાથી આ અસાર સંસારનું ખરૂં સ્વરૂપ સમજી શકાય તેમ છે.

મહાપુરૂષોના ચરિત્રો વાંચવાના જીજ્ઞાસુઓને પ્રારંભમાં વધારે રોકી રાખવા યોગ્ય ન લાગવાથી આ પ્રસ્તાવના ટુંકામાંજ સમાપ્ત કરવામાં આવે છે.

જ્યેષ્ટ શુદિ ૧<br>સં. ૧૯૭૮ } શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.<br>ભાવનગર.

સુબંધુ મંત્રી વિગેરેની કથા છે: મહાપુરૂષ તરીકે પ્રસન્નચંદ્રરાજર્ષિ ઉપરાંત અન્નિકાપુત્ર આચાર્ય, પુષ્પચૂળ ને પુષ્પચૂળા, મનકમુનિ, શ્રીયક, ધનદેવ, સંપ્રતિરાજા, અવંતિ સુકમાળ, તોસલીપુત્રાચાર્ય, ભદ્રગુપ્તાચાર્ય, ફલ્ગુરક્ષિત વિગેરેના ચરિત્રો, વૃત્તાંતો ને કથાઓ છે.

આ સંબંધની વિશેષ હકિકત અનુક્રમણિકા વાંચવાથી સમજાય તેમ હોવાથી અહીં લખવામાં આવી નથી. રાજા તરીકે પણ જરૂર પૂરતું શ્રેણિક, કોણિક, ઉદાયી, નવનંદ, ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોકશ્રી, કુણાલ અને સંપ્રતિ રાજા સુધીનું વર્ણન આવે છે. આમાં એક અભવ્ય ઉદાયી નૃપને મુનિવેશે મારનાર બહાર આવેલ છે, તેનું ચરિત્ર પણ જાણવા લાયક છે. તેનાં પાપકાર્યથી સૂરિને પણ આત્મઘાત કરવો પડે છે.

એકંદર આખો ગ્રંથ રસિક, ઉપદેશક અને વાંચવા લાયક છે. ભાષાંતર પ્રથમ જંબૂસ્વામી ચરિત્ર સિવાયનું એક જૈન પંડિત પાસે કરાવેલું અને જંબૂસ્વામી ચરિત્ર ગુજરાતીમાં છપાયેલ છે તે કામ આવશે એમ ધારેલું પણ તે ચરિત્ર વાંચતા ને અસલ સંસ્કૃત સાથે મેળવતાં યથાર્થ ન લાગવાથી આમાં આપેલ ભાષાંતર શાસ્ત્રી જેઠાલાલ હરિભાઈ પાસે કરાવેલ છે. આખું ભાષાંતર સભાના પ્રમુખ કુંવરજી આણંદજીએ તપાસીને છપાવેલું છે, છતાં દૃષ્ટિદોષથી અથવા મતિદોષથી કાંઇ પણ ભૂલ રહી ગઇ હોય તો તેને માટે ક્ષમા યાચના છે. તે સુધારીને વાંચવા તેમજ તે અમને લખી મોકલવા વિજ્ઞપ્તિ છે, જેથી બીજી આવૃત્તિ વખતે સુધારી શકાય.

આમાં પૃષ્ટ ૧૨૬ પંક્તિ ૧૧ મી માં 'પ્રભવસ્વામી પરલોક સાધનામાં તત્પર થયા' એમ લખ્યું છે, એનો અર્થ સ્વર્ગવાસી થયા એમજ સમજવાનો છે.

શ્રી સંભૂતિવિજયજી સ્વર્ગવાસ થયા, ત્યારે પોતાના સહપટધર શ્રી ભદ્રબાહુસ્વામી હોવાથી પોતાની પાટે કોઇને સ્થાપી ગયા નહીં, પણ ભદ્રબાહુસ્વામી નેપાળમાં હોવાથી ગચ્છ સ્થૂળભદ્રને સોંપી ગયા. ભદ્રબાહુસ્વામીએ પોતાના અંત સમયે સ્થૂળભદ્રને પાટપર સ્થાપન કર્યા.

આર્યમહાગિરિ સ્વર્ગે ગયા ત્યારે આર્યસુહસ્તી મહારાજ સહપટધર હોવાથી તેઓ પણ પોતાની પાટે કોઇને સ્થાપી ગયા નહીં. આર્યસુહસ્તીમહારાજે કોને પાટ સોંપ્યો તેમનું નામ આમાં જણાવ્યું નથી, પરંતુ કલ્પસૂત્રની સ્થવિરાવળીમાં જોતાં તેમની પાટે આર્યસુસ્થિત ને સુપ્રતિબુદ્ધ (સાથે), તેમની પાટે આર્યઇંદ્રદિન્ન, તેમની પાટે આર્યદિન્ન, તેમની પાટે આર્યસિંહગિરિ ને તેમની પાટે આર્યવજ્રસ્વામી થયા. આ છેલ્લા બે મહાત્માના ચરિત્ર આમાં આપેલા છે. આર્યવજ્રસ્વામીની પાટે આર્યવજ્રસેન થયા. તેમનું સંક્ષિપ્ત ચરિત્ર આમાં આવે છે. ત્યારપછી વજ્રસેનના ચાર અંતેવાસી થયા છે, તેમની અને ત્યારપછીની હકીકત આમાં આવતી નથી. આર્યરક્ષિતસૂરિનું ચરિત્ર આમાં આવે છે. તેમણે પૂર્વાભ્યાસ તો વજ્રસ્વામી પાસે કર્યો છે, પણ ચારિત્ર તો તોસલીપુત્રાચાર્ય પાસે લીધેલ હોવાથી તે પટધર નથી.

વીરપરમાત્મા પછી સુધર્માસ્વામી ને જંબૂસ્વામી બે કેવળી થયા અને પ્રભવસ્વામી, સય્યંભવસૂરિ, યશોભદ્રસૂરિ, સંભૂતિવિજયજી, ભદ્રબાહુસ્વામી ને સ્થૂલભદ્રજી આ–છ ચૌદ પૂર્વધર–શ્રુતકેવળી થયા છે. ત્યારપછીના પટધર દશપૂર્વી થયા છે. વીર પરમાત્મા પછી એક હજાર વર્ષે પૂર્વસંબંધી જ્ઞાન તદ્દન વિચ્છેદ ગયું છે. તે સંબંધી વિશેષ હકીકત અન્ય ગ્રંથોથી જાણવા યોગ્ય છે.

સંસારમાં આસક્ત મનુષ્યોએ જંબૂકુમારે કહેલી પ્રથમની ૩ ને પછીની ૮ કથાઓ ખાસ વાંચવા લાયક છે. તે વાંચવાથી આ અસાર સંસારનું ખરૂં સ્વરૂપ સમજી શકાય તેમ છે.

મહાપુરૂષોના ચરિત્રો વાંચવાના જીજ્ઞાસુઓને પ્રારંભમાં વધારે રોકી રાખવા યોગ્ય ન લાગવાથી આ પ્રસ્તાવના ટુંકામાંજ સમાપ્ત કરવામાં આવે છે.

જ્યેષ્ઠ શુદિ ૧ } શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.
સં. ૧૯૭૮ } ભાવનગર.

# અનુક્રમણિકા.

## સર્ગ ૭ મો.



## સર્ગ ૮ મો.



## સર્ગ ૯ મો.



## સર્ગ ૧૦ મો.



## સર્ગ ૧૧ મો.

## સર્ગ ૧૨ મો.



## સર્ગ ૧૩ મો.

# શ્રી પરિશિષ્ટ પર્વ

## ભાષાંતર.

### સર્ગ ૧ લો.




નાદિક લક્ષ્મીવાળા, અતિશયાદિક અદ્ભુત લક્ષ્મીએ સહિત અને મહાનંદ (મોક્ષ) રૂપી સરોવરમાં રાજહંસ સમાન **શ્રી મહાવીર** અરિહંતને નમસ્કાર થાઓ. સર્વ જ્ઞાનીઓમાં મુખ્ય, સર્વ પરમેષ્ઠીઓમાં પ્રથમ અને સર્વ દેવોના અધિદેવ **શ્રીવીર** સર્વજ્ઞનું અમે ધ્યાન કરીએ છીએ. કલ્યાણરૂપી વૃક્ષોના ઉદ્યાન સમાન, શ્રુતરૂપી ગંગાની ઉત્પત્તિમાં હિમાચળ સમાન અને વિશ્વના પ્રાણીઓરૂપી કમળોને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન શ્રીજ્ઞાત પુત્ર–મહાવીરદેવને હું વાંદું છું. ભવ્ય પ્રાણીઓના અભ્યંતર મળને ક્ષાલન કરવામાં નિર્મળ જળ સમાન શ્રીમહાવીર સ્વામીની દેશનાવાણી તમારૂં રક્ષણ કરો.

(કર્ત્તા શ્રી હેમચંદ્રાચાર્ય કહે છે કે–) પ્રથમ ત્રેસઠ શલાકા પુરૂષોનાં ચરિત્ર કહેવા માટે દશ પર્વો મેં રચ્યાં છે, હવે હું પરિશિષ્ટ પર્વ રચું છું. આ પર્વમાં વિશ્વના કંઠને અલંકૃત કરવા માટે મનોહર હારના જેવી જંબૂસ્વામી વિગેરે સ્થવિરોની કથા કહેવામાં આવશે.

આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્ધમાં પૃથ્વીના મુખના મંડન-

રૂપ **મગધ** નામે દેશ છે. તેમાં ગોકુળો ગામની જેવા છે, ગામડાઓ પુરની જેવાં છે અને પુરો અદ્ભુત લક્ષ્મીએ કરીને વિદ્યાધરના પુરો જેવાં છે. તે દેશમાં એકજવાર વાવેલાં ધાન્યો ખેડુતોએ લણ્યા છતાં પણ ઘરોની જેમ વારંવાર ઉગે છે. તે દેશમાં લોકો જાણે કે સુષમા કાળમાં ઉત્પન્ન થયા હોય તેવા વ્યાધિ રહિત, ભય રહિત, સંતોષી અને પૂર્ણ આયુષ્યવાળા વસે છે. તેમાં રહેલી ગાયો કામધેનુની જેમ નિરંતર દૂધને ઝરતી, કુંડાની જેવડા મોટા [1]ઉધસવાળી, [2]સુવ્રતા અને રાત્રિ દિવસ ઇચ્છા પ્રમાણે દોવા દે તેવી હતી. ધર્મનાજ એક સ્થાનરૂપ તે દેશમાં સર્વત્ર રસાળ પૃથ્વી હતી, અવસરે વરસાદ વરસતો હતો અને સર્વ લોક ધર્મકર્મમાં તત્પર હતા. તે દેશમાં દક્ષિણ ભરતાર્ધના સર્વસ્વની નિધાનભૂમિ જેવું અને લક્ષ્મીને ક્રીડા કરવાનાં ગૃહરૂપ **રાજગૃહી** નામનું નગર છે. તેમાં ચૈત્યો ઉપર રહેલા સુવર્ણના ધ્વજ અને કળશના કિરણો જાણે કે વર્ષાઋતુમાં આવીને બેઠેલા મેઘો વીજળીઓ સહિત હોય તેવા શોભે છે. ત્યાં ચંદ્રકાંત મણિના વાસગૃહમાં રાત્રીએ પ્રતિબિંબીત થયેલો ચંદ્ર જાણે કસ્તુરીથી ભરેલો રૂપાનો થાળ હોય તેવો શોભે છે. તે નગરની ફરતો સુંદર આકારવાળો સુવર્ણનો પ્રાકાર જાણે કે દેવોએ જિનેશ્વરના સમવસરણમાંથી લાવીને મૂક્યો હોય તેવો શોભે છે. તે નગરમાં રહેલી વાવોનું જળ બન્ને બાજુથી મળતા પગથીઆઓના કિરણોવડે જાણે તેના ઉપર પૂલ બાંધ્યો હોય તેવો શોભે છે. એકછત્ર સામ્રાજ્યને ધારણ કરનાર જિનધર્મવાળા તે નગરમાં હવેલીઓને વિષે રહેલી બાળાઓ ક્રીડાશુકોને પણ નિરંતર અરિહંતની સ્તુતિઓ ભણાવે છે. તે નગરમાં રાત્રિને સમયે ઉંચા જિનચૈત્યોના શિખરને સ્પર્શ કરનારા નક્ષત્રો સુવર્ણકળશની જેવા શોભે છે. ત્યાં રહેલો પ્રાકાર રૂપાના અને સુવર્ણના કાંગરાઓવડે ચંદ્ર અને સૂર્યનાં બિંબોવડે **માનુષોત્તર** પર્વતની જેવો શોભે છે. તે નગરમાં વાસગૃહને વિષે બળતા ધૂપના સુગંધથી વાસિત થયેલો પવન

૧ આઉવાળી. ૨ સુંવાળી—સોજી.

આકાશમાં ચાલતી વિદ્યાધરીઓના શરીરને લાગવાથી પ્રિયની જેમ તેમના હર્ષને માટે થતો હતો. તે નગરમાં ચતુર નાયકની જેમ પોતાના ગુણોવડે પૃથ્વીને તથા લક્ષ્મીને વશ કરનાર તથા યશની શ્રેણિને વિસ્તારનાર શ્રેણિક નામે રાજા રાજ્ય કરતો હતો. તેના હૃદયમાં સમકિતરૂપી રત્નનો પ્રકાશ પ્રસરતો હતો, તેથી તેમાં મિથ્યાત્વરૂપી અંધકારનો જરા પણ અવકાશ નહોતો. કર્ણથી પીવાય એવી નવિન સુધા[1] હોય તેવી, દેવોને હર્ષ આપતી તે રાજાની કીર્તિ સુધર્મા સભામાં અપ્સરાઓથી ગવાતી હતી. કેંદ્રસ્થાનમાં રહેલા (પડેલા) દુષ્ટ ગ્રહની જેમ તે રાજા જે શત્રુઓની ઉપર પ્રતિકૂળ થતો હતો તે શત્રુઓ ચોતરફથી અનર્થનેજ પામતા હતા. અખંડ આજ્ઞાવાળા ઇંદ્રની જેવા તે રાજાને વિષે એકચંદ્રવાળા આકાશની જેમ પૃથ્વી એકજ છત્રવાળી હતી. સામુદ્રિક લક્ષણોની જેમ તેનામાં ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય અને શૌર્ય વિગેરે ગુણો જન્મથીજ પ્રાપ્ત થયેલા હતા. પૃથ્વીને એક છત્રવાળી કરતાં તે મહા બળવાનની આજ્ઞા ઇંદ્રના વજ્રની જેમ કોઈએ ખંડિત કરી નહોતી.

એકદા તે રાજગૃહી નગરીની બહાર **ગુણશિલ** નામના ચૈત્યમાં સુર અને અસુરના પરિવાર સહિત **શ્રીમહાવીર સ્વામી** સમવસર્યા. તે વખતે તે સ્થાને દેવોએ રૂપ્ય, સુવર્ણ અને મણિમય ત્રણ પ્રાકારવડે વિભુષિત સમવસરણ રચ્યું, તેની મધ્યમાં વ્યંતર દેવોએ અશોક વૃક્ષ રચ્યું, તે વૃક્ષ વાયુએ હલાવેલા પાંદડાંવડે[2] જાણે ભવ્ય પ્રાણીઓને બોલાવતો હોય તેવો શોભતો હતો. તે સમવસરણમાં પુરૂષના રૂપવાળા જાણે સાક્ષાત્ મેરૂપર્વત હોય તેવા શ્રેષ્ઠ સુવર્ણની કાંતિવાળા પ્રભુએ પૂર્વ દિશાનાદ્વારથી પ્રવેશ કર્યો અને અશોક વૃક્ષની નીચે દેવચ્છંદા ઉપર સ્વામીએ વિધિ પ્રમાણે **નમો તીથ્થસ્સ** કહીને રાજહંસ કમળને શોભાવે તેમ સિંહાસનને શોભાવ્યું. તે સમવસરણમાં ચાર પ્રકારનો સંઘ[3] આવીને યોગ્ય સ્થાને બેઠો, એટલે સ્વામીએ પણ અમૃતની વૃષ્ટિતુલ્ય ધર્મદેશના પ્રારંભી. તે વખતે તે સ્થાનમાં રહેનારા લોકોએ તરતજ મૃગની

૧ અમૃત. ૨ પાંદડાંરૂપી હાથવડે. ૩ સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા.

જેમ કૂદતા કૂદતા શ્રેણિક રાજાની પાસે જઇ તેને સ્વામી સમવસર્યાની વધામણી આપી. પ્રભુના આગમનના વૃત્તાંતરૂપી અમૃતનું પાન કરતા રાજાનું શરીર એકદમ હર્ષવડે ફણસના ફળની જેવું રોમાંચિત થયું. તરતજ તે મગધદેશના રાજા શ્રેણિકે સિંહાસન તથા પાદુકાનો ત્યાગકરી સ્વામીને હૃદયમાં સ્થાપન કરી પૃથ્વીતળ સુધી મસ્તક નમાવી નમન કર્યું. પછી સ્વામીના આગમનના સમાચાર કહેનારા તે પુરૂષોને રાજાએ ઇનામમાં અનૃણી કરવાના કારણભૂત પુષ્કળ સુવર્ણ આપ્યું. ત્યાર પછી રાજાએ જિનવંદન માટે જતાં પહેરવાને લાયક, છેડા સહિત અને જાણે ક્ષીરસાગરના તરંગોવડે વણ્યાં હોય તેવાં ઉજ્વળ બે વસ્ત્રો ધારણ કર્યાં, અને મુગટ વિગેરે ઘણાં રત્નોનાં આભરણોએ કરીને અલંકૃત થયેલો તે રાજગૃહીનો ઈશ્વર કલ્પવૃક્ષની જેવો શોભવા લાગ્યો. તરતજ રાજાની આજ્ઞાથી જાણે લક્ષ્મીના બંધુઓ હોય તેવા હસ્તીઓ અને અશ્વો વિગેરે વાહનો સજ્જ થઇને રાજદ્વારમાં હાજર થયાં. પછી તે તેજસ્વીઓમાં શ્રેષ્ઠ શ્રેણિકરાજા કલ્યાણના કારણભૂત ભદ્રજાતિના હસ્તી ઉપર ઉદયાચળપર્વત ઉપર સૂર્યની જેમ આરૂઢ થયો. તે હસ્તીની ફરતા બીજા અનેક હસ્તીઓ ફરી વળ્યા કે જેઓનાં કુંભસ્થળો નવા સિંદૂરવડે રંગેલાં હોવાથી તેઓ સંધ્યાકાળના વાદળાં જેવાં શોભતાં હતાં. પછી હસ્તીઓના ઘંટાના શબ્દવડે ચોતરફ આકાશને પૂરી દેતો પૃથ્વીપતિ ઉત્સુકતા સહિત તીર્થંકરને વાંદવા માટે ચાલ્યો. ગજેંદ્રોની ગર્જના, અશ્વોના હેષારવ અને રથોના ચીત્કાર શબ્દો આકાશતળમાં એકત્ર થવાથી આકાશનો ગુણ જે શબ્દ કહેવાય છે તે સાર્થક થયો.

માર્ગે ચાલતાં રાજાના અગ્ર સૈન્યના બે સ્વારોએ એકાગ્ર મનવાળા એક મુનિને જોયા. તે મુનિ એક મૂળવાળા વૃક્ષની જેમ એક પગે ઉભા રહ્યા હતા, જાણે કે સિદ્ધિક્ષેત્રનું આકર્ષણ કરતા હોય તેમ તેમણે પોતાના બન્ને હાથ ઉંચા રાખ્યા હતા, આદર્શની જેમ સૂર્યના બિંબ ઉપર તેણે પોતાના નેત્રોને નિશ્ચળપણે સ્થાપન કર્યાં હતાં, સૂર્યના તાપથી જાણે શરીર ઉપર સ્ફોટક (ફોડલા)

ઉત્પન્ન થયા હોય તેવા સ્વેદના બિંદુઓવાળા અને જાણે મૂર્તિમાન્ શાંતરસ હોય તેવા તે શાંત મુનિને જોઈ તે બેમાંથી એક સ્વાર બોલ્યો કે–"અહો ! આ ઉત્તમ મુનિ વંદન કરવા યોગ્ય છે, અને આજ ખરા મહાત્મા છે કે જે આવું ઉગ્ર તપ આચરે છે. અહો ! આ પ્રમાણે એક મુહૂર્ત માત્ર પણ કોણ એક પગે ઉભું રહી શકે ? અથવા કોણ સૂર્યમંડળની સન્મુખ દૃષ્ટિ રાખી શકે ? અહો ! આનું દુષ્કરકારીપણું આશ્ચર્યકારક છે. સ્વર્ગ કે મોક્ષ પણ આ મહાત્માને જરા પણ દૂર નથી. અસાધ્ય એવું પણ કયું કાર્ય ઉગ્ર તપવડે સાધી શકાતું નથી ?" આ પ્રમાણેનું પ્રથમ સ્વારનું કહેવું સાંભળીને બીજો સ્વાર બોલ્યો કે "હે મિત્ર! તું આ મુનિને શું ઓળખતો નથી ? આ તો **પ્રસન્નચંદ્ર રાજા** છે; એને આવા કષ્ટથી કાંઇ પણ ધર્મ થાય તેમ નથી, એનો તપ પણ વૃથાજ છે. કારણકે આ રાજાએ બાલ્યવયના પુત્રને રાજ્યપર સ્થાપન કર્યો છે, તેથી વૃક્ષપરથી કાચું ફળ તોડી નાખે તેમ તેના મંત્રીઓ તેને રાજ્યપરથી ભ્રષ્ટ કરવા તૈયાર થઈ ગયા છે. આ રાજાએ બિલાડાને દૂધ ભળાવવાની જેમ તેજ દુરાત્મા મંત્રીઓને રાજ્યની રક્ષા સોંપી છે. તેઓ તે બાળક રાજાનો વિનાશ કરશે ત્યારે આનો વંશ સર્વથા વિચ્છેદ જશે, અને તેથી પૂર્વજોના નામનો નાશ કરવાથી આ મુનિ મહાપાપી ઠરશે; વળી દીક્ષા લેતી વખતે તેણે જે પ્રિયાઓનો ત્યાગ કર્યો છે, તે અનાથ સ્ત્રીઓની પણ તે વખત શી ગતિ થશે ? તે મારાથી કહી શકાય તેમ નથી." આવો તેના વચનરૂપી વાયુ કર્ણરૂપી કોટરમાં પેસવાથી પ્રસન્નચંદ્ર રાજર્ષિનું સમાધિરૂપી વૃક્ષ ભગ્ન થઈ ગયું, તેથી તે રાજર્ષિ વિચાર કરવા લાગ્યા કે–" અહો ! તે દુષ્ટ મંત્રીઓનું મેં જે સન્માન કર્યું, તેનો વિશ્વાસ રાખ્યો, તે અવશ્ય રક્ષામાં ઘૃતનો હોમ કર્યાની જેમ નિષ્ફળ થયું. તે પાપકર્મવાળા શઠ મંત્રીઓએ [1]દુગ્ધકંઠવાળા મારા પુત્રનું રાજ્ય લેવાનો વિચાર કર્યો તો તેવા વિશ્વાસઘાતીઓને ધિક્કાર છે ! જો હું અત્યારે ત્યાં હોત તો તે દુરા-

૧ જેના કંઠમાં હજુ દૂધ રહેલું છે તે–બાળક.

ત્માઓને નવી નવી જાતના નિગ્રહ કરવાવડે શિક્ષા કરત. અત્યારે મારા પુત્રનો પરાભવ મારા કર્ણગોચર થયો તો હવે મારા આ જીવિતનું અને મહાતપનું પણ શું ફળ ?" આ પ્રમાણે વિચારતાં તે રાજર્ષિ અધિક અધિક દુષ્ટ ધ્યાનપર આરૂઢ થયા, અને ક્રોધરૂપી પિશાચના આવેશથી તે પોતાનું ચારિત્ર વીસરી ગયા. સિંહાવલોકનના ન્યાયથી તે પ્રથમના પોતાના ક્ષત્રિય તેજવડે વ્યાપ્ત થયા અને પુત્રનો દ્વેષ કરનારા તે મંત્રીઓ જાણે પોતાની સામે ઉભા હોય તેમ તેણે જોયા, તેથી પ્રથમનીજ જેમ સંગ્રામરૂપી રંગમંડપના એક સૂત્રધાર સમાન તે મુનિ મનવડેજ ખડ્ગધારાથી સૂરણની જેમ તેમના કકડા કરવા લાગ્યા. ક્રોધથી અંધ થયેલા તે રાજર્ષિએ મનવડે કરીનેજ તે મંત્રીઓનું છેદન, ભેદન અને બીજું પણ ભયંકર અનિષ્ટ શું શું ન કર્યું ? અર્થાત્ જે જે બન્યું તે સર્વ કર્યું.

એટલામાં જિનધર્મરૂપી વૃક્ષના પક્ષી સમાન રાજગૃહેશ્વર શ્રેણિકરાજા ત્યાં આવી પહોંચ્યા. તે મુનિને ધ્યાનસ્થ જોઇ હસ્તીપરથી નીચે ઉતર્યો, અને પૃથ્વીની રજવડે પોતાના ભાળસ્થળમાં તિલક કરતા સતા તેને નમસ્કાર કર્યો. ઉંચા હાથ રાખી એક પગે ઉભા રહી આતાપના લેતા તે મુનિને જોઇ તે શ્રેષ્ઠ રાજા બહુજ આનંદ પામ્યા અને અંતઃકરણથી તેમની અત્યંત અનુમોદના કરવા લાગ્યા. પછી તે પ્રસન્નચંદ્ર રાજર્ષિના અદ્ભુત તપનું સામર્થ્ય ચિંતવતા શ્રેણિકરાજા જગદ્ગુરૂ જિનેશ્વરની પાસે આવ્યા અને પાંચે અંગે પૃથ્વીનો સ્પર્શ કરવાપૂર્વક પ્રભુને પ્રણામ કરી તે શ્રેષ્ઠ રાજા કમળના કોશની જેમ બે હાથ જોડી યોગ્ય સ્થાને બેઠા.

પછી યોગ્ય સમયે તે રાજશિરોમણિએ જગન્નાથને નમસ્કાર કરી મુખ પાસે વસ્ત્રનો છેડો રાખી પૂછ્યું કે—" હે સ્વામી ! જે વખતે મેં પ્રસન્નચંદ્રમુનિને ધ્યાનમાં રહેલા જોયા હતા તે વખતેજ કદિ તે કાળ કરે તો કઈ ગતિ પામે ? " સ્વામીએ જવાબ આપ્યો કે—" હે રાજન્ ! તે સમયે જો તેણે કાળ કર્યો હોત તો તે પ્રસન્નચંદ્ર રાજર્ષિ સાતમી નરકે જાત. " તે સાંભળી ઋજુ બુદ્ધિવાળા

શ્રમણોપાસક રાજાએ વિચાર કર્યો કે–" અહો ! ઉગ્ર તપ કરનાર આ મહામુનિની આ શી ગતિ ?" એમ વિચારી રાજાએ ફરીથી પૂછ્યું કે–" આ સમયે જો તે મહામુનિ કાળ કરે તો તે કઇ ગતિને પામે ? " પ્રભુએ જવાબ આપ્યો કે–" રાજન્ ! તે મહાતપસ્વી રાજર્ષિ હમણાં સર્વાર્થસિદ્ધિમાં જવાને યોગ્ય વર્તે છે. " રાજા બોલ્યા કે–" હે ભગવન્ ! આવું બે પ્રકારનું વ્યાખ્યાન આપે કેમ કર્યું ? હું અજ્ઞાની છું માટે મને સ્પષ્ટ રીતે કહો. સર્વજ્ઞની વાણી અન્યથા કેમ હોય ?" સ્વામીએ જવાબ આપ્યો કે–" હે રાજન્ ! તેં જ્યારે તે રાજર્ષિને વંદના કરી તે વખત તે રૌદ્રધ્યાનમાં વર્તતા હતા, અને અત્યારે તે શુક્લધ્યાનમાં રહેલા છે. તે વખતે તે રૌદ્રધ્યાનમાં મગ્ન હોવાથી નરકગતિને લાયક હતા અને અત્યારે શુક્લધ્યાનમાં તત્પર હોવાથી સર્વાર્થસિદ્ધિને યોગ્ય થયા છે. " તે સાંભળી શ્રેણિક રાજાએ ફરીથી જ્ઞાનનો પ્રકાશ કરવામાં સૂર્ય સમાન અરિહંતને પૂછ્યું કે–" તે વખતે રૌદ્રધ્યાની કેમ હતા ? અને હમણા શુક લધ્યાની કેમ થયા ? " સ્વામીએ જવાબ આપ્યો કે–"હે રાજન્ ! તારા અગ્રસૈનિકની વાર્તાએ કરીને પોતાનાજ મંત્રીઓથી પોતાના પુત્રનો પરાભવ તેણે સાંભળ્યો, તેથી પુત્રપરની મમતાએ કરીને સ્પર્શ કરાયેલ તે પ્રસન્નચંદ્ર પોતે ગ્રહણ કરેલું ચારિત્ર ભૂલી જઈ મનવડે તે ક્રૂર મંત્રીઓની સાથે યુદ્ધ કરવા લાગ્યા. જાણે તેઓ પ્રત્યક્ષજ હોય તેમ તેમની સાથે અધિક અધિક યુદ્ધ કરતાં તેનાં શસ્ત્રો ખૂટી ગયાં, તેથી તે પ્રસન્નચંદ્ર ક્રોધવડે અપ્રસન્ન મનવાળા થયા. તેણે પોતાને બખ્તરવાળા માનીને ક્રોધથી વિચાર્યું કે–"મસ્તકના ટોપવડે પણ આ દુષ્ટોને હું હણું; કારણકે પરાક્રમીઓને સર્વ વસ્તુ શસ્ત્રરૂપજ હોય છે." એમ વિચારી તેણે ટોપ ગ્રહણ કરવાની ઇચ્છાથી મસ્તક પર હાથ મૂક્યો. ત્યાં તરતજ લોચ કરેલું મસ્તક જોઇ તેને પોતાનું ચારિત્ર સ્મરણમાં આવ્યું. એટલે તેણે વિચાર્યું કે–"રૌદ્રધ્યાનનો અનુબંધ કરનાર મને ધિક્કાર છે ! હું મમતા રહિત થયો છું, તેથી મારે પુત્રવડે કે મંત્રીઓવડે શું પ્રયોજન છે ?" આ પ્રમાણે

વિચારતાં તેનો મોહરૂપી દુર્દિન નષ્ટ થયો અને ફરીથી દેદીપ્યમાન વિવેકરૂપી સૂર્ય પ્રગટ થયો. પછી જાણે કે અમે તેની પાસેજ રહ્યા હોઇએ તેમ ભક્તિથી અમને વંદન કરી તે દુષ્ટ ધ્યાનની આલોચના તથા પ્રતિક્રમણ કરી પ્રશસ્ત ધ્યાનને પામ્યા છે. તે પ્રસન્નચંદ્ર રાજર્ષિએ દુર્ધ્યાનરૂપી અરણ્યમાં ઉત્પન્ન થયેલા કર્મરૂપી ઘાસને શુભધ્યાનરૂપી અગ્નિવડે એકદમ બાળી નાખ્યું છે."

આ પ્રમાણે તે રાજર્ષિના સુગંધી ચરિત્રવડે વાસિત થયેલા ધર્મવીર શ્રેણિકરાજાએ શ્રીમહાવીરસ્વામીને વિજ્ઞપ્તિ કરી કે-"હે ભગવન્! તે પ્રસન્નચંદ્ર રાજાએ બાળકપુત્રને રાજ્યપર સ્થાપન કરી દીક્ષા ગ્રહણ કરી તેનું શું કારણ?" ત્યારે ભગવાન બોલ્યા કે-

હે રાજન્! **પોતનપુર** નામના નગરમાં સૌમ્યતાવડે ચંદ્રસમાન **સોમચંદ્ર** નામે રાજા હતો. તેને **ધારિણી** નામની પત્ની હતી. તે ધર્મને ધારણ કરનારી, શીળરૂપી અલંકારવાળી અને વિવેકરૂપી જળની વાવ સમાન હતી. એકદા ગવાક્ષમાં બેઠેલા પતિના કેશસમૂહને તે રાણી પોતાના હસ્તકમળે કરીને સાફ કરતી હતી-ઓળતી હતી, તે વખતે ધારિણીએ રાજાના મસ્તકપર જાણે કે જરાવસ્થાએ પોતાને નિવાસ કરવાનું સ્થાન નિશ્ચિત કર્યું હોય એવો એક પળી (શ્વેત વાળ) જોયો. તે જોઈ તેણીએ રાજાને કહ્યું કે-"હે સ્વામી! આ દૂત આવ્યો." તે સાંભળી રાજાએ સર્વ દિશાઓમાં જોઇને કહ્યું કે-"તે કેમ મને દેખાતો નથી?" ત્યારે રાણીએ રાજાના મસ્તકનો પળી તેમના હાથમાં આપીને કહ્યું કે-"હે પ્રાણેશ! ધર્મરાજનું દૂતપણું કરનાર આ કેશરાજ[1] પ્રશસ્ય છે." યુવાવસ્થાનો નાશ કરનાર અને જાણે ત્રીજી વયનું શસ્ત્ર હોય તેવા તે મસ્તકના પળીને જોઇ રાજા મનમાં અત્યંત દુઃખી થયો. ત્યારે ધારિણી બોલી કે-"હે દેવ! શું વૃદ્ધાવસ્થા આવવાથી તમે લજ્જા પામો છો? જો એક પળી માત્રને જોઇને તમે આ પ્રમાણે મનમાં ખેદયુક્ત થતા હો તો હું પડહની ઘોષણા કરાવીને સર્વ લોકોને નિષેધ કરીશ કે જેથી કોઇ પણ તમારા વૃદ્ધપણાની વાતનો પ્રકાશ કરશે નહિં."

૧ સર્વ કેશોમાં રાજા જેવો-ધોળો પળી.

રાજા બોલ્યો કે-"હે જીવિતેશ્વરી ! હું પળી જોવાથી લજ્જા પામતો નથી; પરંતુ મારા મનમાં ખેદ થવાનું કારણ એ છે કે-અમારા પૂર્વજોએ પળી જોયા પહેલાંજ ચારિત્ર ગ્રહણ કરેલું હતું અને હું તો હે પ્રિયે ! પળી આવ્યા છતાં પણ વિષયમાંજ આસક્ત રહ્યો છું. તેમ છતાં પણ હું હવે જલદી ચારિત્ર ગ્રહણ કરીશ; પરંતુ પુત્ર હજુ દુગ્ધમુખ ( બાળક ) છે, તેની ઉપર રાજ્યનો આરોપ કેમ થાય ? અથવા તો મને વ્રત લેવાની ઈચ્છા થઈ છે તો હવે મારે રાજ્યવડે કે પુત્રવડે શું પ્રયોજન છે ? ( તેનું જે થવાનું હોય તે થાઓ ) માટે હે બુદ્ધિશાળી ! હું તો વ્રત ગ્રહણ કરીશ, અને તું તારા પુત્રને વૃદ્ધિ પમાડજે." તે સાંભળી ધારિણી બોલી કે-"હે નાથ ! હું તમારા વિના રહીશ નહીં. ગમે તેવા સમયમાં પણ સતીઓ પતિના માર્ગનેજ અનુસરનારી હોય છે. તેથી બાળક પુત્રને વિષે પણ તમે રાજ્ય સ્થાપન કરો અને હું શરીરની છાયાની જેમ વનમાં પણ તમારી પાસે રહીને તમારી સેવા કરીશ, બાલ્યાવસ્થાવાળો પણ આપણો પુત્ર અરણ્યમાં ઉત્પન્ન થયેલા વૃક્ષની જેમ પોતાના કર્મવડેજ વૃદ્ધિ પામો, મારે તેનું શું પ્રયોજન છે ?" તે સાંભળી સોમચંદ્રરાજા પુત્રને રાજ્ય અર્પણ કરી રાણી અને ધાત્રી સહિત દિગ્પ્રોષિત જાતિના તાપસ થયા. તેણે ઘણા કાળથી શૂન્ય થયેલા કોઈ આશ્રમનો આશ્રય કર્યો, અને સૂકાં પાંદડાં વિગેરેનું ભોજન કરી દુષ્કર તપ કરવા લાગ્યો. તેણે પલાશ વૃક્ષનાં પાંદડાં લાવી તેનાવડે મૃગો તથા મુસાફરોને શીતળ છાયારૂપી અમૃતની પરબ સમાન એક મઢી (ઝુંપડી) બનાવી. પત્નીના પ્રેમરૂપી તંતુથી બંધાયેલો તે સોમચંદ્ર અત્યંત સ્વાદિષ્ટ જળ અને વનસ્પતિના ફળો તેને લાવી આપતો હતો. તેમજ પતિ ઉપર અત્યંત ભક્તિવાળી તે ધારિણી ત્યાં પણ પતિને માટે કોમળ તૃણની શય્યા કરી આપતી હતી. ઈંગુદનાં પાકાં ફળો લાવી તેને પીલીને દિવસે તેમાંથી તેલ કાઢતી હતી અને રાત્રીએ તેના દીવા કરતી હતી. પતિના સુખને માટે અરણ્યના આર્દ્ર છાણવડે આશ્રમના આંગણાને લીંપતી હતી અને વારંવાર તેને વાળીને સાફ કરતી હતી.

આશ્રમમાં રહેતા એવા તે દંપતી મૃગના બાળકોને લાડ લડાવતા હતા અને તપના કષ્ટને જાણતા પણ નહોતા. એ પ્રમાણે તે દંપતીએ કેટલોક કાળ નિર્ગમન કર્યો. તેવામાં સંતોષરૂપી અમૃતને ધારણ કરનારી ધારિણીનો પ્રથમ રાજ્યમાં હતા ત્યારે રહેલો ગર્ભ તેણીને વ્યથા ઉત્પન્ન કર્યા વિનાજ વૃદ્ધિ પામવા લાગ્યો. સમય પૂર્ણ થયે ધારિણીએ સંપૂર્ણ લક્ષણવાળા પુત્રને પ્રસવ્યો. તે પુત્ર તેલ પૂર્યા વિનાના દીપકની જેમ પોતાની કાંતિવડે સૂતિકાગૃહની અંદર સર્વત્ર પ્રકાશ કરતો હતો. પછી તેને આશ્રમને વિષે [1]વલ્કલોજ હોવાથી વલ્કલોવડેજ વીંટ્યો. તેના પિતાએ તે કારણથી તેનું વલ્કલચીરી નામ પાડ્યું. થોડા વખતમાંજ ધારિણી સૂતિકા રોગથી મરણ પામી, એટલે તે પુત્ર નિરક્ષર (અભણ) પુરૂષની જેમ [2]અદૃષ્ટમાતૃક થયો. તે બાળકને સોમચંદ્ર વારંવાર અરણ્યની ભેંશનું દૂધ પાતા હતા અને એક ધાત્રીને ઉછેરવા આપ્યો હતો. કેટલેક કાળે તે ધાત્રી પણ દૈવયોગે જાણે ધારિણીની પાછળ જવા ઇચ્છતી હોય તેમ મરણ પામી, તેથી સોમચંદ્ર તે બાળકને પોતેજ ભેંશનું દૂધ પાઇને ઉછેરવા લાગ્યા અને તે ગમન કરે, બેસે, સુવે કે કાંઇ ક્રિયા કરે તે બધો વખત તેને પોતાની પાસેજ રાખવા લાગ્યા. તે બાળક અનુક્રમે વૃદ્ધિ પામી પગે ચાલવા શક્તિસાન થયો એટલે વનમાં રહેલા મૃગના બાળકો સાથે ધૂળમાં ક્રીડા કરવા લાગ્યો. તપસ્વી સોમચંદ્ર પોતેજ આણેલાં લાકડાંવડે અને પોતે આણેલા નીવાર ધાન્યવડે પોતેજ રસોઇ કરીને તે બાળકને જમાડતા હતા. વનનાં ધાન્યવડે અને વનનાં ફળોવડે તે બાળકને પોષી પોષીને સોમચંદ્રે દુષ્કર તપમાં પોતાનો સહાયભૂત કર્યો. પછી તે વલ્કલચીરી પણ યુવાવસ્થા પામીને સર્વ કાર્યમાં સમર્થ અને પિતાની સેવા કરવામાં પ્રવીણ થયો; એટલે તે હમેશાં ફળ વિગેરે લાવીને પિતાને આપવા લાગ્યો અને પિતાના શરીરને ચાંપવા ચોળવાવડે કરીને તેમની સેવા કરવા લાગ્યો. 'સેવાજ સર્વ

૧ છાલનાં વસ્ત્રો. ૨ જેણે માતૃકા એટલે સ્વરાદિક અક્ષર નથી જોયા તે. પુત્રના પક્ષમાં જેણે માતા નથી જોઇ તે.

વ્રતમાં ઉત્તમ છે.' વલ્કલચીરી જન્મથી આરંભીનેજ બ્રહ્મચારી થયો, અને સ્ત્રી રહિત વનમાં વસવાથી સ્ત્રીનું નામ જાણવાથી કે તેને ઓળખવાથી પણ અજ્ઞાન રહ્યો.

અહીં પ્રસન્નચંદ્ર રાજાએ એકદા વનમાં રહેલા પિતાને ધારિણીની કુક્ષિથી પુત્ર ઉત્પન્ન થયો છે એમ સાંભળ્યું કે જે પોતાનો સહોદર ભાઈ થતો હતો. તે વાત સાંભળીને "એ મારો ભાઇ કેવો હશે ? અને તે મને શી રીતે મળશે ? " એમ વિચારતા એવા રાજાના મનમાં તેને મળવાની તીવ્ર ઉત્કંઠા થઈ. તેથી તેણે ચિતારાઓને આજ્ઞા કરી કે–"હે ચિત્રકારો ! તમે પિતાશ્રીના ચરણકમળથી પવિત્ર કરાયેલા તે તપોવનમાં જાઓ, અને ત્યાં પિતાના ચરણકમળમાં હંસ સમાન મારો નાનો ભાઈ વસે છે, તેનું રૂપ આળેખીને જલદી લાવો." તે સાંભળી "આપની આજ્ઞા પ્રમાણ છે" એમ કહી ચિત્રકારો વલ્કલચીરીએ પવિત્ર કરેલા તે વનમા ગયા. અતિ કુશળપણાને લીધે જાણે વિશ્વકર્માનીજ બીજી મૂર્તિઓ હોય એવા તેઓએ આદર્શમાં પ્રતિબિંબની જેમ વલ્કલચીરીનું યથાવસ્થિત રૂપ આળેખ્યું. પછી તે ચિતારાઓએ આવીને રાજાની દૃષ્ટિને અમૃત સમાન તે વલ્કલચીરીનું રૂપ તેને દેખાડ્યું, તે જોઇ રાજાએ વિચાર્યું કે–"આ મારો ભાઇ આકૃતિએ કરીને મારા પિતાથી જરા પણ ન્યૂન નથી. પિતા પોતેજ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે, એ શ્રુતિ અન્યથા જણાતી નથી." પછી "હે સહોદર સારા ભાગ્યે મેં તને જોયો છે" એમ બોલતા રાજાએ તેને વારંવાર આલિંગન કર્યું, તેના મસ્તકને સુંઘ્યું અને તેને ઉત્સંગમાંજ રાખી મૂક્યો. પછી વલ્કલના વસ્ત્રને ધારણ કરનારા તે વલ્કલચીરીને જોઇ તત્કાળ નિર્ઝરણાવાળા પર્વતની જેમ તે રાજા અશ્રુધારાથી વ્યાપ્ત થયો, અને બોલ્યો કે–"વૃદ્ધ થયેલા પિતા વ્રતનું આચરણ કરે તે તો યુક્ત છે, પરંતુ આ બાલ્યાવસ્થાવાળા મારા ભાઇને પણ વનમાં વસવું તે યોગ્ય નથી. હું રાજ્યના સુખરૂપી દ્રહમાં મગ્ન થઈ હંસની જેમ ક્રીડા કરૂં છું, અને મારો ભાઈ તો ભિલની જેમ અરણ્યવૃત્તિથી જીવે છે. જો કે અરણ્યમાં ઉત્પન્ન

થયેલા પ્રાણીની જેમ તેને મારા પિતા પાસેથી નગરમાં લાવવો તે દુષ્કર કાર્ય છે, પરંતુ તે જો મારા રાજ્યનો વિભાગી ન થાય તો મને રાજ્યને વિષે પણ સુખ નથી, પણ દુઃખ છે."

આ પ્રમાણે ભાઈના વનવાસના કષ્ટને અંગે શોક કરતા રાજાએ ચતુરાઈથી શોભતી વેશ્યાઓને આજ્ઞા આપી કે-"તમારે મુનિના વેષે વનમાં જઈ શરીરના સ્પર્શવડે નવા નવા કોમળ શબ્દોવડે અને મનોહર સાકરના ફળોવડે[1] મારા નાના ભાઈને લોભ પમાડી શીઘ્ર અહીં લઈ આવવો." આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી તત્કાળ તાપસના વેષને ધારણ કરીને તે વેશ્યાઓ સોમચંદ્રે આશ્રય કરેલા આશ્રમસ્થાનમાં આવી. ત્યાં બિલ્વાદિક ફળો લઈને આવતા વલ્કલના વસ્ત્રવાળા તે ઋષિપુત્રને વેશ્યાઓએ જોયો. મુનિના વેષવાળી તેઓને જોઈ સરળ બુદ્ધિવાળા તેણે તેઓને પ્રણામ કર્યા અને પૂછ્યું કે-"હે મુનિઓ! તમે કોણ છો? અને તમારો આશ્રમ ક્યાં છે?" તેઓ બોલી કે-"અમે પોતન આશ્રમના રહેવાશી ઋષિઓ છીએ અને તમારા અતિથિપણે આવ્યા છીએ, તમે અમારૂં શું આતિથ્ય કરશો?" તે બોલ્યો-"હે મહર્ષિઓ! આ પાકાં અને મધુર ફળો હું વનમાંથી લાવ્યો છું, તે તમે ખાઓ." તેઓ બોલી-"અમારા આશ્રમમાં આવાં નિરસ ફળોને કોઈ નિરસ માણસ પણ ખાતો નથી, અમારા આશ્રમનાં વૃક્ષોનાં ફળની વાનકી તમે જુઓ." એમ કહી તેઓ એક વૃક્ષની નીચે બેઠી અને તેને પણ બેસાડ્યો. પછી હૃદયમાં પ્રયાસની સફળતાને માનતી તેઓએ તેને સાકરનાં ફળો (મોદકો) ખવરાવ્યા. તેના સ્વાદથી તે પણ તત્કાળ બિલ્વાદિક ફળો ઉપર ઉદ્વેગવાળો થયો. એક સ્થાનમાં રહેલા તેને તેઓએ પોતાના શરીરનો સ્પર્શ કરાવ્યો અને પુષ્ટ સ્તનરૂપી કળશવાળા પોતાના વક્ષસ્થળ ઉપર તેનો હાથ મૂક્યો. તેના સ્પર્શનો આનંદ અનુભવીને તે બોલ્યો કે-"હે મહર્ષિઓ! તમારૂં આ શરીર આટલું બધું કોમળ કેમ છે? અને તમારા વક્ષસ્થળ ઉપર આ બે સ્થળો ઉંચા કેમ છે?" ત્યારે તેઓ પોતાના કોમળ હસ્ત-

૧ મોદકવડે.

રૂપી પલ્લવવડે તેને સ્પર્શ કરતી બોલી કે–"અમારા આશ્રમનાં ફળોનો આસ્વાદ કરવાથી આવું કોમળ અંગ થાય છે, અને અમારા મહારસવાળા વનફળોનો આસ્વાદ કરવાથી હૃદય ઉપર અત્યંત વૃદ્ધિ થવાને લીધે આવા ઉંચા બે સ્થળો થાય છે. તેથી હે મુનિ! તમે આ આશ્રમને અને આ નિઃસાર ફળોને મૂકી દો, અને અમારા આશ્રમમાં આવો; ત્યાં આવવાથી તમે પણ અમારી જેવા થશો." તે સાંભળી સાકરના ફળનો આસ્વાદ કરવામાં લુબ્ધ થયેલા તે મુગ્ધ સ્વભાવવાળા વલ્કલચીરીએ પણ તેમની સાથે જવાની ઇચ્છાથી સંકેત કર્યો. પછી તે વલ્કલચીરી પોતાના મઠમાં ગુપ્ત રીતે જઈ તાપસના ઉપકરણો ત્યાં મૂકી જે સંકેત કરેલા સ્થાને તેઓ રહેલી હતી તે તરફ આવવા ચાલ્યો, તેટલામાં વૃક્ષ ઉપર ચડેલા ચર પુરૂષોએ સોમચંદ્ર મુનિને આવતા જોઈને ખબર વેશ્યાઓને આપ્યા. એટલે 'આ મુનિ આપણને દેખશે તો શાપ આપશે.' એમ ધારી તેનાથી ભય પામી વ્યાધના ભયથી મૃગલીઓ નાસે તેમ તેઓ પરસ્પર મળ્યા વિનાજ છૂટી છૂટી તત્કાળ નાશી ગઈ. પછી સોમચંદ્ર આશ્રમમાં ગયા; ત્યારે પેલો કુમાર ખોવાયેલા ધનવાળો જેમ ધનને શોધે તેમ આખા વનમાં તે વેશ્યાઓને શોધવા લાગ્યો. તે વનમાં મૃગની જેમ ફરતાં તેણે એક રથીને[1] જોયો. તેને પણ ઋષિ માનતો તે બોલ્યો કે–"હે તાત ! હું તમને પ્રણામ કરૂં છું" રથીએ તેને પૂછ્યું કે–"હે કુમાર ! તારે ક્યાં જવું છે ?" તે બોલ્યો કે–"હે મહર્ષિ ! મારે પોતન આશ્રમમાં જવું છે." રથી બોલ્યો–"હું પણ પોતન આશ્રમમાંજ જવાનો છું." તે સાંભળી વલ્કલચીરી પણ જેમ અગ્રેસરની પાછળ જાય તેમ તેની પાછળ ચાલ્યો.

તે તાપસ કુમાર માર્ગે ચાલતાં રથીની પ્રિયા કે જે રથમાં બેઠી હતી તેને તાત તાત કહીને વારંવાર બોલાવતો હતો. તેથી રથીની પ્રિયાએ પતિને પૂછ્યું કે–"આ તાપસકુમાર મને તાત એવા શબ્દથી બોલાવે છે તેનું શું કારણ ? એની આવી ઉપચાર-

[1] ગાડીવાળાને.

વાળી વાણી કેમ છે?" રથી બોલ્યો–"આ અતિ મુગ્ધ છે, અને સ્ત્રી રહિત વનમાં રહે છે, એટલે સ્ત્રી પુરૂષના ભેદને પણ તે જાણતો નથી તેથી તને પણ તે પુરૂષજ માને છે." પછી ચાબુકથી હંકાતા અશ્વોને જોઈ વલ્કલચીરીએ રથીને કહ્યું કે–"હે તાત! આ મૃગોને રથમાં જોડીને કેમ હાંકો છો? આવું કાર્ય કરવું મુનિને યોગ્ય નથી." તે સાંભળી રથીએ હસીને વલ્કલચીરીને કહ્યું કે–"હે મુનિકુમાર! આ મૃગોનું આજ કાર્ય છે, તેને મારવામાં કાંઈ દોષ નથી." પછી તે રથીએ વલ્કલચીરીને સ્વાદિષ્ટ મોદકો આપ્યા, તે ખાઇ તેના સ્વાદમાં મગ્ન થયેલો તે બોલ્યો કે–"પોતનાશ્રમનિવાસી મહર્ષિઓએ મને પહેલાં પણ આવાંજ ફળો આપ્યાં હતાં અને તે મેં ખાધાં હતાં." તે મોદકના આસ્વાદથીજ પોતનપુર જવાને તે ઉત્સુક થયો હતો અને કષાયલા તથા લૂખા બિલ્વ, આમળા વિગેરે ફળો ઉપર તે ઉદ્વેગ ભાવ પામ્યો હતો.

માર્ગમાં તે રથીને એક બળવાન ચોરની સાથે યુદ્ધ થયું, તેમાં તે રથીએ ગાઢ પ્રહારથી તે ચોરને હણ્યો. તે વખતે તે ચોર બોલ્યો કે–"શત્રુનો પ્રહાર પણ વખાણવા લાયક છે કે જેથી તેં પ્રહાર કરીને મને જીતી લીધો છે. તેથી હે મનુષ્ય! હું તારાપર પ્રસન્ન થયો છું, માટે અહીં મારૂં ઘણું ધન છે તે તું ગ્રહણ કર." પછી તે ત્રણેએ (રથી, તેની સ્ત્રી અને વલ્કલચીરીએ) થઇને તે ધન રથમાં નાખ્યું. અનુક્રમે ચાલતાં તે રથી પોતનપુર પહોંચ્યો, ત્યારે તેણે વલ્કલચીરીને કહ્યું કે–"તું જે પોતનાશ્રમને ઇચ્છે છે તેજ આ આશ્રમ છે." એમ કહી તે રથીએ માર્ગમાં મિત્રરૂપ થયેલા તે તાપસકુમારને કાંઇક ધન આપ્યું, અને હસતાં હસતાં કહ્યું કે–"આ આશ્રમમાં ધન વિના રહેવાનું સ્થાન મળશે નહીં, તેથી તારે આશ્રમને માટે કોઇને ભાડા તરીકે આ ધન આપવું."

પછી તે શ્રેષ્ઠ મુનિકુમાર નગરમાં મોટી મોટી હવેલીઓ જોતો "અહીં જાઉં? કે અહીં જાઉં?" એમ તર્કવિતર્ક કરતો આખા નગરમાં ભમ્યો. મુગ્ધ બુદ્ધિવાળો તે પુરૂષોને તથા સ્ત્રીઓને

ઋષિની બુદ્ધિથી પ્રણામ કરતો હતો, તેથી નગરના લોકો તેની હાંસી કરતા હતા. નગરમાં ભમતાં તેણે ધનુષ્ય પરથી છોડેલા બાણની જેમ સ્ખલના પામ્યા વિના કોઈ એક વેશ્યાના ઘરમાં પ્રવેશ કર્યો. તેણે તે ઘરને આશ્રમ માન્યું અને વેશ્યાને મુનિ માન્યો, તેથી તેણીને પણ તેણે કહ્યું કે–"તાત! તમને હું પ્રણામ કરૂં છું." વળી તેણે પ્રાર્થના કરી કે–"હે મહર્ષિ! મને એક ઝુંપડી રહેવા આપો, અને તેના ભાડા બદલ આ દ્રવ્ય ગ્રહણ કરો." તે સાંભળી "આ સમગ્ર ઉટજ[1] તમારોજ છે, તેને તમે ગ્રહણ કરો. (તેમાં રહો.)" એમ કહી તે વેશ્યાએ તેના શરીરનો સંસ્કાર કરવા માટે તત્કાળ હજામને બોલાવ્યો. તે હજામે તે ઋષિની ઇચ્છા વિના પણ વેશ્યાની આજ્ઞાથી તેના સુપડા જેવડા હાથ પગના નખો તેને કાંઇ પણ પીડા ન થાય તેમ ઉતાર્યા. પછી તે વેશ્યાએ તે કુમારને સ્નાન કરાવવા માટે તેનું વલ્કલ વસ્ત્ર દૂર કરી બીજું જાડું વસ્ત્ર પહેરાવ્યું. વલ્કલનું વસ્ત્ર દૂર કરતી વખતે તે મુનિ બાળકની જેમ બૂમો પાડવા લાગ્યો અને બોલ્યો કે–"હે મહામુનિ! જન્મથીજ ધારણ કરેલો આ મારો મુનિવેષ તમે ન ઉતારો." ત્યારે વેશ્યા બોલી કે–"આ આશ્રમમાં જે મહર્ષિઓ અતિથિ થાય છે, તેમને આવોજ ઉપચાર કરવામાં આવે છે, તો તમે તેને કેમ ઇચ્છતા નથી? હે મુનિપુત્ર! જો તમે અમારા આશ્રમના આવા આચારોને અંગીકાર કરશો તોજ તમને રહેવા માટે અહીં ઉટજ મળશે." તે સાંભળી ત્યાં વસવાના લોભથી તે તાપસકુમારે મંત્રથી વશ થયેલા સર્પની જેમ પોતાનું શરીર પણ હલાવ્યું નહીં. પછી તે શ્રેષ્ઠ સ્ત્રીએ પોતેજ તેના જટાવાળા કેશપાશને તેલ લગાવી ઉનના તંતુની જેમ ધીમે ધીમે તેને છુટા પાડ્યા. પછી તેણીએ તેના અંગને તેલ ચોળી મર્દન કર્યું. તે વખતે ખજવાળાતા બળદની જેમ તે સોમચંદ્રનો પુત્ર સુખથી નિદ્રા પામતા લોચનવાળો થયો. પછી તે ગણિકાએ કાંઇક ઉષ્ણ અને સુગંધી જળવડે તેને સ્નાન કરાવી શ્રેષ્ઠ વસ્ત્ર અને અલંકારો પહેરાવ્યાં, પછી તેણીએ

૧ ઝુંપડી.

પોતાની એક કન્યા સાથે તેનું પાણિગ્રહણ કરાવ્યું. તેનું પાણિગ્રહણ કરતી વખતે તે કન્યા જાણે મૂર્તિમાન ગૃહસ્થાશ્રમની લક્ષ્મી હોય તેવી શોભવા લાગી. પછી સર્વ વેશ્યાઓ એકઠી થઇ તે વધુવરનાં ગીત ગાવા લાગી. તે જોઇ ઋષિકુમારે વિચાર્યું કે–" આ ઋષિઓ શું ભણે છે ?" તે ગણિકાએ માંગળિક વાજિંત્રો વગડાવ્યાં, તે જોઈ 'આ શું ?' એમ વિચારી ભયભીત થઈ સોમચંદ્રના પુત્રે પોતાના કાન ઢાંકી દીધા.

અહીં મુનિના વેષને ધારણ કરી જે વેશ્યાઓ કુમારને લાવવા માટે વનમાં ગઈ હતી તેઓએ પાછાં આવી રાજાને વિજ્ઞપ્તિ કરી કે–"હે દેવ ! અમે તેવા તેવા પ્રકારે કરીને તે વનેચર કુમારને લોભ પમાડ્યો અને અહીં આવવાનો સંકેત પણ તેણે અમારી સાથે કર્યો. પરંતુ તેજ વખતે દૂરથી તેના પિતાને આવતા જોઇ તેના શાપના ભયથી અમે સ્ત્રી જાતિસ્વભાવથી બીકણ હોવાને લીધે નાશી આવી. હવે અમારા બતાવેલા લોભને વશ થયેલો તે અમને શોધવા માટે ભમતો ભમતો એક વનથી બીજા વનમાં જશે, પણ પિતાના આશ્રમમાં તો જશેજ નહીં." તે સાંભળી રાજા પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે–" અહો ! મેં મૂર્ખે આ શું કર્યું ? એક તો પિતા અને પુત્રનો વિયોગ કરાવ્યો અને મને મારો નાનો ભાઇ પ્રાપ્ત ન થયો. પિતાથી જૂદો પડેલો તે હવે શી રીતે જીવશે ? કેમકે જળની બહાર રહેલ મત્સ્ય કેટલો કાળ જીવે ?" આ પ્રમાણે દુઃખથી અત્યંત અરતિ પામેલો રાજા થોડા જળમાં માછલાંની જેમ શય્યામાં તરફડવા લાગ્યો અને ગીત ગાન વાજીંત્ર સર્વત્ર બંધ કરાવ્યું. આ અવસરે તે વેશ્યાને ઘેર વાગતા વાજિંત્રનો શબ્દ રાજાના કાનનો અપ્રિય અતિથિ થયો. તેથી રાજા બોલ્યો કે–"સર્વ નગર મારા દુઃખથી દુઃખી છે અને આ લોકોત્તર સુખી કોણ છે કે જેની પાસે આવો વાજિંત્રનો ધ્વનિ થાય છે ? અથવા તો સર્વ કોઇ મનુષ્ય પોતપોતાના સ્વાર્થમાંજ તત્પર હોય છે. કારણકે આ મૃદંગનો ધ્વનિજ અત્યારે કોઇને હર્ષ આપે છે અને મને મુદ્ગરના ઘા જેવો લાગે છે." આવી રાજાની વાણીએ

નીકવડે પાણીની જેમ લોકોનાં કર્ણની પરંપરાવડે તે વેશ્યાના કાંનરૂપી ક્યારાને તત્કાળ પૂર્ણ કરી દીધો. તેથી તે વેશ્યા તરતજ પ્રસન્નચંદ્ર રાજાની પાસે આવી અને બે હાથ જોડી તેણે ધૃષ્ટતાથી ઉત્કૃષ્ટ અને પ્રગલ્ભ વાણીવડે વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ ! મને પહેલાં કોઈ નિમિત્તિકે કહ્યું હતું કે–તારે ઘેર મુનિના વેષવાળો જે યુવાન આવે તેને તું તારી પુત્રી પરણાવજે તેથી આજે બળદની જેમ કાંઇ પણ સંસારવ્યવહારને નહીં જાણતો કોઇ એક ઋષિના વેષવાળો યુવાન મારે ઘેર આવ્યો છે, તેને મેં મારી પુત્રી સાથે પરણાવ્યો છે. હે દેવ! તેના વિવાહના ઉત્સવમાં મારે ઘેર ગીત વાદ્ય વિગેરે થાય છે. આપ દુઃખી છો તે હું જાણતી નહોતી, તેથી જો આ બાબતમાં મારો અપરાધ થયો હોય તો ક્ષમા કરો." તે સાંભળી રાજાએ પૂર્વે તે કુમારને જેઓએ જોયો હતો તે માણસોને તેને ઓળખવા મોકલ્યા. તેઓએ ત્યાં જઇને તેને ઓળખ્યો. એટલે તેઓએ રાજા પાસે આવીને 'તેજ' કુમાર છે' એમ જણાવ્યું. તે સાંભળી રાજા પણ જાણે સારૂં સ્વપ્ન જોયું હોય તેમ અત્યંત હર્ષ પામ્યો. પછી રાજાએ તે વલ્કલચીરીને તેની વહુ સહિત હાથણી ઉપર બેસાડીને પોતાને ઘેર તેડી મંગાવ્યો. પછી રાજાએ તેને અનુક્રમે સર્વ વ્યવહારમાં કુશળ બનાવ્યો. પંડિતજનો પશુઓને પણ શીખવે છે, તો પુરૂષને શીખવે તેમાં શું આશ્ચર્ય ? પછી તેને રાજ્યનો વિભાગ આપી રાજા કૃતાર્થ થયો અને તેને દેવાંગના જેવી રાજકન્યાઓ પણ પરણાવી. જેના વાંછિત અખંડિત છે તથા જે સુખરૂપી સમુદ્રના જળમાં હસ્તી સમાન છે એવો તે વલ્કલચીરી તે સ્ત્રીઓની સાથે ક્રીડા કરવા લાગ્યો.

એકદા વલ્કલચીરીનો માર્ગનો મિત્ર પેલો રથી ચોરે આપેલા સુવર્ણના અલંકારાદિક વેચવા માટે નગરમાં ભમતો હતો, તે વખતે જેનું જેનું જે જે ધન ચોરે હરણ કર્યું હતું તેઓએ પોતપોતાનું તે ધન ઓળખી ઉંચા હાથ કરી આરક્ષક પુરૂષોને તે વાત કહી, એટલે તરતજ આરક્ષક પુરૂષો તે રથીને બાંધીને રાજસભામાં લઇ ગયા. ત્યાં બેઠેલા રાજાના નાના ભાઇએ અમૃત

જેવી મધુર દૃષ્ટિવડે તેને જોયો. પછી તે વલ્કલચીરીએ રાજાને પોતાના માર્ગના ઉપકારી તરીકે તેને ઓળખાવ્યો અને છોડી મૂકાવ્યો. 'સત્પુરૂષો ઉપકારને ખાઈ જનારા ( કૃતઘ્ન ) હોતા નથી, કૃતજ્ઞજ હોય છે.'

અહીં વલ્કલચીરીના ગયા પછી સોમચંદ્ર મુનિ પોતાના પુત્રને નહીં જોવાથી તેને શોધવા માટે સમગ્ર વનમાં નિરંતર નેત્રના જળવડે દરેક વૃક્ષને સીંચતા ભમવા લાગ્યા. કેટલેક દિવસે પ્રસન્નચંદ્ર રાજાએ મોકલેલા પુરૂષોએ તેના સમાચાર કહ્યા, તે સાંભળી સોમચંદ્રનાં નેત્રો વિકસ્વર થયાં, પરંતુ પુત્રના વિયોગને લીધે ચિરકાળ સુધી અત્યંત રૂદન કરવાને લીધે તેને દિવસે પણ રાત્રિને કરનારૂં અંધપણું પ્રાપ્ત થયું, તેથી તેના સહચારી બીજા તાપસો તે વૃદ્ધ તાપસને તપને છેડે ફળાદિકવડે પારણું કરાવવા લાગ્યા.

બાર વર્ષ વીતી ગયાબાદ એકદા મધ્ય રાત્રિએ જાગૃત થયેલા પ્રસન્નચંદ્રના નાના ભાઇએ વિચાર કર્યો કે-"હું મંદ ભાગ્યવાળો ઉત્પન્ન થયો કે જન્મતાંજ મારી માતા મરણ પામી, ત્યારપછી અરણ્યમાં વસતાં છતાં પણ મારા પિતાએ મારૂં ભરણપોષણ કર્યું, છતાં મેં અતિ દુરાત્માએ નિરંતર પિતાની કેડ ઉપર રહીને તેમને તપના કષ્ટ કરતાં પણ અધિક કષ્ટ ઉત્પન્ન કર્યું. જ્યારે યુવાવસ્થાને પામી તેનો અત્યુપકાર કરવાને હું સમર્થ થયો ત્યારે દૈવયોગે ઇંદ્રિયોને વશ થયેલો હું પાપી અહીં આવ્યો. મારા પિતાનો મારી ઉપર એટલો બધો ઉપકાર છે કે-એક જન્મે કરીને પણ હું તેનો અનૃણી થઇ શકું તેમ નથી. તેમણે મહા કષ્ટ સહન કરીને પૂરા જેવડા મને હાથી જેવડો બનાવ્યો છે." આ પ્રમાણે વિચારીને તેણે વડીલ બંધુ (રાજા) પાસે જઇને કહ્યું કે-"હે દેવ ! હું પિતાજીના ચરણકમળના દર્શન કરવા માટે અત્યંત ઉત્સુક થયો છું." રાજાએ કહ્યું-"હે ભાઇ ! આપણા બંનેના પિતા એકજ છે, તેથી તારી જેમ મને પણ તેમના ચરણના દર્શનની ઉત્કંઠા છે." ત્યારપછી તે રાજા અને યુવરાજ બન્ને પરિવાર સહિત પિતાના

ચરણથી ભૂષિત કરાયેલા તે આશ્રમમાં ગયા. બન્ને ભાઇઓ વાહનમાંથી નીચે ઉતર્યાં એટલે વલ્કલચીરીએ મોટા ભાઇને કહ્યું કે–"આ તપોવન જોઇને મને રાજ્યલક્ષ્મી તૃણ સમાન લાગે છે, જેમાં હું હંસની જેમ ક્રીડા કરતો હતો તે આ સરોવરો છે, જેનાં ફળોને વાનરની જેમ હું ખાતો હતો તે આ વૃક્ષો છે, આ ભાઈની જેવા ધૂળની ક્રીડાના મિત્રો મૃગલાઓ છે, અને જેમનું મેં દૂધ પીધું હતું તે આ માતાતુલ્ય ભેંશો છે. હે સ્વામી ! આ વનમાં મને જે જે સુખો પ્રાપ્ત થયાં છે તેમાંથી કેટલાં સુખોનું હું વર્ણન કરૂં ? માત્ર એક પિતાની સેવાનું સુખ પણ મને રાજ્યમાં ક્યાંથી હોય ?" આ પ્રમાણે વાતો કરતાં તે બન્ને ભાઈઓ તે આશ્રમમાં પેઠા, અને નેત્રરૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્યસમાન પિતાને જોયા. રાજા સોમચંદ્રમુનિને પ્રણામ કરતાં બોલ્યો કે–"હે તાત ! તમારો પુત્ર આ પ્રસન્નચંદ્ર તમને પ્રણામ કરે છે." તે સાંભળી સોમચંદ્રે પ્રણામ કરતા રાજાને જાણે કે માર્ગમાં તેના શરીરને લાગેલી રજને દૂર કરતો હોય તેમ હાથવડે સ્પર્શ કર્યો. પિતાએ પોતાના હસ્તકમળથી સ્પર્શ કરાયેલો રાજા રોમાંચના અંકુરાએ કરીને ખીલેલા કદંબ વૃક્ષ જેવો થયો. પછી રાજાનો નાનો ભાઈ પણ સોમર્ષિને પ્રણામ કરતો બોલ્યો કે–"આ વલ્કલચીરી તમારા ચરણકમળમાં ભ્રમરપણાને પામે છે." તે સાંભળી કમળની જેમ તેના મસ્તકને સુંઘીને હર્ષ પામેલા સોમચંદ્રે નવો મેઘ પર્વતનું આલિંગન કરે તેમ તેને સર્વ અંગે આલિંગન કર્યું. તે વખતે સોમર્ષિના નેત્રોમાં પ્રગટ થયેલા ઉષ્ણ અશ્રુ તત્કાળ અંધપણાનો નાશ કરવામાં પરમ ઔષધ રૂપ થયા. જેથી તત્કાળ પ્રકાશિત થયેલા નેત્રોવડે મુનિએ તે બંને પુત્રોને જોયા, તે વખતે જાણે ફરીથી ગૃહસ્થાશ્રમના સ્નેહબંધનને પામ્યો હોય તેવો તે થયો. એટલે તેણે પુત્રોને પૂછ્યું કે–"હે પુત્રો ! તમે સુખે સુખે કાળ નિર્ગમન કરો છો ?" તેઓ બોલ્યા–"કલ્યાણવૃક્ષના દોહદરૂપ તમારા પ્રસાદથી અમારો કાળ સુખમાં નિર્ગમન થયો છે ને થાય છે."

પછી "મારા તાપસના ઉપકરણો આટલો વખત મારા જોયા વિનાના છે તે કેવાં રહ્યા હશે ?" એમ વિચારી વલ્કલચીરી તે લેવા માટે તત્કાળ ઉટજમાં પેઠો. ત્યાં તે પોતાના તાપસપણાના ઉપકરણો જોઈ તેના પર પૂર્વની મમતા જાગૃત થવાથી તેની પોતાના ઉત્તરીય વસ્ત્રવડે પડિલેહણ કરવા લાગ્યો. તે વખત તેને વિચાર થયો કે-" શું પહેલાં કોઇ વખતે યતિના પાત્રોને મેં પાત્રકેસરીકાવડે[1] પડિલેહ્યાં છે ? " આ પ્રમાણે વિચારતાં તેને તરતજ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને ગઈ કાલેજ કરેલા કાર્યની જેમ તેને પોતાના પૂર્વના દેવ અને મનુષ્યના ભવો સ્મરણમાં આવ્યા. પૂર્વભવમાં પાળેલા ચારિત્રનું સ્મરણ થતાં વલ્કલચીરી મોક્ષલક્ષ્મીના મિત્રરૂપ ઉત્કૃષ્ટ વૈરાગ્યને પામ્યા અને ધર્મધ્યાનને ઓળંગી શુક્લધ્યાનના બીજા પાયામાં વર્તતાં તત્કાળ ઉજ્વળ કેવળજ્ઞાનને પામ્યા. પછી કેવળી મહાત્મા સોમચંદ્રના પુત્રે પિતાને અને ભાઇને અમૃતના જેવી ધર્મદેશના આપી. ત્યાર પછી દેવતાએ આપેલા યતિવેશને ધારણ કરનાર વલ્કલચીરીને પ્રતિબોધ પામેલા સોમચંદ્ર અને પ્રસનચંદ્રે પ્રણામ કર્યા.

હે શ્રેણિક રાજા ! અન્યદા અમે વિહાર કરતા પોતનપુરની પાસેના મનોરમ નામના ઉદ્યાનમાં સમવસર્યા. તે વખતે પ્રત્યેકબુદ્ધ વલ્કલચીરીએ તેના પિતાને અમને સોંપી અન્યત્ર વિહાર કર્યો. પ્રસન્નચંદ્ર રાજા પોતનપુરમાં ગયો અને વલ્કલચીરીના વચનથી સ્થિર વૈરાગ્ય વાળો રહ્યો. ત્યારપછી પ્રસન્નચંદ્ર રાજાએ પોતાના રાજ્ય ઉપર બાલ્યાવસ્થાવાળા પુત્રને સ્થાપન કરી વિરક્તપણાને લીધે અમારી પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી."

આ પ્રમાણે પ્રસન્નચંદ્ર ઋષિનું ચરિત્ર કહી શ્રીવીર ભગવાન્ વિરામ પામ્યા, તેટલામાં શ્રેણિક રાજાએ આકાશમાં દેવોને આવતા જોયા. એટલે તેણે ફરીથી પ્રણામ કરી જગદીશ્વરને પૂછ્યું કે-" હે પ્રભુ ! આકાશને પ્રકાશિત કરતો આ દેવોનો સમૂહ શા નિમિત્તે આવતો દેખાય છે ?" સ્વામી બોલ્યા કે-" પ્રસન્નચંદ્ર

૧ પાત્ર પ્રમાર્જવાની પુંજણી.

ઋષિને હમણાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેનો મહિમા કરવા માટે આ દેવો આવે છે." ફરીથી મગધેશ્વરે જિનેશ્વરને પૂછ્યું કે–" હે ભગવાન્ ! કેવળજ્ઞાન વિચ્છેદ ક્યારે પામશે ? " ભગવાન્ બોલ્યા કે–" આ બ્રહ્મેંદ્રનો સામાનિક દેવ વિદ્યુન્માલી ચાર દેવીઓ સહિત અહિં બેઠેલો છે, તે આજથી સાતમે દિવસે ચ્યવીને તારા નગરમાં **ઋષભદત્ત** શ્રેષ્ઠિનો પુત્ર જંબૂ નામે થશે. તે ચરમ કેવળી થશે. ત્યારપછી કેવળજ્ઞાન વિચ્છેદ જશે. રાજાએ પૂછ્યું–" આ દેવનું ચ્યવન સમીપે છતાં તેનું તેજ કેમ ક્ષીણ થયું નથી ? " પ્રભુ બોલ્યા કે–" હે રાજા ! જે દેવો એકાવતારી હોય છે તેઓને તેજનો ક્ષય થવા વિગેરે ચ્યવવાનાં ચિન્હો થતાં નથી." તે વખતે **અનાદૃત** નામનો જંબૂદ્વીપનો દેવ હર્ષથી ઉંચા સ્વરે બોલ્યો કે–" અહો મારૂં કુળ બહુ ઉંચું જણાય છે." તે સાંભળી શ્રેણિકે હાથ જોડી ભગવાનને પૂછ્યું કે–"આ દેવ આ પ્રમાણે પોતાના કુળની પ્રશંસા કેમ કરે છે ? " ભગવાન બોલ્યા કે—

હે રાજા ! આજ નગરમાં પૃથ્વીને વિષે પ્રસિદ્ધ **ગુપ્તમતિ** નામે શ્રેષ્ઠી રહેતો હતો, તેને અનુક્રમે બે પુત્રો થયા હતા. તેમાં મોટાનું નામ **ઋષભદત્ત** અને નાનાનું નામ **જિનદાસ** હતું. મોટો ઘણોજ સદાચારી અને નાનો દ્યૂતાદિકના વ્યસનવાળો હતો. તે બન્ને અનુક્રમે પહેલા અને છેલ્લા યુગના જાણે પ્રત્યક્ષ શરીર હોય તેવા હતા. બુદ્ધિમાન ઋષભદત્તે જિનદાસને દુરાચારી જાણી સર્વ સ્વજનોની સાક્ષીએ તેનો ત્યાગ કર્યો. તે મોટો શ્રેષ્ઠીપુત્ર " હું ભાઇ વિનાનોજ છુ" એમ સર્વત્ર બોલતો હતો અને નાનાભાઇને શ્વાનની જેમ ઘરમાં પ્રવેશ કરવા પણ દેતો નહોતો. એકદા કોઇ જુગારી સાથે જુગાર રમતાં જિનદાસને અતિશય ક્લેશ થયો. તેમાં તે જુગારીએ જિનદાસને કોઇક શસ્ત્ર માર્યું. દ્યૂતરૂપી વિષવૃક્ષના ફળરૂપ આયુધના પ્રહારની વેદનાને અનુભવતો જિનદાસ રંકની જેમ પૃથ્વીપર આળોટવા લાગ્યો. તે વખતે ઋષભદત્તને તેના સ્વજનોએ કહ્યું કે–" હે અર્હત્ ધર્મના ભક્ત ! દરેક પ્રાણીનાં પર સાધારણ એવી દયાવડે કરીને પણ

તારા નાના ભાઇને તું જીવાડ. જે પુરૂષ બંધુને તથા સેવકને કષ્ટરૂપી કૂપમાંથી ખેંચી કાઢે છે, તેજ બંધુ, તેજ નાયક અને તેજ વિશુદ્ધ કીર્તિનું પાત્ર છે."

આ પ્રમાણે સ્વજનોએ પ્રેરેલા ઋષભદત્તે નાના ભાઈ પાસે જઇ કહ્યું કે–"હે વત્સ ! શાંતિ ધારણ કર. હું ઔષધાદિક વડે તારૂં રક્ષણ કરૂં છું." જિનદાસ બોલ્યો કે–"હે વડીલ બંધુ ! મારા દુરાચરણને માફ કરો, અને જીવવાની સ્પૃહા રહિત થયેલા મને પરલોકનું શ્રેય થાય તેવી આરાધના કરાવો. હે આર્ય ! પરલોકના માર્ગે ચાલેલા એવા મને અનશનપૂર્વક ધર્મોપદેશરૂપી પાથેય (ભાતું) આપો." તે સાંભળી ઋષભદત્તે તેને કહ્યું કે–"હે બંધુ ! તું સમતા રહિત થા અને નિર્મળ ચિત્તે પંચ પરમેષ્ઠી મંત્રનો જાપ કર." ઈત્યાદિક ઉપદેશ આપી શુદ્ધ બુદ્ધિવાળા ઋષભદત્તે પોતેજ નાના ભાઇને અનશનપૂર્વક આરાધના કરાવી. જિનદાસ પણ પંડિતમરણવડે મરણ પામી આ પરમ ઋદ્ધિવાળો જંબૂદ્વીપનો સ્વામી દેવ થયો છે. આ દેવે અમારૂં આ વચન સાંભળ્યું કે–'રાજગૃહ નગરમાં ઋષભદત્તનો પુત્ર જંબૂ ચરમ કેવળી થશે.' તેથી પોતાના કુળમાં કેવળીનો પવિત્ર જન્મ થશે એમ સાંભળીને આ દેવ પોતાના કુળની અત્યંત પ્રશંસા કરે છે.

શ્રેણિક રાજાએ ફરીથી પૂછ્યું કે–"હે ભગવાન્ ! સર્વ ગ્રહોને વિષે સૂર્યની જેમ સર્વ દેવોને વિષે આ વિદ્યુન્માલી દેવ અતિ તેજસ્વી કેમ દેખાય છે ?" પ્રભુએ કહ્યું કે–

"આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં મગધ નામના દેશમાં **સુગ્રામ** નામનું ગામ છે. તેમાં **આર્યવાન્** નામનો ગ્રામપતિ (ગામેતી) હતો. તેને **રેવતી** નામે ભાર્યા હતી, અને **ભવદત્ત** તથા **ભવદેવ** નામના બે પુત્રો હતા, તેમાંના મોટા ભવદત્તે યુવાવસ્થામાં પણ **સુસ્થિત** નામના આચાર્યની પાસે સંસારરૂપી સમુદ્રને તારવામાં દૃઢ નાવસમાન દીક્ષા ગ્રહણ કરી અને ખડ્ગની ધારા સમાન ઉગ્ર વ્રતને પાળતા શ્રુતના પારગામી થયા. વળી ગુરૂનું જાણે બીજું શરીરજ હોય તેમ તે ગુરૂની સાથેજ વિચરવા લાગ્યા.

અન્યદા તે ગચ્છમાં રહેલા કોઇ સાધુએ આચાર્ય મહારાજને વિજ્ઞપ્તિ કરી કે-"હે પૂજ્ય ! મને આજ્ઞા આપો તો હું જ્યાં મારા બંધુજન રહે છે ત્યાં જાઉં. ત્યાં મારો નાનો ભાઈ છે, તે મારા પર અત્યંત સ્નેહવાળો છે, તે પ્રથમથીજ સ્વભાવે ભદ્રિક હોવાથી મને જોઇને જરૂર પ્રવ્રજ્યા ગ્રહણ કરશે." તે સાંભળી ગુરૂએ બીજા શ્રુતધર સાધુની સાથે તેને જવાની રજા આપી. "પરોપકાર કરવામાં તત્પર એવા શિષ્ય ઉપર ગુરૂ પ્રસન્નજ હોય છે." પછી તે સાધુ પોતાના પિતાને ઘેર ગયા. તે વખતે ત્યાં પોતાના ભાઇનો કામદેવરૂપી વૃક્ષના દોહદ સમાન વિવાહોત્સવ પ્રારંભેલો જોયો. વિવાહના કૌતુકમાં વ્યગ્ર થયેલો તે મુનિનો નાનો ભાઇ તે વખતે સર્વ અન્ય કર્તવ્ય વીસરી જઇને લગ્ન સંબંધી હર્ષથી વાતુલ (વાયડો) થઈ ગયો હતો. તેથી વિવાહના સમયે આવેલા પોતાના મોટા ભાઈ મુનિને જાણે તે ઓળખતોજ ન હોય એમ તેણે તેનું સ્વાગત પણ કર્યું નહીં, બોલાવ્યા પણ નહીં, તો પછી વ્રત લેવાની તો વાતજ શી કરવી ? તે જોઈ વિલખા થયેલા તે મુનિ ગુરૂની પાસે પાછા આવ્યા અને ઇર્યાપથિકી આલોચી નાના ભાઈની સર્વ કથા ગુરૂની પાસે કહી બતાવી. તે સાંભળી ભવદત્ત મુનિ બોલ્યા કે-"અહો ! નાના ભાઈની કઠોરતા કેવી ? કે જેથી મોટાભાઈ અને વળી મુનિ પોતાને ઘેર અતિથિ તરીકે આવ્યા છતાં તેની અવગણના કરી ? ગુરૂની ભક્તિ કરતાં વળી વિવાહનું કૌતુક મોટું શાનું ? કે જેથી તેનો ત્યાગ કરીને તે આનંદ સહિત મોટાભાઇની પાછળ ન ચાલ્યો ?" તે સાંભળી કોઈ બીજા સાધુ બોલ્યા કે-"હે ભવદત્ત મુનિ ! જો તમે પંડિત હો તો તમે તો તમારા નાના ભાઇને અવશ્ય દીક્ષાજ આપશો." ત્યારે ભવદત્ત મુનિ બોલ્યા કે-"જો ગુરૂમહારાજ મગધ દેશમાં વિહાર કરશે તો તે કૌતુક પણ હું દેખાડી આપીશ."

એકદા આચાર્ય મહારાજ મગધ દેશમાં પધાર્યા. કારણ કે વાયુની જેમ સાધુઓની એક સ્થળે સ્થિતિ હોતીજ નથી. તે વખતે આચાર્યના ચરણને વંદના કરી ભવદત્તે વિજ્ઞપ્તિ કરી કે-

અહીંથી મારા સ્વજનો નજીકજ છે. તેથી જો આપની આજ્ઞા હોય તો હું તેમને જોવા જાઉં." તે સાંભળી ગુરૂએ તેને એકલાને પણ જવાની રજા આપી. કારણ કે ઇંદ્રિયોને વશ કરનાર મુનિનો એકાકી પણે વિહાર પણ યોગ્યજ છે. પછી પ્રવ્રજ્યા આપીને નાના ભાઇનો ઉપકાર કરવા માટે તત્પર એવા ભવદત્ત મુનિ પોતાના સ્વજનોને ઘેર ગયા. તે વખતે ભવદત્ત મુનિનો નાનો ભાઈ ભવદેવ **વાસુકીની** કુક્ષિથી ઉત્પન્ન થયેલી **નાગદત્તની** કન્યાને પરણતો હતો. વિવાહોત્સવમાં પ્રવર્તેલા સર્વ બંધુઓ હર્ષથી તે મુનિની પાસે ગયા, અને ઉત્સવ ઉપર ઉત્સવ આવ્યો એમ માનવા લાગ્યા. તત્કાળ પ્રાસુક જળવડે તે મુનિના પાદ ધોઈ તે પાદોદકને તીર્થોદકથી પણ વધારે માની નમન કર્યું. પછી સંસારસમુદ્રમાં ડુબવાના ભયથી જાણે આલંબનને ઇચ્છતા હોય તેમ તે સર્વ બંધુઓએ મુનિના પગમાં પડી વંદના કરી. મુનિએ પણ બંધુઓને કહ્યું કે—"હે પાપ રહિત ભદ્રો ! તમે વિવાહના કાર્યમાં વ્યાકુળ છો, તેથી અમે બીજે ઠેકાણે વહોરવા જઈશું, તમને ધર્મલાભ હો." ત્યારે સર્વ બંધુઓએ બીજે જવા ન દેતાં હર્ષથી એષણીય, કલ્પ્ય અને પ્રાસુક અન્નપાનાદિક વડે તે મુનિને પ્રતિલાભ્યા.

આ અવસરે ભવદેવ કુળાચાર કરવામાં પ્રવર્તેલો હતો અને સખીઓવડે પરિવરેલી નવી પરણેલી સ્ત્રીને તે શણગારતો હતો. તેમાં જાણે કે ચંદ્રમાંથી આકર્ષણ કરેલો ચંદ્રિકાનો રસ હોય એવા શ્રીચંદનના રસે કરીને તે પ્રેયસીને અંગરાગ કરતો હતો. તેણીના મસ્તક ઉપર જેણે ચંદ્રને ગ્રસ્યો છે એવા રાહુની લક્ષ્મી (શોભા) ને ચોરનાર પુષ્પની માળા સહિત કેશસમૂહ બાંધતો હતો. તેણીના બે કપોલરૂપી પાટીયા ઉપર જાણે કામદેવની જયપ્રશસ્તિ હોય એવી કસ્તુરીની પત્રવેલી (પીળ) આળેખતો હતો. પછી જેટલામાં તે તેણીના બે સ્તનના મંડનને કરતો હતો તેટલામાં ભવદત્ત મુનિનું આગમન તેણે સાંભળ્યું. ભાઈનાં દર્શનમાં ઉત્સુક થયેલો તે તરતજ જીતેલા જુગારીની જેમ અર્ધ શણગારેલી પ્રિયાને

છોડીને એકદમ ઉભો થયો તે વખતે "અર્ધ શણગારેલી કાંતાને તજીને જવું તમને યોગ્ય નથી." એમ તેણીની સખીઓએ કહ્યું, તે જાણે બહેરો હોય તેમ તેણે સાંભળ્યું પણ નહીં. તે સખીઓ આગ્રહપૂર્વક તેને જવાનો નિષેધ કરવા લાગી, ત્યારે તેણે જવાબ આપ્યો કે–"હે બાળિકાઓ! હું ગુરૂને પ્રણામ કરીને તરતજ પાછો આવીશ." એમ કહી ભવદેવ તે સ્થાનેથી વાનરની જેમ કુદકા મારતો જલદી આવીને ભવદત્ત મુનિને નમ્યો. તે વાંદીને ઉભો થયો કે તરતજ તે નાના ભાઇના હાથમાં ચારિત્ર આપવાનું જાણે સાટું હોય એવું ઘીનું પાત્ર મુનિએ આપ્યું. પછી ભાઈની ઉપર જરાક દૃષ્ટિ નાંખીને બુદ્ધિના નિધાન તે સાધુશિરોમણિ તેના ઘરથી બહાર નીકળ્યા. ઘીનું પાત્ર હાથમાં ધારણ કરીને મુનિના ચરણકમળમાં ભ્રમરરૂપ ભવદેવ પણ મુનિની પાછળ પાછળ ચાલ્યો. બીજા પણ ઘણા નરો અને નારીઓ ભવદેવની જેમ જાણે હર્ષરૂપી દ્રહના તરંગો હોય તેમ ભવદત્ત મુનિની પાછળ ચાલ્યા. મુનિએ તેઓમાંથી કોઇને પાછા જવાનું કહ્યું નહીં; કારણકે મુનિઓનો એવોજ આચાર છે. છેવટે મુનિએ રજા નહીં આપવાથી તેઓ પણ તરતમાં પાછા વળ્યા નહીં; પરંતુ દૂર સુધી જઇને શ્રમિત થયેલા તેઓ મુનિને વાંદી પોતાની મેળેજ પાછા વળ્યા; તેમાં પ્રથમ સ્ત્રીઓ પાછી વળી અને પછી પુરૂષો પાછા વળ્યા. તે વખતે ભદ્ર સ્વભાવવાળા ભવદેવે વિચાર કર્યો કે–"મુનિએ રજા આપ્યા વિનાજ આ સર્વે પાછા વળ્યા તે ભલે વળ્યા, કેમકે તેઓ કાંઈ આ મુનિના સહોદર નથી, પણ હું તો એમનો સહોદર છું, અમે બન્ને પરસ્પર પ્રીતિવાળા છીએ; તેથી તેમના કહ્યા વિના મારે પાછું વળવું યોગ્ય નથી. ખરેખર આ મોટા ભાઈ ભાતપાણીના ભારથી શ્રમિત થયેલા છે, તેથી મારા પર પ્રસન્ન થઇને આ ઘીનું પાત્ર મને ઉપાડવા આપ્યું છે. વળી મારા મોટાભાઈ બહુ દિવસે અહીં આવ્યા છે અને થાકી ગયા છે, તેથી તેમને તેમના સ્થાને પહોંચાડ્યા વિના હું પાછો જવા ઇચ્છતો નથી."

મહામુનિ ભવદત્તે પણ 'આ પાછો મા વળો' એમ ધારી તેના મનની ગમતને માટે તેની પાસે ગૃહસ્થાશ્રમની વાર્તા આરંભી–"હે ભાઇ! આપણે જે વૃક્ષો ઉપર વાનરની જેમ સ્વેચ્છાએ ક્રીડા કરતા હતા તે આ મુસાફરોને માટે જાણે માંડવા કર્યા હોય તેવા ગામના પાદરના વૃક્ષો છે. તે આ સરોવરો છે કે જ્યાં આપણે બાલ્યાવસ્થામાં કમલિનીના નાળવડે પરસ્પરના કંઠની હારલક્ષ્મી કરતા હતા અને તે આ ઘણી વાળુકાવાળી ગામના પાદરની ભૂમિઓ છે કે જયાં આપણે વર્ષાઋતુમાં વાળુકાનાં ચૈત્ય બનાવી ક્રીઠા કરતા હતા." આ પ્રમાણે માર્ગમાં નાના ભાઈ સાથે વાર્તા કરતા ભવદત્ત મુનિ આચાર્યના ચરણકમળવડે પવિત્ર કરાયેલા ગામમાં આવ્યા.

નાના ભાઇ સહિત ભવદત્ત મુનિને ઉપાશ્રયના દ્વાર પાસે આવેલા જોઈ બીજા નાના સાધુઓ પરસ્પર હોઠ વાંકા કરીને બોલ્યા કે–" ખરેખર, આ મુનિ પોતાનું વચન સત્ય કરવા માટે દિવ્ય વેષને ધારણ કરનાર પોતાના નાના ભાઇને દીક્ષા આપવા માટે અહીં લાવ્યા જણાય છે." સૂરિએ પૂછ્યું કે–"હે ભવદત્ત! આ યુવાન કોણ છે?" તે બોલ્યા–"હે પૂજ્ય! આ મારો નાનો ભાઈ છે અને તે આપની પાસે દીક્ષા લેવા માટે આવ્યો છે." સૂરિએ ભવદેવને પૂછ્યું કે–"હે ભદ્ર! શું તુ વ્રતનો અર્થી છે?" તે સાંભળી "મારો ભાઇ અસત્યવાદી ન ઠરો" એમ વિચારી તે બોલ્યો કે–'હા જી, એટલે તેજ વખતે સૂરિએ તેને પ્રવ્રજ્યા આપી અને બીજા બે સાધુ સહિત તેને બીજે ઠેકાણે વિહાર પણ કરાવ્યો.

અહીં "ભવદેવ હજુ કેમ ન આવ્યો?" એવી ચિંતા થવાથી તેના સ્વજનો પાછળથી આવીને ભવદત્ત મુનિને કહેવા લાગ્યા કે–" ભવદેવ અર્ધ શણગારેલી વહુને મૂકીને તમારી પાછળ આવ્યો હતો, તેથી તો અમે ખુશી થયા હતા, પરંતુ તે હજુ પાછો આવ્યો નથી, તેથી અમે જીવતા છતા મુવા સમાન થઈ ગયા છીએ. અમુક અપેક્ષાએ વિધવા જેવી થયેલી તે વહુ ચક્રવાકીની જેમ ખેદ કરે છે અને નીઝરણાના પાણીની જેમ તેનાં નેત્રનાં પાણી

સૂકાતાંજ નથી. વળી અમને પૂછ્યા વિના એકલો ભવદેવ કોઈ પણ ઠેકાણે જાય એવો સ્વપ્નમાં પણ સંભવ નથી અને આજે ક્યાંઈપણ ગયો તે શું ? હે ઋષિ! જેનું ધન નષ્ટ થયું હોય એવા લોકની જેમ ભવદેવને નહિ જોવાથી ગાંડા થઇ ગયેલા અમારા ઉપર તમે અનુગ્રહ કરો અને તે તમારો લઘુબંધુ ક્યાં છે તે કહો." તે સાંભળી નાના ભાઈના ધર્મના પરિણામને ઇચ્છતા તે મુનિ અસત્ય બોલ્યા કે–"તે અહીં સુધી આવીને તરતજ પાછો વળ્યો છે. પછી તે ક્યાં ગયો તે અમે જાણતા નથી." તે સાંભળીને "શું તે બીજે રસ્તે ગયો હશે ?" એમ બોલતા અને જાણે ચોરોથી લુંટાયા હોય તેવા દીન મુખવાળા તેઓ શિઘ્ર પાછા વળ્યા.

અહીં ભવદેવ મુનિ પણ પોતાની નવી પરણેલી સ્ત્રીનું હૃદયમાં ધ્યાન કરતા માત્ર ભાઈ ઉપરની ભક્તિને લીધેજ શલ્ય સહિત પ્રવ્રજ્યાને પાળવા લાગ્યા. એ પ્રમાણે ઘણો કાળ વ્યતીત થયા પછી ભવદત્ત મહર્ષિ અનશન કરી વિધિપૂર્વક મરણ પામી સૌધર્મ દેવલોકમાં દેવ થયા. ત્યાર પછી ભવદેવે વિચાર કર્યો કે–"નાગિલા મારી પ્રિયા છે, અને હું તેનો પ્રિય છું; ખેદની વાત છે કે અમારા બંનેનો અણધાર્યો વિયોગ થયો છે. ભાઇના આગ્રહથીજ મેં આટલા કાળ સુધી વ્રત પાળ્યું છે, હવે તે તો સ્વર્ગે ગયા, ત્યારે હવે મારે કેવળ કષ્ટના હેતુરૂપ વ્રતે કરીને શું ફળ છે ? નાગિલાના વિરહથી હું જેવી પીડા પામું છું તેવી પીડા મને દુષ્કર વ્રતના કષ્ટથી પણ થતી નથી. અહો! તેણીનું શું થયું હશે ? હું ધારૂં છું કે બંધનમાં પડેલી હાથણીની જેમ, હિમથી વ્યાપ્ત થયેલી કમલિનીની જેમ, મારવાડમાં રહેલી હંસીની જેમ, ઉષ્ણ ઋતુના તાપને પામેલી લતાની જેમ, ટોળામાંથી જુદી પડેલી હરણીની જેમ અને પાશમાં પડેલી સારિકા (મેના)ની જેમ દીનતાને પામેલી તે લોકોની દયાને પાત્ર થઇ ગઈ હશે. જો હું લાંબા નેત્રવાળી તે પ્રિયાને જીવતી જોવા પામીશ તો ગૃહસ્થાશ્રમથી તૃપ્તિ નહિ પામેલો હું હજી પણ તેણીની સાથે

ક્રીડા કરીશ." આ પ્રમાણે ઉર્ણનાભ (કરોળીઆ)ની જેમ ચિંતા (વિચાર) રૂપી તંતુથી પોતાના આત્માને બાંધતો તે ભવદેવ સ્થવિર મુનિઓને પૂછ્યા વિનાજ ત્યાંથી નીકળી ગયો.

રાષ્ટ્રકૂટનો પુત્ર ભવદેવ શિઘ્રપણે સુગ્રામ ગામે આવ્યો અને ગામની બહાર ઢાંકેલા દ્વારવાળા એક આયતનની પાસે રહ્યો. તેટલામાં ત્યાં કોઈ બ્રાહ્મણીની સાથે કોઈ એક ગંધ અને માલ્યને ધારણ કરનારી સ્ત્રી આવી. તેણીએ 'આ મુનિ છે' એમ ધારી તેને વંદના કરી. ભવદેવે તેણીને પૂછ્યું કે-"હે ભદ્રે! અહીં આર્યવાન્ નામનો રાષ્ટ્રકુટ અને તેની સ્ત્રી રેવતી હતાં તે જીવે છે કે નહીં?" તે બોલી કે-"તે આર્યવાન્ અને રેવતી મરણ પામ્યાં છે અને તેમને મરણ પામ્યાને ઘણો સમય વીતી ગયો છે." ફરીથી તે મુનિએ પૂછ્યું કે-" આર્યવાન્‌ના પુત્ર ભવદેવે જે તરતની પરણેલી પ્રિયાનો ત્યાગ કર્યો હતો તે જીવે છે કે નહીં?" તે સાંભળીને તેણીએ વિચાર કર્યો કે-"ખરેખર, આ તો ભવદેવ જણાય છે, તેણે તેમના મોટા ભાઈ પાસે વ્રત ગ્રહણ કર્યું હશે, તેથીજ આ મુનિવેષમાં જણાય છે, માટે તે બાબત આ અહીં આવેલા પાપ રહિત આત્માનેજ પૂછું." એમ વિચારી તે[1] બોલી કે-" આર્યવાન્ અને રેવતીના પુત્ર ભવદેવ તમે છો? હે તપોધન! તમે અહીં કેમ આવ્યા છો?" ભવદેવ બોલ્યો-" તમે મને બરાબર ઓળખ્યો, તેજ હું નાગિલાનો પ્રાણેશ્વર ભવદેવ છું. તે વખતે મોટા ભાઈના આગ્રહથી તેણીને મૂકીને ગયેલા મેં ઇચ્છા વિના પણ દુષ્કર વ્રત ગ્રહણ કર્યું હતું. હાલમાં તે મારા ભાઈ મરણ પામવાથી હું અંકુશ રહિત થયો છું; તેથી તે નાગિલાની શી અવસ્થા હશે તે જોવાની ઈચ્છાથી હું અહીં આવ્યો છું." તે સાંભળી નાગિલાએ વિચાર કર્યો કે-" મને ઘણા કાળ પહેલાં જોયેલી હોવાથી મારાં વય અને રૂપ બદલાઈ ગયાં છે, તેથી આ મને ઓળખતા નથી. ઠીક છે, હું તેમને ઓળખાણ પાડું છું." એમ વિચારી નાગિલા બોલી કે-"તમે જે નવોઢાનો

૧ આ પૂછનાર નાગિલાજ છે.

ત્યાગ કર્યો હતો તેજ હું નાગિલા છું; આટલો કાળ જવાથી મારી યુવાવસ્થા પણ જતી રહી છે, તો હે પુણ્યશાળી! મારામાં શું લાવણ્ય છે? વિચારો, હે મહાશય! સ્વર્ગ અને મોક્ષના ફળને આપનાર આ ત્રણ રત્નનો ત્યાગ કરી માત્ર કોડીના જેવી મને હવે તમે ગ્રહણ કરશો નહીં. અત્યંત ઘોર નરકમાં પાડવાના સાક્ષીરૂપ અને કામદેવના શસ્ત્ર સમાન વિષયોના વેધ્યપણાને તમે પામશો નહિ, અર્થાત તેવા વિષયોથી તમે વિંધાશો નહિ. તમારા ભાઇએ કપટથી પણ હિતબુદ્ધિથી તમને વ્રત ગ્રહણ કરાવ્યું છે, તો પાપની ખાણરૂપ મારામાં રક્ત થઇને તેને તમે અનાપ્ત ન માનશો. હજુ પણ તમે અહીંથી પાછા વળો, ગુરૂના ચરણ પાસે જાઓ, અને તેમની પાસે મારા ઉપર રાગથી કરેલા પાપની આલોચના કરો."

આ પ્રમાણે નાગિલા ભવદેવને ઉપદેશ આપતી હતી, તેટલામાં તે બ્રાહ્મણીનો પુત્ર દૂધપાક જમીને ત્યાં આવ્યો. તેણે તેની માને કહ્યું કે—" મેં આજે અમૃત જેવું સ્વાદિષ્ટ પાયસાન્ન ખાધું છે, તેનું મારે વમન કરવું છે, માટે હે માતા! તું નીચે પાત્ર ધારી રાખ. મને બીજે ઠેકાણેથી જમવાનું નિમંત્રણ આવ્યું છે, ત્યાં મને દક્ષિણા મળશે; પરંતુ આ પાયસાન્નનું વમન કર્યા વિના હે માતા! હું ફરીથી ભોજન કરી શકું તેમ નથી. દક્ષિણા લઇને અહીં આવીશ ત્યારે ફરીથી હું વમેલા પાયસાન્નને પાછો ખાઈ જઇશ, કારણ કે પોતાનું ઉચ્છિષ્ટ અન્ન પોતાને જમવામાં શી લજ્જા છે?" બ્રાહ્મણી બોલી કે—"વમન કરેલાને જો તું ખાઇશ તો નિંદવા લાયક થઇશ. માટે હે પુત્ર! આ નિંદ્ય કર્મ કરવાથી સર્યું." તે સાંભળી ભવદેવ પણ બોલ્યા કે—" હે બટુક! તું વમન કરેલાને ખાઇશ તો શ્વાનથી પણ નીચ ગણાઈશ." ત્યારે નાગિલાએ તે મુનિને કહ્યું કે—"જો તમે આવું જાણો છો અને કહો છો તો મારૂં વમન કરીને ફરીથી મને ભોગવવાને કેમ ઇચ્છો છો? માંસ, રૂધિર, અસ્થિ, વિષ્ટા અને મૂત્રે કરીને ભરેલી હું અધમમાં અધમ અને વમનથી પણ વધારે નિંદ્ય

છું, તો મને ઇચ્છતા તમે કેમ લજ્જા પામતા નથી? પર્વત ઉપર બળતા અગ્નિને જુઓ છો, પરંતુ પગની નીચે બળે છે તેને જોતા નથી, એટલે કે બીજાને શિક્ષા આપો છો, અને પોતાના આત્માને શિક્ષા કેમ આપતા નથી? જેઓ બીજાને શિક્ષણ આપવામાં વિચક્ષણ હોય તેઓની પુરૂષોમાં ગણના નથી, પરંતુ જેઓ પોતાના આત્માને ઉપદેશ આપે છે તેઓજ મનુષ્યમાં પુરૂષ ગણાય છે." તે સાંભળી ભવદેવ બોલ્યા કે—"હે પાપરહિત! તેં મને યોગ્ય શિક્ષા આપી તે બહુ સારૂં કર્યું. જન્માંધની જેમ હું ઉન્માર્ગે જતો હતો તેને તેં સન્માર્ગે આણ્યો. હવે હું સ્વજનોને મળીને પાછો ગુરૂ પાસે જઇશ. તેમની પાસે વ્રતના અતિચારની આલોચના કરીને હું દુષ્કર તપ કરીશ." નાગિલા પણ બોલી કે—"તમારે સ્વજનોને મળવાનું શું પ્રયોજન છે? તમે તમારા સ્વાર્થને સાધવામાંજ તત્પર થઇ જાઓ; કારણકે તે સ્વજનો તમને ગુરૂદર્શનમાં મૂર્તિમાન્ વિઘ્નરૂપ થશે; માટે તમે ગુરૂના ચરણની સમીપે જાઓ અને આત્માનું દમન કરી વ્રતનું આચરણ કરો. હું પણ સાધ્વીજી પાસે જઇ પ્રવ્રજ્યા ગ્રહણ કરીશ." નાગિલાનાં આવાં વચનો સાંભળીને ભવદેવ મુનિએ અરિહંતની પ્રતિમાઓને વંદના કરી સાવધાનપણે ગુરૂ પાસે જઈ આલોચના વિગેરે સર્વ કાર્ય કર્યું. પછી અતિચાર રહિત ચારિત્રનું પ્રતિપાલન કરી કાળ ધર્મ પામીને ભવદેવ મુનિ પહેલા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવપણે ઉત્પન્ન થયા.

ભવદત્ત મુનિનો જીવ સ્વર્ગથી ચ્યવીને મહાવિદેહની પૃથ્વીમાં શિરોમણિ **પુષ્કલાવતી** વિજયમાં **પુંડરીકિણી** નામની નગરીમાં **વજ્રદત્ત** નામના ચક્રવર્તીની **યશોધરા** નામની સ્ત્રીની કુક્ષિમાં અવતર્યો. તે જીવ તેણીની કુક્ષિરૂપી સરોવરમાં હંસપણાને પામ્યો, ત્યારે યશોધરા દેવીને સમુદ્રસ્નાનનો દોહદ થયો. તેથી રાજાએ સમુદ્ર જેવી સીતા નદીમાં તે મહાદેવીની સાથે ક્રીડા કરી તેનો દોહદ પૂર્ણ કર્યો. દોહદ સંપૂર્ણ થવાથી તે યશોધરા મહાદેવી લતાની જેમ અધિકાધિક લાવણ્યને પામી. સમગ્ર

પૂર્ણ થયે તે ચક્રવર્તીની રાણીએ ગંગા જેમ સુવર્ણકમળને ઉત્પન્ન કરે તેમ ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. શુભ દિવસે રાજાએ યશોધરાના ઉત્પન્ન થયેલા દોહદને અનુસારે તે પુત્રનું **સાગરદત્ત** નામ પાડયું. દુગ્ધપાનાદિ કર્મવડે ધાત્રીઓએ લાલનપાલન કરાતો તે રાજપુત્ર અનુક્રમે વૃક્ષની જેમ વૃદ્ધિ પામ્યો. તે કુમાર બોલવામાં પ્રવીણતાને પામ્યો ત્યારે તે સુવર્ણની સોટી ઉંચી કરીને ઉત્કંઠાપૂર્વક શુક[1] અને સારિકાને[2] ભણાવવા લાગ્યો. જેના પુષ્ટ ખભારૂપી રંગમંડપની ભૂમિકા ઉપર માણિક્યનાં કુંડળો નૃત્ય કરતા હતા એવો તે રાજપુત્ર કાંઇક મોટો થયો ત્યારે મિત્રોની સાથે રત્નના દડાવડે ક્રીડા કરવા લાગ્યો. સમય થયો ત્યારે રાજાએ તેને ગુરૂ પાસે ભણવા મોકલ્યો. મુસાફરો કુવામાંથી પાણી પીએ તેમ તેણે ગુરૂ પાસેથી સમગ્ર કળાઓનું પાન કર્યું.

જગતનાં નેત્રરૂપી પોયણાઓને વિકસ્વર કરતો તે ચંદ્રની જેમ સંપૂર્ણ કલાવાન થઇને યુવાવસ્થા પામ્યો; એટલે તેને તેના માબાપે સ્વયંવરા તરીકે આવેલી કન્યાઓ સાથે પરણાવ્યો; કારણકે રત્નાકરની પાસે નદીઓની જેમ રાજકન્યાઓ પાત્ર પાસે પોતાની મેળેજ આવે છે. ગાયોની સાથે બળદની જેમ, હાથણીઓની સાથે હાથીની જેમ અને તારાઓની સાથે ચંદ્રની જેમ તે સ્ત્રીઓની સાથે તે ક્રીડા કરતો હતો. એકદા કામદેવની જેવો તે કુમાર સ્ત્રીઓ સાથે પોતાના પ્રાસાદમાં ક્રીડા કરતો હતો તે વખતે તેણે આકાશમાં મેરૂ પર્વતની જેવો વાદળાનો સમૂહ જોયો. તે જોઇને તેણે વિચાર કર્યો કે-"આગમમાં જેવો મેરૂ સંભળાય છે તેવોજ આ વાદળામય મેરૂ દેખાય છે. અહો ! આનું રમણીયપણું અલૌકિક છે." આ પ્રમાણે મેરૂ જેવા મેઘમંડળને જોતાં તેની દૃષ્ટિ જાણે તેને વિષે ચોંટી ગઇ હોય તેમ સ્થિર થઇ ગઈ. તે કુમાર જેટલામાં ઉંચી દૃષ્ટિ રાખીને તે મેઘમંડળને જોતો હતો તેવામાં તે પાણીના પરપોટાની જેમ વીખરાઇને પણ ક્યાંઇક જતું રહ્યું. તે જોઇ કુમારે વિચાર્યું કે-"જેમ આ મેઘ ક્ષણિક છે તેમ આ

૧ પોપટ. ૨ મેના.

શરીર પણ ક્ષણિક છે, તો પછી સંપત્તિ ક્ષણિક હોય તેમાં તો શું કહેવું ? જે વસ્તુ પ્રાતઃકાળે દેખાય છે તે મધ્યાન્હ કાળે દેખાતી નથી અને જે મધ્યાન્હે દેખાય છે તે સાયંકાળે દેખાતી નથી. અહો ! આ સંસારમાં પદાર્થોની અનિત્યતા કેવી છે ? તો હું વિવેકરૂપી જળથી સીંચેલા મનુષ્ય જન્મરૂપી વૃક્ષના ફળરૂપ સકામ નિર્જરાના સારવાળા વ્રતને ગ્રહણ કરૂં."

આ પ્રમાણે વિચારી વૈરાગ્યને પામેલા બુદ્ધિમાન સાગરદત્તે માતપિતા પાસે બે હાથ જોડી વ્રત લેવા માટે રજા માગી. ત્યારે માતપિતા બોલ્યા કે-"હે વત્સ ! આવી યુવાવસ્થામાં પણ તું વ્રત લેવાનો આગ્રહ કરે છે તે વીણા વાગતી વખતે શાસ્ત્રનો પાઠ કરવા જેવું છે. હમણા તું યુવરાજ છે અને હજુ રાજા થવાનો છે, માટે ચિરકાળ સુધી રાજ્યનું પાલન કરી પછી સમય આવે ત્યારે તું વ્રત ગ્રહણ કરજે." સાગરદત્ત બોલ્યો કે-"હે પૂજ્યો ! મેં રાજયલક્ષ્મીનું પચ્ચખ્ખાણ કર્યું છે, તેથી મને પ્રવ્રજ્યા લેવાની કેમ અનુજ્ઞા નથી આપતા ?" આ પ્રમાણે આગ્રહરૂપી કુહાર-વડે તે બુદ્ધિમાને તેમનો પ્રેમપાશ છેદી નાખ્યો, એટલે તેઓએ તેને વ્રત ગ્રહણ કરવાની અનુજ્ઞા આપી. ત્યારપછી અનેક રાજપુત્રો સહિત સાગરદત્તે **સાગર** નામના આચાર્યની પાસે વ્રતરૂપી અમૃત ગ્રહણ કર્યું. વિવિધ પ્રકારના અભિગ્રહોને ધારણ કરતા અને ગુરૂસેવામાં તત્પર તે સાગરદત્ત મુનિ અનુક્રમે શ્રુતસાગરના પારગામી થયા. તપસ્યાને કોઇ પણ વસ્તુ દૂર નથી, એ વચનને સાબિત કરનારા સાગરદત્ત મુનિને તપ કરતાં અવધિજ્ઞાન ઉત્પન્ન થયું.

એવા સમયે ભવદેવનો જીવ પણ આયુષ્ય પૂર્ણ થયે સ્વર્ગથી ચ્યવીને તેજ વિજયમાં સર્વ નગરીમાં શિરોમણિ **વીતશોકા** નામની નગરીમાં **પદ્મરથ** નામના મોટી ઋદ્ધિવાળા રાજાની **વનમાળા** નામની રાણીની કુક્ષિથી **શિવ** નામે પુત્ર થયો. ઉત્પન્ન થયેલા કલ્પવૃક્ષની જેમ યત્નથી લાલનપાલન કરાતો તે કુમાર અનુક્રમે વૃદ્ધિ પામીને [1]કાકપક્ષને ધારણ કરનાર

૧ કાકપક્ષ એટલે કાનસીયા આ શબ્દ પાંચ વર્ષની વયને જણાવે છે.

થયો. જેણે ગુરૂને માત્ર સાક્ષીરૂપજ કર્યા છે એવા તે પ્રાજ્ઞશિરોમણિને વિષે જાણે પરસ્પર સંકેત કરી રાખ્યો હોય તેમ સર્વ કળાઓએ પ્રવેશ કર્યો. યુવાવસ્થામાં તે ઉંચ કુળની રાજકન્યાઓને પરણ્યો, અને લતાઓથી સંયુક્ત થયેલા વૃક્ષની જેમ તે સ્ત્રીઓથી સંયુક્ત થયેલો શોભવા લાગ્યો.

એકદા તે પોતાની સ્ત્રીઓ સહિત પોતાના પ્રાસાદમાં બેઠો હતો તેવામાં તે નગરીની બહાર ઉપવનમાં સાગરદત્ત મુનિ પધાર્યા. પછી આહાર માટે નીકળતાં તે નગરીમાં **કામસમૃદ્ધ** નામનો એક સાર્થવાહ રહેતો હતો તેણે તે મુનિને માસક્ષપણને પારણે પ્રતિલાભ્યા. તે વખતે સુપાત્રદાનના પ્રભાવથી કામસમૃદ્ધના ઘરમાં આકાશમાંથી વસુધારાની વૃષ્ટિ થઈ. "પાત્રને વિષે દાન દેવાથી શું શું ન થાય ?" તે અદ્ભુત વૃત્તાંત સાંભળીને શિવકુમારે મુનિ પાસે આવી તેમને વંદના કરી અને તેના ચરણકમળની પાસે રાજહંસની જેમ તે બેઠો. ચૌદ પૂર્વની ખાણ રૂપ સાગરદત્ત મુનિએ પરિવાર સહિત શિવકુમારને આર્હત ધર્મનો ઉપદેશ આપ્યો, અને વિશેષે કરીને તે મુનિએ તે બુદ્ધિમાનના સ્ફટિક જેવા નિર્મળ મનમાં સંસારની અસારતાનો પ્રવેશ કરાવ્યો.

પછી શિવકુમારે તે ઋષિને પૂછયું કે—"હે પ્રભુ ! આપને જોતાં મને અધિકાધિક હર્ષ ઉત્પન્ન થાય છે, તો શું મારે કાંઈ આપની સાથે પૂર્વ ભવમાં ઉત્પન્ન થયેલો સ્નેહ સંબંધ છે ?" ત્યારે મુનિએ અવધિજ્ઞાનના ઉપયોગથી જાણીને કહ્યું કે—"હે રાજપુત્ર ! પૂર્વ જન્મમાં તું મારો પ્રાણથી પણ અતિવલ્લભ નાનો ભાઇ હતો. પ્રવ્રજિત થયેલા મેં તારા પરલોકના હિતની ઈચ્છાથી તારી ઇચ્છા નહિ છતાં પણ તને કોઈક ઉપાયથી વ્રત ગ્રહણ કરાવ્યું હતું. ત્યાંથી મરણ પામીને આપણે બંને સૌધર્મ દેવલોકમાં પરમર્દ્ધિક દેવ થયા હતા. ત્યાં પણ પોયણા અને ચંદ્રની જેમ આપણે પરસ્પર પ્રીતિવાળા હતા. આ ભવમાં તો હું રાગ રહિત છું અને સ્વપરને વિષે સમદષ્ટિવાળો છું; તું તો હજુ રાગવાન્ હોવાથી મારા પર સ્નેહવાળો છે." તે સાંભળી શિવકુમાર બોલ્યો—"ગત ભવમાં

વ્રત ગ્રહણ કરવાથી હું દેવ થયો હતો, તો આ ભવમાં પણ પ્રથમની જેમ મને વ્રત આપો. હું મારા માતપિતાની રજા લઈ વ્રત લેવા માટે તમારી પાસે આવું ત્યાં સુધી હે પૂજ્ય ! મારા પર કૃપા કરીને તમે અહીંજ રહેજો."

એમ કહી શિવકુમારે ઘેર જઈ માતપિતાને વિજ્ઞપ્તિ કરી કે– 'આજે મેં સાગરદત્ત મુનિ પાસે ધર્મદેશના સાંભળી છે અને તેમની કૃપાથી મેં સંસારની અસારતા જાણી છે, તેથી હું લતાના સમૂહથી કાષ્ટવાહકની જેમ આ સંસારથી વિરક્ત થયો છું, તો મને સર્વથા પ્રકારે પ્રવ્રજ્યા ગ્રહણ કરવા માટે અનુજ્ઞા આપો. હવે પછી મારા મોહરૂપી અંધકારનો નાશ કરવામાં પ્રાતઃકાળ રૂપ સાગરદત્ત મુનિજ મારૂં શરણ હો." તે સાંભળી તેના માતપિતા બોલ્યા કે–"હે વત્સ ! તું આ યૌવન વયમાં વ્રત ગ્રહણ ન કર. તારી ક્રીડા જોવાથી ઉત્પન્ન થતું સુખ હજુ પૂર્ણ થયું નથી, તેવામાં તું એકદમ આટલો બધો મમતા રહિત કેમ થયો ? કે જેથી હે આયુષ્મન્ ! અમે જાણે તારા પરિચય રહિત હોઇએ તેમ તું અમને એકદમ છોડવાને ઇચ્છે છે ? જો તું અમારો ભક્ત હો, અને અમારી રજા લઇનેજ જવાનો હો, તો અમારી જિવ્હા તને માત્ર નકાર નકાર ને નકારજ કહે છે."

આ પ્રમાણે માબાપની રજા નહીં મળવાથી દીક્ષા લેવાને અસમર્થ થયેલ શિવકુમાર ત્યાંજ સર્વ સાવદ્ય યોગનું પચ્ચખ્ખાણ કરીને ભાવયતિ થયો. "અને હું સાગરદત્ત મુનિનો શિષ્ય છું" એવા નિશ્ચયવાળો તે મૌન ધારણ કરીને બેસી ગયો. 'મૌનજ સર્વ કાર્યને સાધનાર છે.' પછી તેને બળાત્કારે ભોજન કરવા બેસાડ્યો, પણ તે કાંઈ જમ્યો નહીં, અને "મને કાંઇ પણ રૂચતું નથી" એમ વારંવાર એકજ વચન બોલવા લાગ્યો. આ પ્રમાણે મોક્ષની ઇચ્છાવાળા શિવકુમારે પોતાના પિતાને ઉદ્વેગ પમાડ્યો, એટલે તેણે **દૃઢધર્મ** નામના એક શ્રેષ્ઠીપુત્રને બોલાવીને કહ્યું કે–"હે વત્સ! મારા પુત્ર શિવકુમારને મેં વ્રત લેવાની રજા ન આપી, તેથી તેણે પથ્થરની જેવા કઠોર ચિત્તવાળા થઇને મૌન ધારણ કર્યું છે.

નિષ્ફળ ગયેલી ફાળવાળા વાઘની જેમ અને મહોન્મત્ત થયેલા હાથીની જેમ તે સેંકડો ચાટુ વચનથી પણ ભોજન કરતો નથી. માટે હે વત્સ ! કોઈ પણ પ્રકારની યુક્તિ વાપરીને તું મારા પુત્રને ભોજન કરાવ. આટલું મારૂં કામ કરવાથી તેં મારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે એમ હું માનીશ. હે મહાશય ! મારો જીવરૂપી પક્ષી આ શરીરરૂપી માળામાંથી જવાને ઉત્સુક થઈ ગયો છે, તેને તું આશારૂપી પાશના બંધથી નિયંત્રિત કર."

તે સાંભળી બુદ્ધિરૂપી જળના સાગર જેવો દૃઢધર્મ રાજાની આજ્ઞા અંગીકાર કરીને શિવકુમારની પાસે ગયો. ત્યાં નિસ્સીહિ કહી તેના ઘરમાં પ્રવેશ કરી ક્રમને જાણનાર તે બુદ્ધિમાને ઈર્યાપથિકી પડીક્કમી. પછી દ્વાદશાવર્ત વંદન કરી ભૂમિનું પ્રમાર્જન કરી 'अणुजाणह' (મને આજ્ઞા આપો) એમ ઉંચે સ્વરે બોલી તે નીચે બેઠો. તે જોઇ શિવકુમાર બોલ્યો કે-" હે ઇભ્ય ! સાગરદત્ત મુનીશ્વરની પાસે તેના સાધુઓનો આવો વિનય મેં જોયો હતો, તે તમે મારા પ્રત્યે કર્યો છે, પણ મારે વિષે તે કેમ યોગ્ય હોય ?' ઇભ્યપુત્રે કહ્યું-"હે સ્વામિન્ ! સમ્યગ્દૃષ્ટિ ગમે તે ઠેકાણે સમભાવ રાખે તો તે સર્વ વિનયને યોગ્યજ છે. જે માણસનું અંતઃકરણ સમભાવથી વાસિત હોય તે વંદનને યોગ્યજ છે, તેમાં કાંઈપણ શંકા નથી. પરંતુ હે કુમાર ! હું કાંઇક તમને પૂછું છું-હું પૂછવા માટેજ આવ્યો છું, તે એ છે જે-કફના જ્વરથી આતુર થયેલા મનુષ્યની જેમ તમે ભોજનનો કેમ ત્યાગ કર્યો છે ?" તે સાંભળી શિવકુમાર બોલ્યો કે-"મને માતપિતા વ્રત લેવાની રજા આપતા નથી, તેથી ગૃહસ્થાશ્રમથી વિરક્ત થયેલો હું ભાવયતિ થઇને રહ્યો છું, તે એવા હેતુથી કે મારા ભોજન નહીં લેવાથી ઉદ્વેગ પામેલા માતપિતા મારા પર મમતાનો ત્યાગ કરી મને વ્રત લેવાની આજ્ઞા આપશે." ઇભ્ય બોલ્યો-"હે મહાશય ! જો કે એ હેતુ બરાબર છે તોપણ તમે ભોજન અવશ્ય કરો. કેમકે ધર્મ શરીરને આધીન છે, અને શરીર આહારથીજ ટકી શકે છે. મહર્ષિઓ પણ નિરવદ્ય આહારને ગ્રહણ કરે છે. શરીરને નિરાહાર રાખવાથી કર્મની નિર્જરા

થવી દુષ્કર છે." કુમારે કહ્યું કે–"હે ઇભ્યપુત્ર ! મને અહીં નિરવદ્ય આહાર મળી શકે તેમ નથી; તેથી ભોજન ન કરવું એજ શ્રેષ્ઠ છે." ઇભ્ય બોલ્યો કે–"આજથી તમે મારા ગુરૂ છો, અને હું તમારો શિષ્ય છું. તમારી જે ઈચ્છા હશે તે સર્વ હું નિરવદ્ય સંપાદન કરી આપીશ." કુમાર બોલ્યો કે–"તો હે મિત્ર ! હું નિરંતર છઠ્ઠ તપ કરીશ અને પારણે આંબેલ કરીશ."

ત્યારથી આરંભીને સામાચારીમાં કુશળ એવો તે મહેભ્યપુત્ર ભાવયતિ થયેલા શિવકુમારનો વિનય કરવા લાગ્યો. આ રીતે તપસ્યા કરતાં શિવકુમારના બાર વર્ષ વીતી ગયા, તો પણ માતપિતાએ મોહને લીધે તેને ગુરૂ પાસે જઇ દીક્ષા લેવાની રજા આપી નહિં; છેવટ શિવકુમાર મરણ પામીને બ્રહ્મદેવલોકમાં ઉત્કૃષ્ટ કાંતિવાળો વિદ્યુન્માળી નામનો ઇંદ્રનો સામાનિક દેવ થયો. હે શ્રેણિકરાજા ! તેજ આ દેવ છે તે પુણ્યાત્માનું ચ્યવન નજીક આવ્યું છે તેથીજ તેની આવી કાંતિ છે, પહેલાં તો આની કાંતિ બ્રહ્મદેવલોકના ઇંદ્ર જેવી હતી. આ દેવ આજથી સાતમે દિવસે ચ્યવીને આજ નગરમાં ઋષભદત્ત ઇભ્યનો પુત્ર જંબૂ નામે ચરમ કેવળી થશે." આ પ્રમાણે ભગવાનના મુખથી સાંભળી શ્રેણિકરાજા પ્રસન્ન થયા.

ત્યાર પછી તે વિદ્યન્માળી દેવ પ્રસન્નચંદ્ર રાજર્ષિની પાસે ગયો. તે વખતે તેની ચાર પ્રિયાઓએ તે મહામુનિને પૂછ્યું કે–"આ દેવભવથી વિયોગી થયેલી અમારે વિદ્યુન્માળી દેવનો સમાગમ ફરી કોઈ પણ ઠેકાણે થશે કે નહીં ?" ઋષિ બોલ્યા કે–"આજ નગરમાં **સમુદ્ર, પ્રિયસમુદ્ર, કુબેર** અને **સાગર** નામના ચાર શ્રેષ્ઠીઓ છે, તે ચારેની તમે ચાર પુત્રીઓ થશો અને ત્યાં મનુષ્ય ભવ પામેલા આ દેવની સાથે તમારો સંગમ થશે. ત્યારપછી ભવ્યોરૂપી કમળોને સૂર્ય સમાન, સર્વ અતિશયોની ઋદ્ધિના પાત્રરૂપ, કૃપાના સમુદ્ર અને સુરાસુરવડે જેના ચરણકમળ સેવાતા હતા એવા વર્ધમાન સ્વામીએ પણ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

આ રીતે આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટ નામના પર્વમાં સ્થવિરાવલીચરિત્ર નામના મહાકાવ્યને વિષે 'જંબૂસ્વામીના પૂર્વ ભવના વર્ણન' નામનો પ્રથમ સર્ગ સમાપ્ત થયો.



# સર્ગ ૨ જો.



રા જગૃહી નગરીમાં રાજાઓને વિષે શિરોમણિ અને ઇંદ્ર તુલ્ય મોટી સમૃદ્ધિવાળો શ્રેણિક રાજા રાજ્યનું પાલન કરતો હતો.તે નગરમાં **ઋષભદત્ત** નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. તે શ્રેણિક રાજાની સભાનું ભૂષણ, ધર્મકર્મમાં શ્રેષ્ઠ અને પુરૂષોરૂપી વૃષભોમાં ધુરંધર હતો. તે "એક અરિહંતજ દેવ છે અને સાધુઓજ ગુરૂ છે" એ અક્ષરોને રાત્રિદિવસ સર્વ વાંછિતની સિદ્ધિ કરનારા મંત્રની જેમ જપતો હતો. તેનું મનરૂપી જળ ગુરૂની વાણીરૂપી કતકના ચૂર્ણવડે વાસિત થવાથી સર્વદા દુર્ધ્યાનરૂપી મળને શાંત કરી નિર્મળ થયું હતું. સરોવરના પાણીની જેમ અને માર્ગમાં રહેલા વૃક્ષના ફળોની જેમ તેનું ઐશ્વર્ય કોને કોને ઉપકારક નહોતું થતું ? તે શ્રેષ્ઠીને બુદ્ધિવડે ધર્મને અનુસરતી અને ગતિવડે હંસીનું સાદૃશ્ય કરતી **ધારિણી** નામની પત્નિ હતી. તેણીના ગાંભીર્યાદિક ઘણા ગુણો છતાં પણ તે શીળ પાળવામાંજ સમ્યક્ પ્રકારે ઉદ્યમ કરતી હતી; કારણ કે કુળસ્ત્રીઓ શીળનાજ ચિન્હવાળી હોય છે. સર્વ અંગને ગુપ્ત રાખતી અને લાજથી શોભતી તે સતી સૂર્યકિરણના સ્પર્શને પણ જાણે સહન કરી શકતી ન હોય તેમ વિચરતી હતી. અત્યંત નિર્મળ શીળ વિનયાદિક ગુણોએ કરીને તે સમુદ્રમાં ગંગાની જેમ, પતિના હૃદયમાં લીન થઈ ગઇ હતી. પરસ્પર નખ અને માંસની જેમ નિરંતર વિયોગ રહિત અને બે શરીર છતાં એક ચિત્તવાળા તેઓનો પ્રેમ અખંડિત હતો. એકદા સંતતી વિનાની ધારિણી ચિંતવવા લાગી કે—" મારો પુત્ર રહિત જન્મ

અવકેશી[1]વૃક્ષની જેમ નિષ્ફળતાને ધારણ કરે છે. ધન્ય સ્ત્રીઓનાજ ઉત્સંગમાં પુત્ર ક્રીડા કરે છે અને તેમના શરીરમાં અમૃત રસની જેમ અત્યંત શીતળતા ઉત્પન્ન કરે છે. ગૃહવાસજ પાપને માટે છે, તેમાં પણ મારો આ પુત્રરહિત ભવ તો ખરેખર લવણ વિનાના ભોજન જેવો નિરસ છે." તે આમ ચિંતા કરે છે તેવામાં તેના પતિએ આવીને "તું શી ચિંતાથી દુઃખી જણાય છે" એમ પૂછ્યું; ત્યારે ધારિણીએ પોતાના મનમાં વિચારેલું દુઃખ તેમને નિવેદન કર્યું. જો કે તેણીએ પુત્રની ચિંતાથી ઉત્પન્ન થયેલું દુઃખ પતિને વિષે ક્ષેપન કર્યું, તો પણ તે ક્ષીણ થયું નહિ, પરંતુ ઉલટું અધિક થયું. નિરંતર હૃદયના શલ્યરૂપી તે દુઃખે કરીને ધારિણી દ્વિતીયાની ચંદ્રકળાની જેવી કૃશતાને પામી.

તેણીના દુઃખને ભૂલાવવાની ઇચ્છાથી તેના પતિએ તેણીને એકદા સ્નેહરૂપી સમુદ્રના પ્રવાહ જેવી વાણીથી કહ્યું કે—"હે કૃશ ઉદરવાળી સ્ત્રી! આજે આપણે વૈભારગિરિ ઉપર જઈએ અને ત્યાં રમણીયપણાએ કરીને નંદન વનની જેવા ઉદ્યાનમાં આપણે ક્રીડા કરીએ." ધારિણીએ પતિની તે વાણી 'દુઃખનું વિસ્મરણ થાય તો ઠીક છે' એમ ધારી અંગીકાર કરી. કારણ કે સ્ત્રીને પતિની વાણી માન્ય કરવા યોગ્ય છે. ત્યાર પછી ઋષભદત્ત તત્કાળ હંસના વાળ જેવી કોમળ તળાઇવાળો રથ તૈયાર કરાવી તેના પર તેણીની સાથે આરૂઢ થયો. [2]અર્વાણ જોડ્યાં છતાં અનર્વાણ એવા તે મહારથ પર આરૂઢ થયેલા તે દંપતી વૈભારગિરિ તરફ ચાલ્યા. "હે પત્ની! વહન કરતા અશ્વોના ફીણના પરપોટાથી વ્યાપ્ત આ ભૂમિ શ્રેણિક રાજાની [3]વાહ્યાલીની છે. નગરની બહારના આ વૃક્ષો રાજાના મદોન્મત હાથીઓને બાંધવાના ખીલારૂપ થયેલા છે, કારણ કે તેના બંધનથી તે વૃક્ષોના સ્કંધની છાલ ઉખડી

૧ સંતતિ વિનાના. ફળવિનાના. ૨ ઘોડા જોડ્યાં છતાં અનર્વાણ એટલે ઘોડા રહિત એવો અર્થ કરતાં વિરોધ આવે છે, તેનો પરિહાર કરવા માટે અનર્વાણ શબ્દનો અર્થ શ્રેષ્ઠ એવો કરવો. ૩ જે પૃથ્વી ઉપર અશ્વો ખેલાવવામાં આવે છે તે.

ગયેલી દેખાય છે. હે પ્રિયા ! વૃષભોના ભાંકાર શબ્દવડે મનોહર આ ગોકુળો છે, તેમાં રહેલા વાછરડાઓ આપણા રથના મોટા શબ્દથી ઉંચા કર્ણવાળા થયા છે. હે કૃશ ઉદરવાળી ! માર્ગમાં આ તરૂણ આમ્રવૃક્ષો દેખાય છે તેના પલ્લવો કોયલોને સરસ્વતી ચૂર્ણની ઔષધિ રૂપ થાય છે. રથના નિર્ઘોષથી ભય પામેલા આ મૃગો જાણે પૃથ્વીનો ત્યાગ કરવાની ઇચ્છાથી વાયુપર આરૂઢ થયા હોય તેમ પ્રાયે આકાશમાંજ ચાલે છે. હે મૃગાક્ષિ ! શેરડીના ક્ષેત્રને વિષે જળની વૃષ્ટિ કરનારા આ અરઘટ્ટો (રેંટો) જાણે કે પૃથ્વીપર બીજી મૂર્ત્તિ ધારણ કરીને પુષ્કરાવર્ત્ત મેઘ આવ્યા હોય તેવા દેખાય છે." આ પ્રમાણે જોવા લાયક (મનોહર) વસ્તુઓ માર્ગમાં દેખાડવાથી પત્નીને વિનોદ આપતો ઋષભદત્ત પરિવાર સહિત વૈભારગિરિ ઉપર ગયો.

ત્યાર પછી વૈભારગિરિના ઉદ્યાનને જોવાની ઇચ્છાથી ઉત્સુક મનવાળા તે દંપતી વ્યગ્રતા રહિત રથ પરથી નીચે ઉતર્યા. માર્ગમાં દરેક વૃક્ષોનાં નામ પૂછતી વારંવાર સ્વાદિષ્ટ નિઝરણાનાં જળોને પીતી, પગલે પગલે વૃક્ષોની ગાઢ છાયામાં વિસામા લેતી, કેળનાં શીતળ પાંદડાંઓના સુખકારક સ્પર્શને અનુભવતી, પોપટના શબ્દ સાંભળી હર્ષ પામતી, મૃગનાં બચ્ચાંઓ ઉપર વત્સલતાને ધારણ કરતી, અને ઉત્સંગમાં બચ્ચાંઓને આરોપણ કરીને બેઠેલી વાનરી ઉપર અતિ સ્પૃહા કરતી ધારિણીને પોતાના હાથનું આલંબન આપી ઋષભદત્ત તે સુખને અનુભવતા ધીમે ધીમે પર્વત ઉપર ચડ્યા; ત્યાં પણ ઋષભદત્ત ચિતને હરણ કરનારી ગિરિના ઉદ્યાનની શોભા ધારિણીને આંગળીવડે બતાવવા લાગ્યા તે આ પ્રમાણે– "હે પ્રિયા ! ફળના ભારથી નમ્ર થયેલી આ [1]માતુલિંગીઓને તું જો, રાતા પુષ્પોએ કરીને જાણે સંધ્યાનાં વાદળાંઓ વિશ્રાંતિ લેતા હોય એવી આ દાઢમડીઓને જો. આ સૂર્યના કિરણોને પણ દુર્ગરૂપ ધરાખના માંડવાઓ છે, આ નૃત્ય કરતા મોરના પીંછાની જેવાં પાંદડાવાળા તાલવૃક્ષો શોભે છે. આ પુષ્પોની

૧ બીજોરાનાં વૃક્ષો.

જાતિઓ પરસ્પર સુગંધ આવવાથી ભ્રમરોના શબ્દના મિષવડે સ્વજનપણાને જાહેર કરે છે. જંબૂ, કદંબ, માકંદ (આંબા) અને પારિભદ્ર વિગેરે વૃક્ષોએ પોતાની છાયા રૂપી ચોલક (કણજો) પહેરાવ્યો હોય તેવો આ પર્વત શોભે છે."

આ પ્રમાણે તે ગિરિની શોભા જુએ છે, તેટલામાં ત્યાં ઋષભદત્તે એકદમ જાણે આકાશમાંથી કોઇ વિદ્યાધર આવ્યો હોય તેમ સિદ્ધપુત્ર **યશોમિત્ર** નામના શ્રાવકને આવેલો પોતાના બંધુની જેમ જોયો. ઋષભદત્ત શ્રેષ્ઠીએ સિદ્ધપુત્રને પૂછ્યું કે—"તમે મારા સાધાર્મિક છો, તો તમે ક્યાં જાઓ છો? તે કહો." તે બોલ્યો કે —"હે મિત્ર! આ ઉદ્યાનમાં છેલ્લા તીર્થંકરના પાંચમા ગણધર શ્રી સુધર્મા નામના પધાર્યા છે; તેમને વાંદવા માટે હું જાઉં છું. જો તમારે પણ તેમને વાંદવાની ઇચ્છા હોય તો પધારો, હું તમારો ધર્મકાર્યમાં અગ્રેસર થાઉં." તે સાંભળી 'બહુ સારૂં' એમ કહી તે દંપતી તેની સાથે ચાલ્યા. અનુક્રમે તે ત્રણે સુધર્માસ્વામીએ પવિત્ર કરેલા સ્થાને પહોંચ્યા અને વિધિ પ્રમાણે દ્વાદશાવર્ત વંદનપૂર્વક તે ત્રણે સુધર્માસ્વામીને ભક્તિવડે વંદના કરીને તેમની પાસે બેઠા. તેઓએ હાથ જોડીને કર્ણરૂપી અંજળીવડે શ્રી સુધર્માસ્વામીના ધર્મોપદેશરૂપી શ્રેષ્ઠ અમૃતનું પાન કર્યું.

પછી સમય આવ્યે સિદ્ધપુત્રે સુધર્મા ગણધરને પૂછ્યું કે—"હે ભગવાન્! જેના નામથી આ જંબૂદ્વીપ કહેવાય છે, તે જંબૂવૃક્ષ કેવો છે?" ત્યારે ભગવાને તે જંબૂવૃક્ષની જાત્ય રત્નમય કૃતિ, તેનું પ્રમાણ, તેનો પ્રભાવ તથા તેનું બીજું સ્વરૂપ કહી બતાવ્યું. ત્યારપછી અવસર મળવાથી ધારિણીએ ગણધર મહારાજને પૂછ્યું કે—"હે સ્વામી! હું પુત્રને જન્મ આપીશ કે નહીં?" ત્યારે સિદ્ધપુત્રે કહ્યું કે—"તમારે ગુરૂમહારાજને સાવદ્ય પ્રશ્ન કરવો યોગ્ય નથી; કારણ કે મહર્ષિઓ જાણતાં છતાં પણ સાવદ્ય પ્રશ્નનો જવાબ આપતા નથી; પરંતુ હે કલ્યાણી! જિનેશ્વરના ઉપદેશથી હું નિમિત્ત જ્ઞાનમાં પંડિત થયો છું, તેથી હુંજ તમને તમારા પ્રશ્નનો જવાબ આપું છું તે સાંભળો—" હે ભદ્રે! મનવડે ધીર સ્વભાવવાળા,

કાંયાવડે પરાક્રમી અને શિલા ઉપર બેઠેલા આ સુધર્માસ્વામી પાસે તમે જે પુત્રજન્મ સંબંધી પ્રશ્ન કર્યો છે, તેનો ઉત્તર એ છે કે તમે સ્વપ્નામાં ઉત્સંગને વિષે બેઠેલા સિંહને જોશો અને કુક્ષિમાં પુત્રરૂપી સિંહને ધારણ કરશો. વર્ણન કરેલા જંબૂવૃક્ષની જેવો ગુણરૂપી રત્નમય તમારે જંબૂ નામનો પુત્ર થશે અને દેવતાઓ તેનું સાનિધ્ય કરશે.” તે સાંભળી ધારિણી બોલી કે- “હે પંડિત ! તો હું જંબૂદેવને ઉદ્દેશીને એકસો ને આઠ આંબેલ્ર કરીશ.” પછી સુધર્માસ્વામીના ચરણને વાંદી તે ત્રણેએ વૈભારગિરિ પરથી ઉતરી પોતાના નગરમાં પ્રવેશ કર્યો અને ઋષભદત્ત તથા ધારિણી ગૃહસ્થાશ્રમનું પાલન કરતા સિદ્ધપુત્રનાં વચનને સિદ્ધ થવાની આશામાં કાળ નિર્ગમન કરવા લાગ્યા.

એકદા ધારિણીએ સ્વપ્નમાં શ્વેત સિંહ જોયો, ત્યારે ઘણા હર્ષરૂપી જળની વાવરૂપ તેણીએ તે વાત પતિને કહી. તે સાંભળી ઋષભદત્તે કહ્યું કે-“હે [1]સુભ્રૂ ! સિદ્ધપુત્રે કહેલું સમગ્ર વચન તું સત્યજ માન; કારણ કે આ સ્વપ્નથીજ તેની પ્રતીતિ થઇ છે. હે મહા ભાગ્યશાળી ! તારે પવિત્ર ચરિત્રવાળો અને સર્વ લક્ષણોથી સંપૂર્ણ જંબૂ નામે પુત્ર થશે.” તે અવસરે બ્રહ્મ દેવલોકથી ચ્યવીને વિદ્યુન્માલી દેવ ધારિણીની કુક્ષિરૂપી છીપને વિષે મોતીની જેમ ઉત્પન્ન થયો. ઉત્તમ ગર્ભના પ્રભાવથી તેણીને દેવપૂજા અને ગુરૂપૂજાના દોહદ ઉત્પન્ન થયા; કારણકે સ્ત્રીઓને ગર્ભના જેવા ભાવ હોય તેને અનુસારેજ દોહદ થાય છે. જાણે કે ધનના વ્યયવાળા ધર્મમાં શ્રેષ્ઠીને પણ દોહદ ઉત્પન્ન થયો હોય તેમ તેણે ઘણા ધનનો વ્યય કરી તેણીના દોહદ પૂર્ણ કર્યા. અનુક્રમે તેણીનો ગર્ભ પુષ્ટ થયો ત્યારે ગર્ભને ક્લેશ પ્રાપ્ત થવાનાં ભયથી જાણે સાવધાન થઈ હોય તેમ તે ધારિણી અતિ મંદ મંદ ચાલવા લાગી. તેણીના બે કપોલરૂપી પાટિયા અત્યંત પાંડુરપણાએ કરીને પ્રાતઃકાળના ચંદ્રબિંબની જેવા થયા. અનુક્રમે નવ માસ અને સાડા સાત દિવસ વ્યતીત થયા ત્યારે ધારિણીએ કાંતિવડે

૧ મનોહર ભૃકુટિવાળી.

સૂર્યને પણ ન્યૂન કરનાર પુત્રને જન્મ આપ્યો.

તે વખતે મોતીના ચૂર્ણવડે જાણે બનાવ્યા હોય તેવા અતિ નિર્મળ અક્ષતનાં ભરેલાં સુવર્ણનાં પૂર્ણપાત્રો (થાળો) ઋષભ શ્રેષ્ઠીને ઘેર આવવા લાગ્યા. કુળસ્ત્રીઓએ શ્રેષ્ઠીની ઉપર ઉડાડેલા [1]દુર્વાના અંકુરો તેના આસનની ચોતરફ પડ્યા, તેથી તે પૃથ્વી દુર્વાના વનની જેવી શોભવા લાગી. શ્રેષ્ઠીના ગૃહદ્વારમાં લક્ષ્મીને નૃત્ય કરવાના કારણરૂપ અને સર્વ કલ્યાણના અગ્રેસર અનેક શ્રેષ્ઠ વાજિત્રો વાગવા લાગ્યા. તેના ગૃહદ્વારમાં કુળબાળિકાઓ ગાયનપૂર્વક નૃત્ય કરવા લાગી, તેઓના મસ્તકના સેંથાઓ નવા પુષ્પોના ગુચ્છાવડે શોભવા લાગ્યા. તે વખતે ઋષભ શ્રેષ્ઠીએ વિશેષ પ્રકારે દેવગુરૂની પૂજા કરી, અને અર્થીઓએ યાચના કરાતાં તેણે અત્યંત હર્ષથી તેઓને દાન આપ્યું. ત્યાર પછી શુભ દિવસે જેનું મન હર્ષવડે વ્યાપ્ત થયું હતું એવા ઋષભ શ્રેષ્ઠીએ પુત્રનું જંબૂવૃક્ષના સ્વપ્નવડે સૂચિત **જંબૂ** નામ પાડ્યું. માતાપિતા રાત્રિ દિવસ તે પુત્રને ઉત્સંગમાં બેસાડી લાડ લડાવતા હર્ષથી વાતુલ થવા લાગ્યા અને અન્ય કાર્યને ભૂલી જવા લાગ્યા. જંબૂકુમાર પણ માતપિતાના ઉત્સંગનું ભૂષણ થઇને અનુક્રમે તેમના મનોરથની સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. અનુક્રમે તે ઋષભનો પુત્ર મધ્યમ વયને (યુવાવસ્થાને) પામ્યો, અને માતાપિતાની આશારૂપી લતાના વૃક્ષ સમાન તે પાણિગ્રહણને યોગ્ય થયો.

આ અવસરે તેજ નગરમાં **સમુદ્રપ્રિય** નામે મહેભ્યશિરોમણિ રહેતો હતો, તેને **પદ્માવતી** નામની પ્રિયા હતી, બીજો સંપત્તિએ કરીને સમુદ્રની જેવો **સમુદ્રદત્ત** નામે મહેભ્ય હતો, તેને ગુણોવડે શોભતી **કનકમાલા** નામની પત્ની હતી, ત્રીજો અદ્‌ભુત લક્ષ્મીવડે ગૌરવતાવાળો **સાગરદત્ત** નામે શ્રેષ્ઠી હતો, તેને વિનયથી શોભતી **વિનયશ્રી** નામની ભાર્યા હતી, અને ચોથો સમૃદ્ધિવડે કુબેરની જેવો **કુબેરદત્ત** નામે ઇભ્ય હતો, તેને શીળરૂપી મહાધનવાળી **ધનશ્રી** નામની પત્ની હતી. હવે વિદ્યુન્માલી

[1] ધરોના.

દેવની ચાર પ્રિયાઓ સ્વર્ગથી ચ્યવીને અનુક્રમે આ દંપતીઓની પુત્રીઓ થઈ. તેઓનાં નામ **સમુદ્રશ્રી, પદ્મશ્રી, પદ્મસેના** અને **કનકસેના** પાડવામાં આવ્યાં. આ ચારે પૂર્વ જન્મની જેવાજ રૂપવાળી હતી.

તેજ નગરના રહીશ **કુબેરસેન** શેઠને **કનકવતી** નામની પ્રિયા હતી, **શ્રમણદત્ત** શેઠને **શ્રીષેણા** નામની ગૃહિણી હતી, **વસુષેણ** શેઠને **વીરમતી** નામની પ્રિયા હતી, અને **વસુપાલિત** શેઠને **જયસેના** નામની વલ્લભા હતી. તેઓને અનુક્રમે **નભઃસેના, કનકશ્રી, કનકવતી** અને **જયશ્રી** નામની પુત્રીઓ થયેલી હતી. એકદા તે આઠે કન્યાઓના પિતાઓએ વિનયપૂર્વક જંબૂકુમારના પિતા પાસે આવીને પ્રાર્થના કરી કે—"અમારે રૂપ અને લાવણ્યવડે મનોહર, કળા સમુદ્રના પારને પામેલી, ગુણોની સ્વામિની અને અપ્સરા જેવી મનોહર એકેક કન્યા છે. તેઓને વિવાહના કલ્યાણમિત્રરૂપ યૌવન પ્રાપ્ત થયું છે, અને તેને અનુરૂપ (યોગ્ય) વર તમારા પુત્રને અમે જોયો છે. કુળ, શીળ, વય, રૂપ વિગેરે જે વરના ગુણો જોઇએ તે સર્વ આ જંબૂકુમારને વિષે છે. આવો વર પુણ્યથીજ પામી શકાય તેમ છે. દક્ષ પ્રજાપતિની પુત્રીઓના સ્વામી ચંદ્રની જેમ તમારી કૃપાથી અમારી કુમારીઓનો સ્વામી તે જંબૂકુમાર થાઓ. તમે શ્રીમાન છો અને કુલીન છો, તેથી તમારી પ્રાર્થના કરવી તેમાં અમને કાંઈ લજ્જા નથી; માટે સર્વ પ્રકારે યોગ્ય એવો આ વિવાહસંબંધ કરીને અમારા પર અનુગ્રહ કરો.

ઋષભદત્ત શેઠે પણ ઘણા હર્ષથી તેમનું વચન અંગીકાર કર્યું; કારણ કે પોતે પુત્રના વિવાહમાં ઉત્સુક હતો, તેવામાંજ આ શ્રેષ્ઠીએ પ્રાર્થના કરી હતી. પછી "અતિ શ્રેષ્ઠ એવા જંબૂકુમાર સાથે આપણો વિવાહ થયો" એમ જાણીને તે શ્રેષ્ઠીઓની કન્યાઓ પણ પોતાને ધન્ય માનતી હર્ષ પામી.

આ અવસરે વિહારના ક્રમથી ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ કરતા શ્રી સુધર્માસ્વામી ત્યાં આવીને સમવસર્યા. સુધર્માસ્વામીના આગમનના વૃત્તાંતરૂપી અમૃતથી સીંચાયેલો જંબૂકુમાર તત્કાળ કંદની

જેમ પ્રરૂઢ થયેલા રોમાંચરૂપી અંકુરાવાળો થયો. પછી જંબૂકુમાર સુધર્મા ગણધરને નમસ્કાર કરવા માટે વાયુની જેવા વેગવાળા અશ્વો જેને જોડેલા છે એવા રથમાં બેસીને ધર્મની સમૃદ્ધિવાળા તેમને સ્થાને ગયો, અને તે શ્રેષ્ઠીકુમારે સુધર્માસ્વામીને પ્રણામ કરી તેમના મુખકમળથી અમૃતના ઝરણા જેવી ધર્મદેશના સાંભળી. અંતઃકરણમાં પરિણામ પામેલી તે દેશનાએ જંબૂકુમારના હૃદયમાં નિર્ભાગી પુરૂષોને દુર્લભ એવો ભવવૈરાગ્ય ઉત્પન્ન કર્યો; એટલે "હે સ્વામિન્! હું મારા માતાપિતાની રજા લઇને આવું ત્યાં સુધી આપ આ ઉદ્યાનમાં ધર્મવૃક્ષની શોભાને ધારણ કરજો." આવી જંબૂકુમારની વાણી સુધર્માસ્વામીએ અંગીકાર કરી, એટલે જંબૂકુમાર રથ ઉપર આરૂઢ થઈ ઘર તરફ ચાલ્યો.

નગરના દરવાજા પાસે જંબૂકુમાર આવ્યો તે વખતે તે નગરનું દ્વાર એવી રીતે હસ્તી, અશ્વો અને રથોથી વ્યાપ્ત હતું કે જેથી ત્યાં તલનો દાણો પડ્યો (ઉડાડ્યો) હોય તો તે પણ પૃથ્વી ઉપર પહોંચે નહીં. તે જોઈ જંબૂકુમારે વિચાર કર્યો કે—"જો હું આ દરવાજે પ્રવેશ કરવાની રાહ જોઇશ તો કાળનો અતિક્રમ થશે, અને હું તો સુધર્માસ્વામીને ત્યાં સ્થાપન કરીને (રોકીને) આવેલો હોવાથી ઉતાવળે ઘર તરફ જવાને પક્ષીરૂપ થવા ઇચ્છું છું, માટે મારે અહીં રોકાવું યોગ્ય નથી. હું રથને જલદી દોડાવી બીજા દરવાજાથી નગરમાં પ્રવેશ કરૂં, કારણકે ઉત્સુક થયેલાને બીજો માર્ગ પણ કલ્યાણકારી છે, રાહ જોવી યોગ્ય નથી." એમ વિચારીને ઋષભદત્તનો પુત્ર જંબૂકુમાર જેટલામાં બીજે દરવાજે જાય છે તેટલામાં ત્યાં પણ યંત્રવડે સજ્જ કરેલો કિલ્લો જોયો અને કિલ્લાની ઉપર રાખેલા યંત્રોને વિષે લટકાવેલી આકાશમાંથી પડતા વજ્રના ગોળા જેવી મોટી શિલાઓ તેણે જોઈ; એટલે વિચાર કર્યો કે—"શત્રુના લશ્કરના ભયથી આ તૈયારી કરી જણાય છે, તો અણધાર્યો અનર્થ કરે તેવા આ દ્વારે કરીને પણ શું? કદાચ આ માર્ગે જાઉં અને જો ઉપરથી શિલા પડે તો હું, રથ, ઘોડા અને સારથિ એ સર્વ નાશ પામી જઇએ,

તેમાંથી કાંઇ પણ બચી શકે નહીં, અને આવી રીતે વિરતિ રહિત મૃત્યુ પામું તો જરૂર હું દુર્ગતિમાં જાઉં; કારણકે કુમૃત્યુવાળા પ્રાણીઓને સદ્ગતિ આકાશપુષ્પ જેવી છે. મારે કોઇ રીતે સ્વાર્થથી ભ્રષ્ટ થવું ન જોઇએ, તેથી પાછો વળીને ફરીથી પણ હું શ્રી સુધર્માસ્વામીના ચરણકમળ સેવવામાં ભ્રમરરૂપ થાઉં."

આ પ્રમાણે વિચાર કરી ઋષભદત્તનો પુત્ર વક્ર ગ્રહની જેમ રથ પાછો વાળીને ગણધરના પાદથી પવિત્ર કરાયેલા તે પ્રદેશમાં ગયો, અને સુધર્માસ્વામીને વંદના કરીને વિજ્ઞપ્તિ કરી કે– "હે સ્વામિન્! હું જીવનપર્યંત મન વચન કાયાથી બ્રહ્મચર્યને અંગીકાર કરવા ઇચ્છું છું." સ્વામીએ તેને અનુજ્ઞા આપી એટલે તે નિયમને અંગીકાર કરી હર્ષ પામેલો જંબૂકુમાર કામવિકાર રહિત થઇને પોતાને ઘેર ગયો. તેણે માતાપિતાને કહ્યું કે–"મેં સુધર્મા ગણધરના મુખથી કર્મનો નાશ કરવામાં ઔષધરૂપ સર્વજ્ઞનો કહેલો ધર્મ સાંભળ્યો છે, તેથી હું પ્રવ્રજ્યા લેવાને ઉત્સુક થયો છું, માટે મને તમે પૂજ્યો દીક્ષા લેવાની અનુજ્ઞા આપો; કારણકે પ્રાણીઓને આ સંસાર કારાગૃહ સમાન છે." પુત્રનાં આવાં વચનો સાંભળી રૂદન કરતા માતાપિતા ગદ્ગદ સ્વરે બોલ્યા કે–"હે વત્સ! અકસ્માત્ અમારી આશારૂપી લતાને ઉખેડી નાંખવામાં તું વાયુરૂપ ન થા. અમે તો હજુ એવો વિચાર કરીએ છીએ કે થોડા વખતમાંજ તું વધુ સહિત થઇશ; અને અમે દૃષ્ટિરૂપી પોયણાને વિકસ્વર કરવામાં ચંદ્ર સમાન પૌત્રનું મુખ જોઇશું. વિષયને યોગ્ય આ યુવાવસ્થામાં પ્રવ્રજ્યાનો અવકાશ નથી, માટે તારી અવસ્થાને ઉચિત એવા આચારને તું સ્વીકાર. હે વત્સ! જો કદાચ પ્રવ્રજ્યાને વિષે તારો અત્યાગ્રહ હોય તોપણ અમારૂં કાંઇક માન તો રાખ, કેમકે અમે પણ તારા ગુરૂ છીએ. હે વત્સ! અમે તારે માટે જે આઠ કન્યાઓ સ્વીકારી છે તેઓનું પાણિગ્રહણ કરીને અમારો વિવાહ સંબંધી ઉત્સાહ તો પૂર્ણ કર. એ પ્રમાણે કરીને પછી હે કુમાર! તું નિર્વિઘ્નપણે ખુશીથી પ્રવ્રજ્યા લેજે. કૃતાર્થ થયેલા અમે પણ તારી સાથે પ્રવ્રજ્યા ગ્રહણ કરશું."

તે સાંભળી જંબૂકુમાર બોલ્યા કે—"આ તમારો આદેશ અંગીકાર કર્યા પછી મને ભોજનથી ભૂખ્યા માણસની જેમ પ્રવ્રજ્યાથી તમારે રોકવો નહીં." તે સાંભળી 'બહુ સારૂં' એમ કહી કરૂણાવાળા તે માતાપિતાએ કન્યાઓના આઠે પિતાઓને કહ્યું કે—"અમારો પુત્ર કન્યાઓને પરણીને તરતજ દીક્ષા લેવાનો છે, વિવાહ પણ તે અમારા આગ્રહથીજ કરવાનો છે, માટે પાછળથી જો તમને પશ્ચાત્તાપ થાય તેમ હોય તો તમે અત્યારથીજ વિવાહ ન કરો; પછી અમને દોષ દેશો નહીં." તે સાંભળી દુઃખી થયેલા તે આઠે ઇભ્યો સ્ત્રીઓ અને બાંધવો સહિત 'શું કરવું ?' તેનો નિર્ણય કરવા માટે એકઠા થઈ વિચાર કરવા લાગ્યા. તેઓનો આલાપ સંલાપ સાંભળીને તે કન્યાઓ બોલી કે—"હે પિતાઓ! તમારા વિચારે કરીને સર્યું, અમે કહીએ તે અમારો નિર્ણય સાંભળો–તમે અમને જંબૂકુમારને આપી છે; તેથી આ ભવમાં તેજ અમારા ભર્તાર છે, માટે અમે બીજાને દેવા યોગ્ય નથી. લોકમાં પણ કહેવાય છે કે–રાજાઓ એકજવાર બોલે છે, સાધુ પુરૂષો એકજવાર બોલે છે, તથા કન્યા પણ એકજ વાર અપાય છે, આ ત્રણ બાબત એકજ વાર હોય છે, તેથી તમે અમને ઋષભદત્તના પુત્રને આપી છે, તેજ અમારી ગતિ છે, અને અમારૂં જીવિતવ્ય તેને આધીન છે. જંબૂકુમાર પ્રવ્રજ્યા લેશે અથવા બીજું જે કાંઈ કરશે તેજ પતિની ભક્તિવાળી અમારે પણ કરવું યોગ્ય છે."

આ પ્રમાણેનાં પુત્રીઓનાં વચન સાંભળી તેમના પિતાઓએ જંબૂકુમારના પિતાને કહ્યું કે—"તમે વિવાહોત્સવ કરવા તૈયાર થાઓ. અમારૂં પ્રથમ વચન અમારે પ્રમાણરૂપ છે." ત્યારપછી તે ઇભ્યોએ તથા ઋષભદત્તે નિમિત્તિકને બોલાવીને તે દિવસથી સાતમે દિવસે વિવાહના લગ્ન (મુહૂર્ત) નો નિર્ણય કર્યો. આઠે મહેભ્યોએ ભાઈઓની જેમ એક ચિતવાળા થઇને એકજ મોટો વિવાહમંડપ કરાવ્યો. તે મંડપમાં જાણે આકાશતળથી સંધ્યાના વાદળાના કકડાઓ ખેંચીને કર્યો હોય તેવો વિચિત્ર વર્ણના વસ્ત્રોવડે ઉલ્લોચ કરાવ્યો. તે ઉલ્લોચમાં ચોતરફ મોતીની માળાઓ

લટકાવી દીધી, તે જાણે કે ચંદ્રે પોતાના કિરણોનું સર્વસ્વ સ્થાપન કર્યું હોય તેવી શોભતી હતી. તે મંડપને અત્યંત દેદીપ્યમાન તોરણો બાંધેલાં હતાં, તેનાં પાંદડાંઓ વાયુથી હલતાં હતાં તેથી તે મંડપ જાણે વરને બોલાવવાની સંજ્ઞા કરતો હોય તેવો જણાતો હતો. તે મંડપમાં ચોતરફ મોતીના સાથીઆ પૂર્યા હતા તેથી તેમાં મંગળવૃક્ષોને ઉગવા માટે બીજોની શ્રેણિ વાવી હોય તેવો તે મંડપ શોભતો હતો.

પછી દોષ રહિત શુભ મુહૂર્તે જંબૂકુમારને વર્ણકમાં[1] બેસાડ્યા. તે વખતે કસુંબી વસ્ત્રવાળા તે ઉગતા તડકાવાળા સૂર્યની જેવા શોભવા લાગ્યા. કન્યાઓને પણ વર્ણકમાં સ્થાપન કરી તેથી રાજાની રાણીઓની જેમ સૂર્યને પણ નહીં જોવાના નિયમમાં જોડી હોય તેમ તેઓને બહાર જવાનું બંધ થયું; ત્યારપછી શુભ અવસરે પોતપોતાને સ્થાને રહેલા કુમારને તથા કુમારીઓને વિધિપ્રમાણે મંગળ સ્નાન કરાવ્યું. સ્નાન વખતે ઋષભપુત્રના કેશોમાંથી પાણી ઝરતું હતું તેથી તે કેશ થોડા કાળમાંજ પોતાનો લોચ થવાનો છે એવા ભયથી જાણે અશ્રુને મૂકતા હોય તેવા લાગતા હતા. ત્યારપછી ગંધવાસ કરનારી સ્ત્રીઓએ કર્ણાભરણની લીલાને વિસ્તારતા કપૂર અને અગરૂના ધૂપવડે જંબૂકુમારના કેશો ધૂપિત કર્યા. અને તે ગંધવાસ કરનારી સ્ત્રીઓએજ તેમના મસ્તકપર પુષ્પની માળા સહિત જાતિવંત અશ્વની ડોક જેવો વક્ર [2]ધમ્મિલ્લ બાંધ્યો. ધારિણીના પુત્રે દેદીપ્યમાન મોતીના બે કુંડળો કર્ણમાં ધારણ કર્યાં, તે મુખરૂપી કમળની પાસે વિશ્રાંતિ પામેલા હંસના મિથુનની જેવા શોભતા હતા. જંબૂએ નાભિ સુધી લાંબો મોતીનો હાર પહેર્યો, તે લાવણ્યરૂપી નદીના ફીણના પરપોટાની શ્રેણિ જેવો શોભતો હતો. તેણે શરીર ઉપર ચંદનનો લેપ કર્યો અને સર્વ અંગે મોતીના અલંકારો પહેર્યા, તેથી તે તારાઓની શ્રેણિવડે પૂર્ણિમાના ચંદ્રની જેવો અત્યંત શોભતો હતો. તે ઋષભના પુત્રે વિવાહમંગળને માટે દેવદૂષ્યની જેવાં

૧ પીઠી ચોળવાની ક્રિયા. ૨ કેશસમૂહ.

[1]અદૂષિત અને દશાવળ સહિત બે શ્વેત વસ્ત્રો પહેર્યાં. પછી તે જાતિવંત અશ્વ પર આરૂઢ થયો. તેના મસ્તકપર મયુરપિચ્છનું છત્ર ધારણ કરવામાં આવ્યું, તેની ચોતરફ સમાન વય અને વેષવાળા અનુચરો ચાલતા હતા, તેનું મુખ [2]નીરંગીથી ઢાંકવામાં આવ્યું હતું, તેની પાસે માંગળિક ગીતો ગવાતાં હતાં, બે પડખે બેઠેલી બે સ્ત્રીઓ તેને લૂણ ઉતારતી હતી, તેની આગળ મંગળમય વાજિંત્રો વાગતાં હતાં, અને મંગળપાઠકો મંગળ બોલતા હતા. આ રીતે ઋષભનો પુત્ર શિઘ્રપણે વિવાહમંડપના દ્વાર પાસે આવ્યો.

ત્યાં જાણે શરીરધારી કામદેવજ હોય એવા જંબૂકુમારને સધવા સ્ત્રીએ દહીં વિગેરે માંગળિક વસ્તુવડે અર્ઘ્ય આપ્યો. દ્વારમાં મૂકેલા [3]અગ્નિગર્ભિત શરાવના સંપુટને પગવડે ભાંગી તે કલ્યાણની સંપત્તિના ઘરરૂપ માતૃગૃહ (માયરા) માં ગયો. ત્યાં આઠ કન્યાઓની સાથે બેસીને જંબૂકુમારે કૌતુકપૂર્વક વિવાહનું મંગળ ગ્રહણ કર્યું; ત્યારપછી લગ્નનો સમય આવ્યો ત્યારે ચોરીની અંદર જઇને માતાપિતાને પ્રસન્ન કરવાની ઇચ્છાથીજ તે ઋષભનો પુત્ર તેઓને પરણ્યો. તેમના તારામેલક વખતે ધારિણી હર્ષિત થઇ, કૌતુક વખતે સંભ્રમવાળી થઇ, મંગળ ફેરા ફરતાં જોઇ સંતુષ્ટ થઇ, મધુપર્ક વખતે મુખ ઉપર સ્મિતવાળી થઇ, પહેરામણી વખતે સાવધાન થઇ, છેડાછેડી છોડતી વખતે કુશળતાવાળી થઈ, પ્રણામ કરતી વખતે આનંદના અશ્રુવાળી થઈ અને પોતાના ઉત્સંગમાં બેસાડતી વખતે અત્યંત સુખ પામી.

આ પ્રમાણે તે ધારિણી પુત્રના વિવાહમંગળ પ્રસંગે સુખ પામી. કારણકે સ્ત્રીઓ સંતતિના વિવાહમાં અત્યંત હર્ષવાળી થાય છે. વિવાહ થઈ રહ્યા પછી તે વહુઓને અને વરને એટલી બધી પહેરામણી થઈ કે તેનાવડે સુવર્ણનો એક પર્વત થઇ શકે. ત્યારપછી તે પરણેલી આઠ વહુઓથી પરિવરેલો જંબૂકુમાર અન્ય સ્ત્રીઓએ સાથે લીધેલા મંગળદીવા[4] સહિત, મનોહર ધવળમંગળને ગાતી કુળસ્ત્રીઓ સહિત, આગળ મધુર સ્વરે વાગતા

---

૧ દોષ રહિત. ૨ બુરખાથી. ૩ વચ્ચે અગ્નિવાળા. ૪ લામણ દીવડે.

મંગળમય વાજિત્રો સહિત, તૂર્યત્રિકે[1] કરીને મનોહર થતાં સંગીત સહિત અને હર્ષથી સાથે ચાલતા નાના મોટા બંધુવર્ગ સહિત પોતાને ઘેર ગયા. પ્રથમ સર્વજ્ઞને અને પછી કુળદેવતાને પગે લાગીને તે વહુઓનું અને વરનું કંકણમોચન[2] કરવામાં આવ્યું. ત્યાર પછી હર્ષ પામેલા ધારિણી અને ઋષભદત્તે જંબૂદ્વીપના અધિષ્ઠાયિક દેવની પૂજા કરી.

પછી સર્વ અલંકારોથી વિભૂષિત જંબૂકુમાર તે પત્નીઓ સહિત શયનગૃહમાં ગયો. ત્યાં સ્ત્રીઓ સહિત છતાં પણ ઋષભનો પુત્ર બ્રહ્મચર્યને દૃઢ ધારણ કરીને રહ્યો. "વિકારના હેતુ પાસે છતાં પણ મહાશયો વિકાર રહિતજ રહે છે."

આ અવસરે આજ ભરતક્ષેત્રમાં વિંધ્યાચળ પર્વતની સમીપે **જયપુર** નામનું નગર છે. તેમાં **વિંધ્ય** નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને બે પુત્રો હતા. તેમાં મોટો **પ્રભવ** નામે અને નાનો **પ્રભુ** નામે હતો. એકદા તે જયપુરના રાજાએ કોઇ પણ કારણથી જ્યેષ્ઠ પુત્ર પ્રભવ હાજર છતાં કનિષ્ઠ પુત્ર પ્રભુને રાજ્ય આપ્યું; તેથી પ્રભવ અભિમાને કરીને નગરની બહાર નીકળી વિંધ્યાચળ પર્વતની વિષમ ભૂમિમાં એક ગામ વસાવી ત્યાં રહ્યો અને ખાતરો ખોદવાવડે, લોકોને કેદ કરવાવડે, માર્ગ પાડવાવડે,[3] ચોરી કરવાવડે અને બીજા પણ તેવાજ પ્રકારોવડે પરિવાર સહિત આજીવિકા કરવા લાગ્યો. એકદા તેના ચરપુરૂષોએ આવી "જંબૂકુમારની સમૃદ્ધિ કુબેરની પણ હાંસી કરે એટલી બધી છે" એમ જાહેર કર્યું તથા "તેના વિવાહમંગળમાં જાણે ધન આપનારા ચિંતામણિ રત્નો હોય તેવા ઘણા મહેભ્યો એકઠા થયા છે" એમ પણ કહ્યું.

તે સાંભળીને તરતજ અવસ્વાપનિ અને તાલોદ્ઘાટિની વિદ્યાવડે યુક્ત પ્રભવ ધારિણીપુત્રને ઘરે આવ્યો; ત્યાં અવસ્વાપનિકા વિદ્યાથી વિંધ્યરાજાના પુત્રે (પ્રભવે) એક જંબૂ સિવાય બીજા

---

૧ ગીત, નૃત્ય અને વાજિત્ર એ ત્રણ તૂર્ય કહેવાય છે.
૨ મીંઢોળ છોડવાનું કાર્ય. ૩ માર્ગમાં જનારા લોકોને લુંટવા તે માર્ગ પાડવો.

સર્વ જાગતા લોકોને ઉંઘાડી દીધા. તે વિદ્યા મહાપુણ્યશાળી જંબૂ ઉપર અસર કરવાને સમર્થ થઈ નહીં, કારણ કે 'પ્રાયે કરીને અધિક પુણ્યવંતને આપત્તિ આપવાને ઇંદ્ર પણ સમર્થ થઈ શકતો નથી.' ત્યાર પછી તે ચોરો નિદ્રા પામેલા સર્વેના અલંકાર વિગેરે સર્વસ્વને ગ્રહણ કરવા લાગ્યા. તે લુંટારાઓને લુંટતા જોઇ મહા મનવાળો જંબૂ કોપ પામ્યા નહીં, તેમજ ક્ષોભ પણ પામ્યા નહીં, પણ લીલાપૂર્વક આ પ્રમાણે બોલ્યા કે-"હે ચોરો! અહીં સુતેલા, વિશ્વાસુ અને મારા આમંત્રણ કરેલા પ્રાહુણાઓનો તમે સ્પર્શ ન કરો, હું તેઓનો યામિક[1] જાગું છું." મહાપુણ્યના પ્રભાવવાળા જંબૂકુમારનાં આવાં વચનો સાંભળીને સર્વ ચોરોના શરીરો જાણે લેપ્યમય હોય એમ સ્તબ્ધ થઇ ગયા. પ્રભવ પણ ચોતરફ જોવા લાગ્યો, તો હાથણીઓવડે હાથીની જેમ તેણે આઠ પત્નીઓવડે યુક્ત ધારિણીપુત્રને જોયા. પછી તેણે જંબૂકુમારને પોતાની ઓળખાણ આપી કે-"હે મહાત્મન્! હું વિંધ્યરાજનો પ્રભવ નામનો પુત્ર છું. મારી સાથે મિત્રાઇ કરીને મારા પર અનુગ્રહ કરો. હે મિત્ર! મને તમારી સ્તંભની અને મોક્ષણી વિદ્યા આપો; તેના બદલામાં હું તમને મારી અવસ્વાપનિ અને તાલોદ્‌ઘાટની વિદ્યા આપું." જંબૂકુમારે કહ્યું કે-"હે પ્રભવ! પ્રાતઃકાળે હું આ આઠે નવી પરણેલી પત્નીઓનો ત્યાગ કરી મમતા રહિત થઈ પ્રવ્રજ્યા લેવાનો છું, હમણા પણ હું ભાવસાધુ થયેલો છું; તેથી હે પ્રભવ! આ તારી અવસ્વાપનિ વિદ્યાએ મને કાંઇ પણ અસર કરેલ નથી, બાકી મારી પાસે કોઈ વિદ્યા નથી. હે ભાઇ! પ્રાતઃકાળે હું તૃણની જેમ આ લક્ષ્મીને ત્યાગ કરવાનો છું, તેથી શરીર ઉપર પણ ઈચ્છા રહિત મારે વિદ્યાઓનું શું પ્રયોજન છે? તારી વિદ્યાઓનો પણ મારે ખપ નથી."

પછી તે અવસ્વાપની વિદ્યાને સંહરીને પ્રભવે ધારિણીપુત્રને પ્રણામ કરી બે હાથ જોડીને કહ્યું કે—"હે મિત્ર! તું નવી યુવાવસ્થાવાળો છે, તેથી વિષયસુખ ભોગવ અને આ નવી પરણેલી

૧ પહેરેદાર.

પત્નીઓ ઉપર અનુકંપા કર; કારણ કે તું વિવેકી છે. પ્રથમ આ પત્નીઓની સાથે ભોગફળને ભોગવ, પછી યોગ્ય સમયે દીક્ષા લેજે. અવસરે ગ્રહણ કરેલી તારી પરિવ્રજ્યા પણ શોભશે." જંબૂકુમાર બોલ્યા કે–"હે બંધુ ! વિષયભોગથી ઉત્પન્ન થતું સુખ અતિ અલ્પ છે, અને તેમાં દુઃખ ઘણું છે. તો દુઃખના હેતુરૂપ સુખ ભોગવવામાં શું ફળ છે ? પ્રાણીઓને વિષયસેવામાં સરસવથી પણ અતિ સ્વલ્પ સુખ છે અને મધના બિંદુવાળા પુરૂષ વિગેરેની જેમ દુઃખ ઘણું છે. તેનું દ્રષ્ટાંત કહું છું તે સાંભળ--

## મધુબિંદુ પુરૂષની કથા.

કોઈ એક પુરૂષ સાર્થની સાથે એક દેશથી બીજે દેશ પરિભ્રમણ કરતો હતો, તે અન્યદા ચોરરૂપી જળજંતુની મહા નદી જેવી અટવીમાં પેઠો. ત્યાં તે સાર્થને લુંટવા માટે ચોરરૂપી વ્યાઘ્રો દોડ્યા, તેથી સાર્થમાં રહેલા સર્વ લોકો મૃગની જેમ ચોતરફ નાઠા; તેમાં સાર્થથી ભ્રષ્ટ થયેલો તે મુખ્ય પુરૂષ કંઠ સુધી આવેલા પ્રાણોએ કરીને ઉછળતા કુવાના પાણીની જેમ મહા અટવીના અંદરના ભાગમાં પેઠો; ત્યાં તેની પાછળ એક હાથી દોડ્યો. તે હાથી પર્વતની જેવડો અત્યંત ઉંચો હતો, તેના ગંડસ્થળમાંથી મદનાં ઝરણાં ઝરતાં હતાં, જાણે કે આકાશમાંથી વાદળાંઓ પાડવાને ઇચ્છતો હોય તેમ તેણે પોતાની સૂંઢ ઊંચી કરી હતી, જાણે કે અંદર પોલાણવાળી હોય એવી પૃથ્વીને તે પાદના પાતવડે નમાવી દેતો હતો. તેનું મુખ તપાવેલા ત્રાંબા જેવું રાતું હતું, તે મેઘની જેવી ગર્જના કરતો હતો, અને જાણે સાક્ષાત્ યમરાજ હોય તેવો ક્રોધથી ઉદ્ધત બનેલો હતો. એવો વનનો હાથી પાછળ દોડવાથી ગભરાયેલ તે પુરૂષ કઇ દિશામાં જવું તે ન સૂજવાથી દિગ્મૂઢ થઇને આગળ દોડ્યો 'હું તને મારી નાંખીશ, માટે ભાગવું હોય તેટલું ભાગ' એમ કહેતો જાણે ભાગવાની પ્રેરણા કરતો હોય એવો હાથી સૂંઢના જળબિંદુઓવડે તેની પીઠ ઉપર વારંવાર છંટકાવ કરતો હતો. તે પુરૂષ ભયથી દડાની જેમ પડતો અને ઉઠતો નાસતો હતો. તેની પાછળ હાથી પણ દોડતો હતો

અને તેની લગભગ આવી પહોંચ્યો હતો; તેવામાં તૃણથી ઢંકાયેલો એક કુવો તેની નજરે પડ્યો, એટલે "આમ દોડવાથી તો હાથી અવશ્ય મને મારી નાખશે; પણ કુવામાં પડવાથી કદાચ બચી શકાશે." એમ વિચારી તેણે તે કુવામાં ઝંપાપાત કર્યો. "જીવવાની આશા મૂકવી એ પ્રાણીને ખરેખરી દુષ્કર છે."

તે કુવાને કાંઠે એક વડનું મોટું વૃક્ષ હતું, તેની એક લાંબી ડાળ કુવાના મધ્યભાગમાં સર્પના દેહની જેમ લટકતી હતી. કુવામાં પડતાંજ તે ડાળ તેના હાથમાં આવી, એટલે દોરડાથી બાંધેલા ઘડાની જેમ તે તેને વળગીને કુવામાં લટકતો રહ્યો. પેલા હાથીએ તે પુરૂષના મસ્તકનો સ્પર્શ કરવા માટે (પકડવા માટે) પોતાની સૂંઢ કુવામાં નાંખી, પરંતુ જેમ મંદ ભાગ્યવાળો ઉત્તમ ઔષધિને ન પામે તેમ તે તેને પકડી શક્યો નહિ. હવે ભાગ્ય વિનાના તે પુરૂષે નીચે દૃષ્ટિ નાંખી તો કુવાની અંદર એક મોટો અજગર જોયો. તે અજગર પણ હમણા આ મારો કવળ[1] મારા મુખમાં પડશે એવી બુદ્ધિથી તેની સન્મુખ જોઈ કુવાની અંદર જાણે બીજો કુવો હોય તેમ મુખને પહોળું કરીને રહ્યો હતો. કુવાની અંદર ચાર દિશાએ પ્રાણને હરણ કરનાર યમરાજના બાણો હોય તેવા ચાર સર્પો તેની દૃષ્ટિએ પડ્યા. દુષ્ટ ચિત્તવાળા તે સર્પો પણ તેને ડસવાની ઇચ્છાથી ઉંચી ફણાઓ કરીને ધમણની જેવા મુખમાંથી નીકળતા ફુંફાડાવડે પવનને કાઢી રહ્યા હતા. હવે ઉપરના ભાગમાં વડવૃક્ષની તે ડાળ છેદવા માટે એક ધોળો અને બીજો કાળો એવા બે ઉંદરો કરડ કરડ શબ્દપૂર્વક પોતાના દાંતરૂપી કરવતને ચલાવી રહ્યા હતા. પેલો મદોન્મત્ત હાથી તે પુરૂષને પકડી નહીં શકવાથી જાણે તે વડવૃક્ષનેજ ઉખેડી નાંખવા ઈચ્છતો હોય તેમ તે આખા વડવૃક્ષને હલાવી રહ્યો હતો; તેથી પેલી વડવૃક્ષની ડાળ હીંચકાની જેમ હાલતી હતી; એટલે પડી જવાના ભયથી તે પુરૂષ તેને હાથે અને પગે કરીને ગાઢ વળગી રહ્યો હતો, કે જેથી તે તેની સાથે બાહુયુદ્ધ કરતો હોય તેમ દેખાતો હતો. હાથીએ હલાવેલી તે

૧ કોળીઓ, ભક્ષ્ય.

શાખા ઉપર એક મધપુડો હતો તે હાલવાથી ભાલાની જેવા તિક્ષ્ણ મુખવાળી મધમાખીઓ તેમાંથી ચોતરફ ઉડી અને જાણે પેલા મનુષ્યના જીવને બહાર ખેંચી કાઢવા તત્પર થઈ હોય તેમ લોઢાના સાણસા જેવા તીક્ષ્ણ મુખવડે તેને ડસવા લાગી. ઉંચી પાંખોવાળી માખીઓએ તે પુરૂષનું સર્વ અંગ ઢાંકી દીધું, કે જેથી તે પુરૂષ કુવામાંથી નીકળવા માટે ઉત્સુક થવાથી પાંખોવાળો થયો હોય એવો દેખાવા લાગ્યો. હવે વડવૃક્ષ ઉપર રહેલા પેલા મધપુડામાંથી મધનું એક એક બિંદુ જળાધારીમાંથી જળના બિંદુની જેમ તે પુરૂષના લલાટ ઉપર પડવા માંડયું અને તેના ભાલસ્થળ ઉપરથી દડતું દડતું તેના મુખમાં પેઠું એટલે તેનો સ્વાદ લઈને તે પુરૂષ મોટું સુખ પ્રાપ્ત થયું હોય એમ માનવા લાગ્યો અને મૃત્યુને લગતા હાથી અજગર સર્પ વિગેરેના ભયને ક્ષણભર ભૂલી ગયો.

હે પ્રભવ ! હવે આ દૃષ્ટાંતનો ભાવાર્થ સાંભળ—જે પુરૂષ કહ્યો તે સંસારી જીવ જાણવો, જે અટવી કહી તે આ સંસાર જાણવો, જે હાથી કહ્યો તે મૃત્યુ જાણવું, જે કુવો તે મનુષ્યજન્મ, જે અજગર તે નરક, જે ચાર સર્પો તે ક્રોધાદિક ચાર કષાય, જે વડવૃક્ષની ડાળ તે આયુષ્ય, જે શ્વેત અને કૃષ્ણ ઉંદર તે આયુષ્યનો ક્ષય કરવામાં તત્પર શુકલ પક્ષ અને કૃષ્ણ પક્ષ જાણવા, જે મધમાખીઓ તે સંસારની વ્યાધિઓ સમજવી અને હે મિત્ર ! જે મધનું બિંદુ કહ્યું તે વિષયજન્ય ક્ષણિક સુખ જાણવું. આવા સ્વલ્પ વિષયસુખમાં કયો બુદ્ધિમાન્ આસક્ત થાય ? હે મિત્ર ! કદાચ કોઇ દેવ કે વિદ્યાધર તે પુરૂષને તે કુવામાંથી બહાર કાઢવા ચાહે તો દૈવથી દૂષિત થયેલો તે પુરૂષ બહાર નિકળવા ઇચ્છે કે નહીં ?"

પ્રભવે કહ્યું—"આવા પારાવાર વિપત્તિરૂપ સમુદ્રમાં ડુબતો કયો પુરૂષ વહાણની જેવા ઉપકારી તે નરના કહેવા પ્રમાણે બહાર નીકળવા ન ઇચ્છે ?" જંબૂકુમારે કહ્યું—"ત્યારે હવે કહે કે ગણધર સુધર્માસ્વામી જેવા તારનાર મળ્યા છતાં હું શા માટે આ

અપાર ભવસાગરમાં ડુબું? "તરવા કેમ ન ઇચ્છું?" પ્રભવ બોલ્યો—"હે ભાઈ! તારા માતાપિતા તારા પર અત્યંત સ્નેહવાળા છે અને આ સ્ત્રીઓ પણ તારી ઉપર અત્યંત અનુરાગવાળી છે, તે સર્વનો તું કઠોર થઇને કેમ ત્યાગ કરી શકીશ?" જંબૂકુમારે કહ્યું—"અરે પ્રભવ! આ સંસારના સંબંધીઓ તો આ પ્રાણીને સંસારમાં ડુબાવનારા હોવાથી શત્રુતુલ્યજ છે, તેના પર પ્રેમ શો કરવો? કારણ કે એવા સંબંધ તો આ સંસારમાં પ્રત્યેક જીવ સાથે અનેક થાય છે; એટલે એવી બંધુમમતાથી તો **કુબેરદત્તની** જેમ કર્મબંધ થાય છે. તેને એક ભવમાં પણ અનેક સંબંધ થયા છે; તેની કથા કહું છું તે સાંભળ—

## કુબેરદત્તની કથા.

**મથુરા** નગરીમાં કામદેવની સેના જેવી કુબેરસેના નામની એક ઉત્તમ ગણિકા હતી. તેણીને પ્રથમ ગર્ભ રહ્યો ત્યારે તે તેનાથી અત્યંત પીડા પામવા લાગી. તેથી તેની માતાએ તેને વૈદ્યને દેખાડી. "વ્યાધિરૂપ ક્લેશમાં વૈદ્યનુંજ શરણ હોય છે." વૈદ્યે નાડીના થડકારા વિગેરે ઉપરથી તેણીને વ્યાધિરહિત જાણી કહ્યું કે—"આને કાંઈ પણ રોગ નથી; પરંતુ તેના ક્લેશનું કારણ એ છે કે એના ઉદરમાં દુઃખે કરીને વહન કરી શકાય એવું યુગલ[1] ઉત્પન્ન થયું છે. આ કારણથી તેને પ્રસૂતિકાળ પર્યંત તે ગર્ભનો ક્લેશ રહેશે." તે સાંભળી માતાએ તેણીને કહ્યું કે—"હે પુત્રી! તારો ગર્ભ હું પડાવી નાખું; કારણ કે પ્રાણનો નાશ કરવામાં સાક્ષીરૂપ તે ગર્ભનું રક્ષણ કરવાથી શું ફળ છે?" તે સાંભળી વેશ્યા બોલી કે—"ગર્ભનું કલ્યાણ થાઓ, હું ક્લેશ સહન કરીશ; કારણ કે ભુંડણી વારંવાર ઘણા બાળકોને પ્રસવે છે છતાં તે પણ જીવે છે." પછી ગર્ભનો ક્લેશ સહન કરી સમય પૂર્ણ થયે તે ગણિકાએ એક પુત્ર અને એક પુત્રીને સાથે જન્મ આપ્યો; તે વખતે તેની માતાએ તેને કહ્યું કે—"હે પુત્રી! આ બાળકો તારા શત્રુભૂત છે; કારણ કે ઉદરમાં રહ્યા છતાં પણ

૧ બે ગર્ભ.

તેમણે તને મૃત્યુના દ્વારમાં મૂકી દીધી હતી. વળી આ યુગ્મ બાળકો તારૂં સ્તનપાન કરવાથી તારી યુવાવસ્થાને હરણ કરનારા થશે, અને વેશ્યાઓનું જીવન તો યૌવનજ છે. તેથી તું જીવની જેમ યૌવનનું રક્ષણ કર અને ઉદરમાંથી પડેલા આ યુગલને વિષ્ટાની જેમ બહાર ફેંકાવી દે, તેનાપર મોહ ન કર; કારણ કે આપણી જાતિનો એવોજ [1]ક્રમ છે." તે સાંભળી વેશ્યા બોલી કે-" હે માતા! જો કે તમે કહો છો તે બરાબર છે, તો પણ તમે દશ દિવસ વિલંબ કરો, તેટલા દિવસ હું આ બાળકોનું પોષણ કરૂં." તેની માતાએ તેને તેમ કરવાની અનુજ્ઞા આપી. તેથી તે નિરંતર સ્તનપાન કરાવી તે બાળકોનું પોષણ કરવા લાગી. એ રીતે બાળકોને પાળતાં કાળરાત્રિના જેવો અગ્યારમો દિવસ પ્રાપ્ત થયો, એટલે તેણીએ **કુબેરદત્ત** અને **કુબેરદત્તા** એવા નામના અંકવાળી બે મુદ્રિકાઓ કરાવી તે બન્નેની આંગળીમાં પહેરાવી. પછી બુદ્ધિવડે ચતુર એવી તેણીએ લાકડાની પેટી કરાવી. તેને રત્નોથી પૂર્ણ ભરી તેમાં તે બન્ને બાળકોને મૂક્યાં, અને તે પેટી તેણીએ પોતે યમુના નદીના પ્રવાહમાં તરતી મૂકી દીધી. તે વિઘ્ન રહિત હંસની જેમ તરતી તરતી ચાલી; પછી તે કુબેરસેના નેત્રરૂપી અંજળિવડે તે બાળકોને જળાંજળી આપતી હોય તેમ અશ્રુ મૂકતી ત્યાંથી પાછી વળીને પોતાને ઘરે આવી.

હવે પેલી પેટી તરતી તરતી પ્રાતઃકાળ થતાં **શૌર્યપુર** નગરના દ્વાર પાસે આવી પહોંચી. તેને કોઇ બે ઇભ્યપુત્રોએ જોઈ, એટલે પાણીની બહાર ખેંચી કાઢી. પછી તે પેટી ઉઘાડતાં તેમાં એક બાળક અને એક બાળિકાને તેમણે દીઠા. તેમાંથી એકે બાળક લીધો અને બીજાએ બાળકી લીધી. તેમના હાથમાંહેની મુદ્રિકા જોવાથી જાણ્યું કે આ બાળકોનાં નામ કુબેરદત્ત અને કુબેરદત્તા છે. પછી તે બન્ને બાળકો તે ઇભ્યોના ઘરમાં સ્વામીએ સોંપેલા નિધાનની જેમ પ્રયત્નથી રક્ષણ કરાતા વૃદ્ધિ પામવા લાગ્યા. અનુક્રમે તે બંને બાળકો કળાકુશળ થયા અને રૂપે કરીને

૧ કુળની રીત.

પવિત્ર એવું નવું યૌવન પામ્યા. "આ બેજ પરસ્પર યોગ્ય છે" એમ ધારીને તે ઇભ્યોએ અતિ હર્ષથી તે બન્નેનો પરસ્પર પાણિગ્રહણનો મહોત્સવ કર્યો. ચતુરાઈની શિક્ષા આપવાના ગુરૂરૂપ યૌવનવડે વ્યાપ્ત થયેલા તે બન્નેના અંગ ઉપર પુરૂષ અને નારીના વાહનવાળો કામદેવ આરૂઢ થયો. એકદા વહુવરે પરસ્પર વિકસ્વર થયેલા પ્રેમરૂપી જળની નદીરૂપ દ્યુતક્રીડા પ્રારંભી. દ્યુતક્રીડા કરતાં કુબેરદત્તના હાથમાંની મુદ્રિકા નીકળીને કુબેરદત્તાના હાથમાં પડી. કુબેરદત્તા પારખવા યોગ્ય નાણાની જેમ તે મુદ્રિકાને વારંવાર ફેરવી ફેરવીને જોવા લાગી અને વિચારવા લાગી કે–"આ મુદ્રિકા મારી મુદ્રિકાની સાથે એકજ દેશમાં ઘડેલી હોય એમ ભાસે છે." એમ વિચારી તેની અને પોતાની મુદ્રિકાને વારંવાર મેળવી જોતી કુબેરદત્તા વિચારના આવેશમાં ધ્રુજવા લાગી. તેણીએ મનમાં નિશ્ચય કર્યો કે–"આ બંને મુદ્રિકાઓ સહોદરની જેમ એકજ દેશમાં ઘડાયેલી છે, તોલમાં સરખી છે અને સરખાજ નામ તથા અક્ષરવાળી છે; તેથી કરીને આ મુદ્રિકાની જેમ હું અને કુબેરદત્ત બંને રૂપમાં અત્યંત સરખા છીએ, માટે અવશ્ય અમે ભાઈ બહેનજ છીએ એમ જણાય છે, તેમાં કાંઇપણ સંશય રહેતો નથી. વળી અમારાં બંનેના સર્વ અંગમાં ન્યૂનાધિકપણું નહિ હોવાથી અમારો બંનેનો એકી સાથે જન્મ થયો હશે એમ જણાય છે. અહો! દૈવે અમારાં બન્નેની વચ્ચે આવું વિવાહનું અકાર્ય કરાવ્યું! અમારા પિતાએ અથવા માતાએ તો બંને ઉપરના સમાન અપત્યના વાત્સલ્યને લીધે આ સરખી મુદ્રિકાઓ કરાવી જણાય છે. અમો બંને સહોદર છીએ તેથીજ આમને વિષે મારી પતિબુદ્ધિ થતી નથી, તેમજ મારે વિષે એમની પત્નીબુદ્ધિ પણ થતી નથી."

આ પ્રમાણે વિચારી તથા તેજ પ્રમાણે નિશ્ચય કરી કુબેરદત્તાએ તે બન્ને મુદ્રિકા કુબેરદત્તના હાથમાં મૂકી. કુબેરદત્ત પણ તે બન્ને મુદ્રિકાને જોઇ તેજ પ્રમાણે વિચારની શ્રેણિને પામી શુભ આશય થવાથી ખેદ પામ્યો. પછી કુબેરદત્તાને તેની મુદ્રિકા આપી બુદ્ધિમાન કુબેરદત્તે માતા પાસે જઈ તેને શપથ આપીને પૂછ્યું

કે—"હે માતા ! હું તારો ઔરસ પુત્ર છું ? [1]અપવિદ્ધ છું ? [2]દત્રિમ છું ? કૃત્રિમ છું ? કે બીજા કોઇ પ્રકારનો છું ? કેવો છું તે કહે; કારણકે પુત્રો ઘણા પ્રકારના હોય છે." આ પ્રમાણે અત્યંત આગ્રહવડે તેણે પૂછવાથી તેની માતાએ નદીમાંથી પેટીની અને તેમાંથી બાળક બાળકીની પ્રાપ્તિ થઈ ત્યાંથી આરંભીને સર્વ કથા તેને કહી બતાવી. તે સાંભળી કુબેરદત્ત બોલ્યો કે—" હે માતા ! આવું અકૃત્ય તમે કેમ કર્યું ? અમને સાથે જન્મેલા જાણતાં છતાં અમને પરસ્પર કેમ પરણાવ્યા ? તેજ માતા શ્રેષ્ઠ છે કે જેણે અમારૂં પોષણ કરવાની અશક્તિને લીધે અમને પોતાના ભાગ્યને ભળાવીને નદીના પ્રવાહમાં મૂકી દીધા. નદીનો પ્રવાહ પણ મૃત્યુને માટે થાય છે, અકાર્ય કરવા માટે થતો નથી, છતાં અમારે માટે તેવો થયો. હવે આવા જીવવા કરતાં મરવું સારૂં છે. પણ અકૃત્યવાળું જીવિત સારૂં નથી."

તે સાંભળી તેની માતા બોલી કે—"હે વત્સ ! અલ્પ બુદ્ધિવાળા અમે તમારા બન્નેના અતિ મનોહર અને અતિ સદૃશ રૂપે કરીને મોહ પામ્યા હતા. આ કુબેરદત્તા જેવી તારે યોગ્ય બીજી કોઈ કન્યા દેખાતી નહોતી અને તારી જેવો તેને અનુરૂપ કોઈ પણ વર દેખાતો નહોતો; તેથી અમે આ કાર્ય કર્યું છે. છતાં હજુ સુધી તમારા બન્નેનું માત્ર પાણિગ્રહણ જ થયું છે, પરંતુ પુરૂષ અને સ્ત્રીના સંબંધથી ઉત્પન્ન થતું બીજું કાંઇ પાપકર્મ થયું નથી. હજુ સુધી તું કુમારજ છે અને તે પણ હજી કુમારીકા જ છે, માટે તેણીનું ને તારૂં કલ્યાણ થાઓ. તેણીને આ પ્રમાણેની વાત કહીને તેના પિતાને ત્યાં મૂકી દે. હે સુંદર ! તારે વ્યાપારને નિમિત્તે દિગ્યાત્રા કરવા જવાની ઇચ્છા છે, તો તું પરદેશ જા. અમારા આશિર્વાદથી દિગ્યાત્રા કરીને સુખેસુખે પાછો શિઘ્રપણે આવજે. તું ક્ષેમકુશળ પાછો આવીશ ત્યારે મહોત્સવપૂર્વક તારો કોઇ બીજી કન્યા સાથે વિવાહ કરશું." આ પ્રમાણે સાંભળી ધર્મબુદ્ધિવાળા કુબેરદત્તે પણ ' બહુ સારૂં ' એમ કહી કુબેર-

૧ માતપિતાએ તજેલો.　૨ દત્તક.

દત્તાની પાસે જઇ તેને તે નિર્ણય કહી બતાવ્યો, અને પછી કહ્યું કે–"હે ભદ્રે ! તું તારા માબાપને ઘેર જા, તું મારી બ્હેન છે, વિવેકી છે અને ડાહી છે; તેથી જેમ તને યોગ્ય લાગે તેમ કરજે. હે બ્હેન ! આપણુને આપણા માતાપિતાએજ છેતર્યા તેમાં આપણે શું કરીએ ? વળી વિચાર કરતાં તેમનો પણ આમાં દોષ નથી. આપણી આવી ભવિતવ્યતાજ હશે. માબાપ પોતાનાં બાળકોને વેચે છે, તજે છે કે અકાર્ય કરવાની આજ્ઞા કરે છે તે સર્વ બાળકોના કર્મના દોષને લઇને જ થાય છે."

આ પ્રમાણે તેને કહીને કુબેરદત્ત કરિયાણાં લઇ વ્યાપારને માટે મથુરાપુરી ગયો. ત્યાં વ્યાપારવડે તેણે ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું; અને સ્વેચ્છાથી યૌવનને ઉચિત વિલાસ કરતો તે ત્યાં ચિરકાળ રહ્યો. એકદા રૂપ અને લાવણ્યથી શોભતી કુબેરસેના વેશ્યાને[1] તેણે દ્રવ્ય આપીને પોતાની સ્ત્રી તરીકે રાખી. કુબેરસેનાની સાથે વિષયસુખ ભોગવતાં તેને એક પુત્ર થયો. "દૈવનું નાટક આવું વિચિત્ર છે."

અહીં કુબેરદત્તાએ પણ પોતાને પિયર જઇને પોતાની માતાને પૂછ્યું, એટલે તેણે પણ મંજૂષાની પ્રાપ્તિથી આરંભીને સર્વ કથા તેજ પ્રમાણે કહી. એ પ્રમાણે પોતાની કથા સાંભળીને તત્કાળ વૈરાગ્ય પામી કુબેરદત્તાએ દીક્ષા ગ્રહણ કરી અને દુષ્કર તપ કરવા લાગી. પ્રવ્રજ્યા લેતી વખતે તેણે પેલી મુદ્રિકા ગુપ્ત રીતે પોતાની પાસે રાખી અને ગુરૂણીની સાથે પરિષહોને સહન કરતી તે વિચરવા લાગી. ગુરૂણીના ઉપદેશ પ્રમાણે અખંડ તપસ્યા કરતાં તેણીને તપરૂપી વૃક્ષના પુષ્પ સમાન અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. એટલે "કુબેરદત્ત ક્યાં છે અને શું કરે છે?" તે જાણવા માટે તેણે ઉપયોગ આપ્યો; તો મથુરાપુરીમાં કુબેરસેનાના સંગથી પુત્ર સહિત થયેલો તેને જોયો. તેથી પાપ રહિત એવી તે શોક કરવા લાગી કે–"અહો ! મારો સહોદર ભુંડની જેમ અકૃત્યરૂપી કાદવમાં મગ્ન થઇ રહ્યો છે, હું તેને તેમાંથી બહાર કાઢું." એમ

૧ તેની માતાને.

વિચારી તેને પ્રતિબોધ કરવા માટે કરૂણારસની નદી સમાન તે બીજી સાધ્વીઓ સહિત મથુરાપુરી ગઈ. ત્યાં જઇને કુબેરદત્તા સાધ્વીએ કુબેરસેના પાસે ધર્મલાભ આપવા પૂર્વક રહેવાની જગ્યા માગી. કુબેરસેના વંદના કરીને બોલી કે–"હે આર્યા! જો કે હું પણ્યાંગના (વેશ્યા) છું, તોપણ હાલમાં મારે એકજ પતિ છે, તેથી હું કુળવધુ જેવી છું. કુળવાન્ પતિના સંગથી મેં આ કુળસ્ત્રીની જેવો વેષ પહેર્યો છે, વળી કુલીનની જેવુંજ મારૂં આચરણ છે; તેથી હું તમારા પ્રસાદને લાયક છું; માટે અહીં મારા ઘરની પાસેજ આ જગ્યા છે તેનો સ્વીકાર કરી નિરંતર ઇષ્ટ દેવતાની જેમ મારી સમીપેજ રહો." તે સાંભળી તેણીનું કલ્યાણ કરવામાં કામધેનુ સમાન કુબેરદત્તા સાધ્વી પરિવાર સહિત તેણીએ આપેલી વસતિમાં રહ્યા.

કુબેરસેના રાત્રી દિવસ સાધ્વી પાસે આવીને બેસતી અને પોતાના પુત્રને સાધ્વીના ચરણકમળ પાસે પૃથ્વી પર આળોટતો મૂકતી હતી. "જે પ્રાણી જે રીતે બોધ પામે તેમ હોય તેને તે રીતેજ બોધ પમાડવો." એમ વિચારીને એકદા તે સાધ્વી તેણીને પ્રતિબોધ કરવા માટે તે બાળકને ઉદ્દેશીને આ પ્રમાણે બોલ્યા કે–"હે બાળક ! તું મારો ભાઇ થાય છે, પુત્ર થાય છે, પતિનો નાનો ભાઈ હોવાથી દિયર થાય છે, ભત્રીજો થાય છે, કાકો થાય છે, અને પુત્રનો પુત્ર (પૌત્ર) પણ થાય છે. વળી હે બાળક જે તારો પિતા છે તે મારો ભાઇ, પિતા, પિતામહ,[1] ભર્તાર, પુત્ર અને સાસરો પણ થાય છે. તથા હે બાળક ! તારી જે માતા તે મારી માતા, પિતામહી,[2] ભ્રાતૃજાયા (ભાભી), વધુ[3], સાસુ અને સપત્ની (શોક) પણ થાય છે." કુબેરદત્ત દૂર બેઠો હતો તે આ હકીકત સાંભળી બોલ્યો કે–"હે સાધ્વી ! આવી પરસ્પર વિરૂદ્ધ સંબંધવાળી વાત કેમ કરો છો ? હું તો આપનાં વચન સાંભળી વિસ્મિત થયો છું." ત્યારે સાધ્વી બોલ્યા કે–"હે કુબેરદત્ત ! તેનું સ્પષ્ટીકરણ સાંભળ—

૧ પિતાનો પિતા. ૨ પિતાની માતા. ૩ ત્રની વહુ.

" આ બાળક મારો ભાઈ છે, કારણકે અમારા બન્નેની માતા એકજ છે, મારા પતિનો આ પુત્ર છે તેથી તેને હું પુત્ર કહું છું, મારા ભર્તારનો આ સહોદર છે તેથી તે મારો દિયર પણ થાય છે, મારા ભાઈનો આ પુત્ર છે તેથી હું તેને ભત્રીજો કહું છું, આ મારી માના પતિનો ભાઈ છે તેથી તે મારો કાકો થાય છે, તથા આ બાળક મારી સપત્નિ ( શોક ) ના પુત્રનો પુત્ર છે તેથી મેં તેને પૌત્ર કહ્યો છે.

આ બાળકનો જે પિતા છે તે મારો ભાઈ થાય છે, કારણકે અમારા બન્નેની એકજ માતા છે, આનો જે પિતા છે તે મારી માતાનો ભર્તાર થયો, તેથી તે મારો પિતા થાય છે, તે મારા કાકાનો પિતા થાય છે તેથી તેને હું પિતામહ કહું છું, તે મારી સાથે પરણ્યા હતા તેથી તે મારો પતિ થાય છે, તે મારી સપત્નીની કુક્ષિમાં ઉત્પન્ન થયો છે તેથી તે મારો પુત્ર થાય છે, તથા તે મારા દિયરનો પિતા હોવાથી મારો સાસરો પણ થાય છે.

આ બાળકની જે માતા છે તે મારી પણ માતા છે, કેમકે હું તેનાથી ઉત્પન્ન થઈ છું, તે મારા કાકાની માતા હોવાથી મારી પિતામહી પણ થાય છે, તે મારા ભાઈની સ્ત્રી હોવાથી મારી ભાભી પણ થાય છે, તે સપત્નીના પુત્રની વહુ હોવાથી મારી વધૂ (પુત્રની વહુ) પણ થાય છે, આ મારા પતિની માતા છે તેથી તે ખરેખર મારી સાસુ પણ થાય છે અને મારા ભર્તારની આ બીજી સ્ત્રી છે તેથી તે મારી સપત્ની (શોકય) પણ થાય છે."

આ પ્રમાણે કહીને તે સાધ્વીએ કુબેરદત્તને પોતાની પાસે રાખેલી ગુપ્ત મુદ્રિકા આપી, તે જોઈને તત્કાળ કુબેરદત્તે સર્વ સંબંધ જાણી લીધો, તેથી તરતજ તેણે વૈરાગ્ય પામી પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને ઉગ્ર તપ કરી મૃત્યુ પામીને તે સ્વર્ગવધૂનો અતિથિ થયો. કુબેરસેનાએ પણ શ્રાવિકાના વ્રતનો આશ્રય કર્યો; પછી કુબેરદત્તા સાધ્વી પોતાની ગુરૂણી પાસે ગયા.

હે પ્રભવ ! આ પ્રમાણે મુગ્ધ પ્રાણી પોતેજ જેનાથી બંધાય છે તેની ઉપર છીપને વિષે રૂપાની બુદ્ધિની જેમ બંધની

બુદ્ધિ રાખે છે તે ખેદની વાત છે: જે પોતે બંધ રહિત હોય અને જે બીજાઓના બંધને મુકાવનાર હોય તે (સાધુ) જ ખરા બંધુ છે, બીજા તો નામનાજ બંધુ છે.

તે સાંભળી પ્રભવ બોલ્યો કે—"હે કુમાર ! તું તારા પિતૃઓને દુર્ગતિમાં પડતાં બચાવવા માટે પુત્રને ઉત્પન્ન કર. જો પિતૃઓ સંતાન રહિત હોય તો અવશ્ય નરકે જાય છે એમ લૌકિક શાસ્ત્રો કહે છે, તેથી તને પુત્ર થયો નથી, ત્યાં સુધી તું પિતૃઋણથી મુક્ત થઇ શકશે નહીં." જંબૂકુમારે કહ્યું–" હે મિત્ર ! પુત્ર પિતાને તારે છે એમ જે કહેવું તે તો કેવળ મોહજ છે. આ વિષય ઉપર **મહેશ્વરદત્ત** નામના સાર્થવાહનું દૃષ્ટાંત છે તે સાંભળ—

## મહેશ્વરદત્તની કથા.

**તામ્રલિપ્તિ** નામની નગરીમાં લક્ષ્મીવાન **મહેશ્વરદત્ત** નામે એક સાર્થવાહ રહેતો હતો. તેનો પિતા **સમુદ્રદત્ત** નામે પ્રસિદ્ધ હતો. તેને જળવડે સમુદ્રની જેમ ધનવડે તૃપ્તિ થઇ નહોતી. મહેશ્વરદત્તને **બહુલા** નામની માતા (સમુદ્રદત્તની સ્ત્રી ) હતી. તે અત્યંત માયાપ્રપંચને કરનારી તથા અર્થની માતા હોય તેવી અત્યંત લોભી હોવાથી તેનું ચિત્ત કદાપિ વિશાળ થયું નહોતું. લોભરૂપી ઉકરડાના ખાડા જેવો અને ધનનો સંચય કરવાનો વ્યસની મહેશ્વરદત્તનો પિતા મરીને તેજ નગરીમાં પાડો થયો. પતિના મરણથી આર્ત્તધ્યાનરૂપી અગ્નિમાં પતંગપણાને પામેલી મહેશ્વરદત્તની માતા પણ મરીને તેજ નગરીમાં કુતરી થઈ. મહેશ્વરદત્તને **ગાંગિલા** નામની ભાર્યા હતી. તે મહેશ્વર ( મહાદેવ)-ની પત્ની ગૌરીની જેમ સૌભાગ્યનું ઉત્પત્તિસ્થાન હતી. ઘરમાં સાસુ સસરા ન હોવાથી તે એકલીજ રહેતી હતી; તેથી અરણ્યમાં રહેતી મૃગલીની જેમ તે સ્વચ્છંદી થઈ. તેથી તે પતિને ઠગીને પરપુરૂષની સાથે ક્રીડા કરવા લાગી. " એકાકી રહેતી સ્ત્રીઓનું સતીપણું ક્યાં સુધી ટકી શકે?" કારણ કે એકાંતમાં એકલી રહેલી સ્ત્રીઓને જોઇ કામદેવ જાણે ભય રહિત થયો હોય તેમ તેના ઉપર અત્યંત પ્રહાર કરે છે.

એકદા તે ગાંગિલા નિરંકુશપણે પરપુરૂષની સાથે ક્રીડા કરતી હતી તે વખતે અકસ્માત્ મહેશ્વર દુકાનેથી ઘેર આવ્યો. તેને જોઈ વિખરાયેલા કેશવાળા અને મૈથુનના આયાસથી ભય પામેલા તે કુલટા અને જાર બંનેની જંઘા કંપવા લાગી, તેમનાં નેત્રો ભયભ્રાંત થયાં, તેમણે ઉતાવળને લીધે એક બીજાના નીચેના વસ્ત્રો[1] અદલાબદલાથી ગ્રહણ કર્યાં, અને ઓઢવાના વસ્ત્રને તો લઈજ શક્યા નહિં તેથી નગ્ન જેવાજ થઈ ગયા, અને 'કઈ દિશાએ જવું ?' એવા સંભ્રમથી તેમના પાદ સ્ખલના પામ્યા. આવા પ્રકારના તેમને જોઇ શિકારી જેમ રીંછને પકડે તેમ મહેશ્વરે તે જારને તેના કેશવડે પકડ્યો અને મંત્રવાદી જેમ ભૂતના આવેશવાળાને મારે તેમ તેને મારવા લાગ્યો, માટીના પિંડને જેમ કુંભાર મસળે તેની જેમ તે પાદના પ્રહારવડે તેનું મર્દન કરવા લાગ્યો અને ઘરમાં પેઠેલા કૂતરાની જેમ તેને યષ્ટિનો પ્રહાર કરવા લાગ્યો; ઘણું શું કહેવું ? મહેશ્વરે તેને એવો માર્યો કે અર્ધ મરેલો (અધમુઓ) કરી નાંખ્યો. 'મનસ્વી પુરૂષોને જાર ઉપર જેટલો કોપ થાય છે તેટલો ચોર ઉપર પણ થતો નથી.' જાણે યમરાજનો બંધુજ હોય તેવા તે રોષ પામેલા મહેશ્વરે અધમુઓ કરેલો તે જાર નાશીને કાંઈક જતો રહ્યો; પરંતુ થોડેક દૂર જતાંજ તે ગાંગિલાનો ઉપપતિ ( જાર ) માર્ગમાંજ પડી ગયો અને તેના પ્રાણ કંઠે આવ્યા. તે વખતે તે વિચાર કરવા લાગ્યો કે—"મને ધિક્કાર છે કે જેથી મરવાને જ ઇચ્છતા મેં આવું નિંદ્ય કર્મ કર્યું; તેથી કામુક[2] તીર્થની જેમ તે અકૃત્ય મારા મૃત્યુને માટે થયું; તે યુક્તજ થયું છે." આ પ્રમાણે વિચાર કરતો તે જાર મરીને ગાંગિલાની કુક્ષિમાં મૂકેલા પોતાનાજ વીર્યમાં પુત્રપણે ઉત્પન્ન થયો. સમય પૂર્ણ થયે ગાંગિલાએ પુત્ર પ્રસવ્યો. તે જારથી ઉત્પન્ન થયેલા પુત્રને પણ જાણે પોતાથીજ ઉત્પન્ન થયો હોય તેમ માનતો મહેશ્વર તેનું લાલનપાલન કરવા લાગ્યો. તે ગાંગિલાએ પુત્ર પ્રસવ્યો, તેથી મહેશ્વરદત્ત પુત્ર પરના પ્રેમને લીધે તેણીને

૧ નીચેનું વસ્ત્ર, ઘાઘરો તથા ધોતીઉં. ૨ વાંછિતને આપનાર.

પ્રાપ્ત થયેલો કુલટાપણાનો દોષ વિસરી ગયો. પુત્રપણે ઉત્પન્ન થયેલા તે જારના જીવના [1]ધાત્રીકર્મને કરતો મહેશ્વર હર્ષ પામ્યો, પણ લજ્જા પામ્યો નહીં. વૃદ્ધિ પામતા અને દાઢી મૂછના વાળને ખેંચતા તે બાળકને દ્રવ્યને કૃપણ જાળવે તેમ તે મહેશ્વર પોતાના હૃદય ઉપરજ રાખતો હતો.

એકદા મહેશ્વરે પિતાની મરણ તિથિ આવી ત્યારે તેજ પિતાનો જીવ કે જે પાડો થયો હતો, તેને તેના માંસની ઇચ્છાથી ખરીદ કર્યો. વિકસ્વર હર્ષના રોમાંચવાળા તે સમુદ્રદત્તના પુત્રે પોતેજ પિતાની તિથિના ઉત્સવને માટે તે પાડાને મારી નાંખ્યો. પછી તે પાડાનું માંસ ખાતો મહેશ્વર હર્ષ પામી ઉત્સંગમાં બેઠેલા તે બાળકને પણ આપવા લાગ્યો. તેવામાં તેની માતા કે જે કુતરી થઇ હતી તે પણ માંસ ખાવાના લોભથી ત્યાં આવી. તેણીને પણ તેણે માંસવાળા અસ્થિના કકડા નાખ્યા. વાયુથી હલાવેલા ધુમાડાની શિખાના અગ્ર ભાગની જેમ પૂંછડાને નચાવતી તે કુતરી પોતાના પતિનાં હાડકાં ખાવા લાગી. આ પ્રમાણે તે સમુદ્રપુત્ર પિતાનું માંસ ખાતો હતો તેવામાં કોઈ એક મુનિ માસક્ષપણની ભિક્ષાને માટે તેને ઘેર આવ્યા. જ્ઞાનના અતિશયની સંપત્તિવાળા તે મુનિએ મહેશ્વરદત્તનો તેવા પ્રકારનો સર્વ વિલાસ જાણ્યો અને વિચાર કર્યો કે–"અહો ! આ બિચારાના અજ્ઞાનને ધિક્કાર છે કે જે પિતાનું માંસ ખાય છે, શત્રુને ઉત્સંગમાં ધારણ કર્યો છે અને આ કુતરી અત્યંત હર્ષથી પોતાના પતિનાં હાડકાંને ખાય છે. અહો ! સંસાર આવા પ્રકારનોજ વિચિત્ર છે."

આ પ્રમાણે જાણીને તે મુનિ તેના ઘરમાંથી બહાર નીકળી ગયા. મહેશ્વરદત્ત તેની પાછળ દોડી તેને વંદના કરીને બોલ્યો કે–"હે પૂજ્ય ! મારે ઘેરથી ભિક્ષા ગ્રહણ કર્યા વિના આપ પાછા કેમ ફર્યા ? હું કાંઈ અભક્ત નથી, મેં આપની અવજ્ઞા કરી નથી, તેમજ આપના પધારવાથી હું હર્ષ પામ્યો છુ." મુનિ બોલ્યા કે–" હું માંસાહારીને ઘેર વહોરવા જતો નથી, તેથી મેં ભિક્ષા

૧ ઉછેરવાની ક્રિયા.

ગ્રહણ કરી નથી, તેમજ મને બધી તારી હકીકત જોતાં મહા વૈરાગ્ય પણ ઉત્પન્ન થયો છે." તે સાંભળી "શા કારણથી આપને મહા વૈરાગ્ય ઉત્પન્ન થયો છે?" એ પ્રમાણે સાર્થવાહે મુનિને પૂછ્યું. ત્યારે તેણે પાડાની અને કુતરીની સત્ય કથા તેને કહી બતાવી. તે સાંભળી "તેની શી ખાત્રી?" એમ પૂછતાં મહેશ્વરને મુનિએ કહ્યું કે–"પૂર્વે કાંઇ પણ દ્રવ્યાદિક દાટેલું હોય તો તે આ કુતરીને પૂછ." ત્યારે તેણે તે કુતરીને પૂછ્યું, એટલે તરતજ તે કુતરી જાતિસ્વભાવથી જાણે સુવાને માટે ખોદતી હોય તેમ નિધાનના સ્થાનને પોતાના પગવડે ખોદવા લાગી; તે જોઇ પ્રતીતિ ઉત્પન્ન થવાથી સંસારથી ઉદ્વેગ પામેલા મહેશ્વરે [1]પાત્રોને વિષે સંપત્તિનો વ્યય કરી પ્રવ્રજ્યા ગ્રહણ કરી, તેથી કરીને હે વક્તાઓમાં શ્રેષ્ઠ પ્રભવ! પુત્રો માતાપિતાને દુર્ગતિરૂપી દ્રહમાંથી તારે છે તેવો નિશ્ચય શી રીતે કરવો?"

આ અવસરે સમુદ્રશ્રીએ જંબૂકુમારને કહ્યું કે–"હે નાથ! તમે એક ખેડુતની જેમ પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે એવું ન કરો. તેની કથા આ પ્રમાણે—

## એક ખેડુતની કથા.

પૃથ્વીને વિષે પ્રસિદ્ધ **સુસીમ** નામના ગામમાં ધન ધાન્યાદિકની સમૃદ્ધિવાળો **બક** નામે એક ખેડુત રહેતો હતો. મહા આરંભવાળા તેણે વર્ષાકાળ પ્રાપ્ત થયો ત્યારે ખેડીને તૈયાર કરેલા ખેતરમાં કંગુ અને કોદરા વાવ્યા. અનુક્રમે તે ધાન્ય ઉગ્યાં, એટલે તેનાં શ્યામ પાંદડાંએ કરીને તે ક્ષેત્રની ભૂમિમાં જાણે કાચ પાથર્યો હોય અને જાણે તેમાં કેશનો સમૂહ ઉગ્યો હોય તેમ તે ભૂમિ શોભવા લાગી. તે કંગુ અને કોદરાનું વન વૃદ્ધિ પામતું જોઇ તે અત્યંત હર્ષ પામ્યો. પછી તે કાંઇ કાર્યને લીધે દૂર રહેલા કોઇ ગામમાં પોતાના સ્વજનનો અતિથિ થયો. તે સ્વજને તેને ભોજનમાં ગોળ અને માંડા આપ્યા, તેના અપૂર્વ (નવીન) આહારે કરીને તે અત્યંત હર્ષ પામ્યો. પ્રસન્ન થયેલા તેણે સ્વ-

૧ સાત ક્ષેત્રો.

જનોને કહ્યું કે-"અહો ! તમારૂં જીવિતવ્ય ધન્ય છે, કે જેમનો આવો અમૃત સમાન મનોહર આહાર છે. સ્વપ્નમાં પણ મેં આવો આહાર કદી જોયો નથી. કંગુ અને કોદરા ખાઈને અમારાં આંતરડાં બળી ગયાં છે, માટે પશુ જેવા અમને ધિક્કાર છે." એમ કહી ગોળ અને મંડકને નહીં જાણતાં તેણે તે સ્વજનોને પૂછયું કે-"આ કંઇ આહારની વસ્તુ છે ? અને તે ક્યાં થાય છે ?" તેઓએ તેને કહ્યું કે-"અરઘટ્ટના જળવડે ક્ષેત્રને સીંચી તેમાં બીજા ધાન્યની જેમ ઘઉં વવાય છે. તે ઘઉં પાકયા પછી લણીને તેનો ઘંટીમાં દળી લોટ કરવામાં આવે છે. અને પછી અગ્નિ ઉપર તપાવેલી લોઢીમાં તેના માંડા બનાવી શેકવામાં આવે છે. શેરડી પણ એજ રીતે વવાય છે, પછી તે વૃદ્ધિ પામે ત્યારે તેને પીલી રસ કાઢી તેનો ગોળ બનાવાય છે." આ પ્રમાણે ગોળ અને માંડા બનાવવાની રીત જાણી તે ખેડુત શેરડી અને ઘઉંનું બીજ લઈ પોતાને ગામ ગયો. ત્યારપછી તે માતૃશાસિત[1] બક ક્ષેત્રમાં જઇ એકદમ ફળેલા કંગુ અને કોદરાંને લણવા લાગ્યો. તે વખતે તેના પુત્રોએ તેને કહ્યું કે-"હે પિતા ! આ અર્ધી પાકેલી ખેતી આપણા કુટુંબનું જીવિત છે, તેને કેમ તૃણની જેમ લણી નાખો છો ?" બક બોલ્યો-"હે પુત્રો ! આ કોદરા વિગેરે શું કામના છે ? અહીં હું ઘઉં અને શેરડી વાવવાનો છું, તે ઉગશે એટલે તેનાથી થયેલા માંડા અને ગોળ ખવાશે." તે સાંભળી પુત્રો બોલ્યા કે-"હે પિતા ! આ દાણાઓ થોડાજ દિવસમાં પાકી જશે, તે લઈ લીધા પછી તમે અહીં ઇચ્છા પ્રમાણે શેરડી અને ઘઉં વાવજો. આ પાકવા આવેલી ખેતી નાશ પામે છે અને ઘઉં તથા શેરડી આપણા ક્ષેત્રમાં પાકશે કે નહિ તેનો સંશય છે. કેડમાં રહેલો પુત્ર નાશ પામે તો ગર્ભમાં રહેલ પુત્રની આશા શી ? " આ પ્રમાણે તે પુત્રોએ વાર્યો છતાં પણ તે બકે કોદરા અને કંગુનું ખેતર લણી નાંખ્યું; કારણ કે તે કાર્યમાં તે સમર્થ (સ્વતંત્ર) હતો. તે ધાન્યને કાપી મૂર્ખ બકે તે ક્ષેત્રની પૃથ્વી દડે રમવાને લાયક કરી. પછી પોતે હાજર રહીને

૧ માવડીઓ, મૂર્ખ.

કુવો ખોદાવવા લાગ્યો; પરંતુ વંધ્યાના સ્તનમાંથી દુધની જેમ તેમાંથી જરા પણ પાણી નીકળ્યું નહિ. ખરે ખેદ પામ્યા વિના ખોદાવી ખોદાવીને તે કુવો પાતાળના વિવર જેવો ઉંડો કરાવ્યો, પરંતુ તેમાંથી કાદવ પણ નીકળ્યો નહિ. તેથી તેને કંગુ ન થયા, કોદરા ન થયા, શેરડી ન થઇ અને ઘઉં પણ ન થયા, તેથી તે પશ્ચાત્તાપને પામ્યો. આ દૃષ્ટાંતની જેમ હે નાથ ! તમે આ ભવ સંબંધી સ્ત્રી, ધન વિગેરેનું સુખ તજી દઇને પરલોક સંબંધી સુખ કે જે સંશયનું સ્થાન છે તેની ઇચ્છા રાખો છો, તેથી તમે બન્ને રહિત–ઉભયભ્રષ્ટ ન થાઓ એટલું ધ્યાનમાં રાખશો."

તે સાંભળી મહા મનવાળા જંબૂએ સ્ત્રીને કહ્યું કે–" હે સમુદ્રશ્રી ! હું કાગડાની જેવો બુદ્ધિ રહિત નથી કે એવું કરૂં તે કાગડાનું દૃષ્ટાંત આ પ્રમાણે—

## કાગડાનું દૃષ્ટાંત.

નર્મદા નદીને કાંઠે રહેલા વિંધ્ય નામના અરણ્યમાં જાણે વિંધ્યાચળ પર્વતનો યુવરાજ (નાનો ભાઇ) હોય તેવો એક મોટો હાથી યૂથનો પતિ હતો. તેણે સ્વચ્છંદપણે વિંધ્યાટવીમાં વિહાર કરી યુવાવસ્થા નિર્ગમન કરી, અને આયુષ્યરૂપી નદીના પાર જેવી વૃદ્ધાવસ્થાને તે પામ્યો. તેનું બળ ક્ષીણ થવાથી તે વૃક્ષને વિષે પણ દંતપ્રહાર કરવા અશક્ત થયો. ગ્રીષ્મઋતુમાં શુષ્ક ઝરણાવાળા ગિરિની જેમ તે મદ રહિત થયો. શલ્લકી અને કર્ણકાર વિગેરેના વનને પણ ભાંગવામાં પરાઙ્‌મુખ થયો, ઉંચા સ્થાનથી નીચે સ્થાને ઉતરવામાં તથા નીચા સ્થાનથી ઉંચે ચડવામાં તે કાયર થયો, દાંત પડી જવાથી તે અલ્પ ખાનાર થયો અને ક્ષુધાને લીધે તેની કુક્ષિ અતિ કૃશ થઇ ગઇ. આ રીતે વૃદ્ધાવસ્થામાં તે હાથીની કાયા અસ્થિ અને ચર્મમયજ રહી. એકદા તે હાથી પર્વતની શુષ્ક નદી ઉતરવા લાગ્યો, તે વખતે તેનો પગ ખસી ( લપસી ) જવાથી જાણે પર્વતનું એક શિખર પડ્યું હોય તેમ તે પડ્યો. તે વૃદ્ધ હાથી તે ઠેકાણેથી ઉઠવાને અસમર્થ થયો, તેથી જાણે પાદપોપગમન અનશનને પાળતો હોય તેમ તેજ સ્થિતિએ રહ્યો, કેટલેક કાળે

તે હાથી તેજ સ્થિતિએ મરણ પામ્યો, અને મરણ પામેલા તેના ગુદાના માંસને કુતરા, શિયાળ અને નોળીઆ વિગેરે ખાવા લાગ્યા, તેથી તેનું કલેવર મોટા થયેલા અપાનરંધ્રે[1] કરીને ગુફાવાળા પર્વતની જેવું થયું, અને તેમાં શ્વાપદોએ સ્થાન કર્યું. તે અપાનરૂપી દાનશાળામાં ભોજનના અર્થી કાગડાઓ બ્રાહ્મણોની જેમ પ્રવેશ કરવા લાગ્યા અને જમી જમીને નીકળવા લાગ્યા. તેમાં એક કાગડો માંસના ભોજનથી તૃપ્ત થયો નહીં, તેથી તે તેમાં ઉત્પન્ન થયેલા વિષ્ટાના કીડાની જેમ અપાનમાંજ સ્થિત થઇને રહ્યો. તે હાથીની કાયાના અંદરના સારને ગ્રહણ કરતો કરતો–ખાતો ખાતો તે કાગડો કાષ્ટની મધ્યે ઘુણ નામના જંતુ પેસે તેમ અધિક અધિક અંદર પેસવા લાગ્યો. પોતાના શરીર સહિત પરના શરીરમાં પ્રવેશ કરતો તે કાગડો પ્રયાસ વિનાજ અપૂર્વ[2] યોગી થયો. વ્યગ્રતા રહિત તે કાગડો માંસ ખાતો ખાતો પૂર્વાપરને નહીં જાણતો કરોળીઆની જેમ તે હાથીના શરીરના મધ્ય ભાગને પામ્યો. તે હસ્તીની કાયા સૂર્યના કિરણોથી વ્યાપ્ત થઇ, તેથી વિષ્ટા ભૂક્યા પછી જેમ બીડાઈ જાય તેમ તેનું અપાનરંધ્ર બીડાઇ ગયું. બંધ દ્વારવાળા કરંડીઆમાં સર્પની જેમ તે કાગડો બંધ થયેલા (બીડાયેલા) અપાનરંધ્રવાળા હસ્તીના શરીરમાં તેજ સ્થિતિએ રહ્યો. પછી વર્ષાઋતુમાં જળથી પૂર્ણ થયેલી તે નાની નદી હસ્તીના કલેવરને તરંગરૂપી હાથવડે એંચીને નર્મદામાં લઇ ગઇ. પછી વહાણની જેમ તરતા તે હાથીના શરીરને જાણે સમુદ્રના મગરોને ભેટણું કરતી હોય તેમ નર્મદા નદી સમુદ્રમાં લઈ ગઇ. ત્યાં તેના શરીરમાં પ્રવેશ કરતા પાણીથી તે કલેવર ભેદાયું–આર્દ્ર થયું અને પાણીએજ તેનું અપાનદ્વાર ખુલ્લું કર્યું; તેથી તેમાંથી પેલો કાગડો બહાર નીકળ્યો. પછી દ્વીપની જેવા તે હાથીના કલેવર ઉપર બેસીને તે કાગડો ચોતરફ દિશાનું અવલોકન કરવા લાગ્યો, તો આગળ પાછળ અને બન્ને પડખે

૧ ગુદાનું વિવર. ૨ યોગી તો પોતાના આત્માનેજ પરશરીરમાં પ્રવેશ કરાવે છે અને આ તો શરીર સહિત પર શરીરમાં પેઠો, તેથી તે અપૂર્વ યોગી થયો.

તેણે કેવળ પાણીજ જોયું. તે જોઈ તેણે વિચાર્યું કે—"હું અહીંથી ઉડીને સમુદ્રને કાંઠે જાઉં." પછી તે ત્યાંથી ઉડ્યો પણ સમુદ્રનો કિનારો અત્યંત દૂર હોવાથી તે સમુદ્રના પારને પામ્યો નહીં અને વારંવાર પાછો આવી આવીને તે કલેવર ઉપર બેઠો. તે કલેવરને માછલાં તથા મગરો ચોતરફથી ફોલવા અને ઘસડવા લાગ્યા, તેથી ભારવડે દબાયલા વહાણની જેમ તે કલેવર સમુદ્રમાં ડુબી ગયું. તેથી આશ્રય વિનાનો થયેલો તે કાગડો પણ સમુદ્રમાં ડુબી ગયો, અને તત્કાળ જાણે જળથી ભીંજાવાને લીધે ભય પામ્યા હોય તેમ તેના પ્રાણોએ તેને તજી દીધો. આ દૃષ્ટાંતનો ભાવાર્થ એ છે કે મરી ગયેલા હાથીની જેવી સ્ત્રીઓ છે, સમુદ્ર જેવો સંસાર છે, અને કાગડાની જેવો પુરૂષ છે. તેથી હસ્તીના કલેવર તુલ્ય તમારી ઉપર રાગી થઈને કાગડાની જેમ આ ભવસાગરમાં હું ડુબીશ નહીં."

ત્યાર પછી બીજી સ્ત્રી પદ્મશ્રી બોલી કે—"હે નાથ ! તમે જો અમને તજશો તો વાનરની જેમ પાછળથી અત્યંત પશ્ચાત્તાપ પામશો. તેની કથા આ પ્રમાણેઃ—

## વાનરની કથા.

એક અટવીમાં પરસ્પર પ્રીતિવાળા અને નિરંતર વિયોગ રહિત એક વાનર તથા એક વાનરી રહેતા હતા. તેઓ વેળાધર પર્વતની જેમ એક સાથેજ ખાતા હતા, પરસ્પર સ્પર્ધા કરતા હોય તેમ એક સાથેજ વૃક્ષ ઉપર ચડતા હતા, એક દોરડાથી ખેંચાતા હોય તેમ એક સાથેજ દોડતા હતા, તથા પરસ્પર એક ચિત્તવાળા હોય તેમ નિરંતર સર્વ ક્રિયાઓ સાથેજ કરતા હતા. એકદા ગંગા નદીના કાંઠાના વનમાં તેઓ રમતા હતા તેવામાં તે વાનર સાવધાન નહીં રહેવાથી કુદકો મારતાં વાનીરના વૃક્ષ ઉપરથી પૃથ્વી ઉપર પડી ગયો. તરતજ તે તીર્થના પ્રભાવથી તે વાનર જાણે વિદ્યાના બળથી થયો હોય તેમ દેવકુમારની જેવા રૂપવાળો મનુષ્ય થયો. તે વાનરને મનુષ્યનું રૂપ પામેલો જોઇ વાનરી પણ મનુષ્યણીનું રૂપ પામવાની ઈચ્છાથી તે વાનરની જેમજ વૃક્ષપરથી ભૂમિપર પડી. તરતજ તે વાનરી પણ દેવાંગના જેવી નારી બની ગઇ, અને તેણીએ

નવા ઉત્પન્ન થયેલા પ્રેમથી તે પુરૂષને આલિંગન કર્યું. પછી પૂર્વ-જન્મના વાનરપણાની જેમ નિરંતર વિયોગ રહિત તે બન્ને વિલાસ કરવા લાગ્યા.

એકદા જે વાનર પુરૂષ થયો હતો તેણે નારીને કહ્યું કે- " જેમ આપણે પહેલા વૃક્ષપરથી પડવાને લઇને મનુષ્ય થયા તેમ હવે બીજીવાર પડીને દેવ થઇએ." તે સાંભળી નારી બોલી કે-"હે પ્રિય! હવે વધારે લોભ કરવાથી સર્યું. આપણે મનુષ્ય-રૂપેજ વિષયોને ભોગવીએ એ બસ છે; દેવપણાનું કામ નથી. દેવ કરતાં પણ આપણને અધિક સુખ છે; કારણકે નિત્ય વિયોગ રહિત અને સ્વતંત્ર એવા આપણે નિર્વિઘ્નપણે રમીએ છીએ." તેણીએ આ પ્રમાણે નિષેધ કર્યા છતાં તે પુરૂષે વાનીરના વૃક્ષપર ચડી પ્રથમની જેમ ત્યાંજ ઝંપાપાત કર્યો. હવે તે તીર્થનો પ્રભાવ એવો હતો કે જો તિર્યંચ ઝંપાપાત કરે તો તે મનુષ્ય થાય અને જો મનુષ્ય ઝંપાપાત કરે તો તે દેવ થાય. પરંતુ જો ફરીથી પડે તો પાછો હતો તેવોજ થાય; તેથી તેણે તેજ તીર્થમાં ઝંપાપાત કર્યો એટલે તે પૂર્વ જન્મમાં વાનર હોવાથી પાછો વાનર થઈ ગયો; અને પોતે કરેલા અતિ લોભને માટે પસ્તાવો કરવા લાગ્યો, તેમજ પોતાની સ્ત્રી વાનરી જે મનુષ્યણી થઈ હતી તેને જોઇ જોઇને ઝુરવા લાગ્યો.

અન્યદા તે પ્રદેશમાં ફરતા રાજપુરૂષોએ તે સ્ત્રીને જોઈ. સ્ત્રીનું મુખ ચંદ્ર જેવું હતું, તેનો કંઠ શંખ જેવો હતો, તેના સ્તન મોટા હતા, તેનું ઉદર કૃશ હતું, તેના નિતંબ શ્રેષ્ઠ હતા, તેના હાથપગ કમળ જેવા સુકોમળ હતા, તેણે ગંગાનદીની માટીનું તિલક કર્યું હતું, લતાવડે મસ્તકના કેશ બાંધ્યા હતા, અરણ્યના કેતકીપુષ્પવડે કર્ણનું ભૂષણ કર્યું હતું, તાલવૃક્ષનાં પાંદડાનાં કુંડલ કર્યા હતા, કંઠમાં કમળના નાળનો હાર પહેર્યો હતો તથા તેનાં નેત્રો મૃગલી જેવાં હતાં. આવી તે મનોહર સ્ત્રીને જોઇ તે રાજસેવકોએ તેને લઈ જઇ રાજાને અર્પણ કરી; કારણ કે જે જે વસ્તુ સ્વામી વિનાની હોય તે સર્વની માલેકી રાજાનીજ ગણાય છે. મનોહર આકૃતિવાળી તેણીને રાજાએ અંતઃપુરની સર્વ

રાણીઓમાં મુખ્ય કરી. " સુંદરતાવાળી આકૃતિ ઉત્તમ લક્ષણોના અતિથિરૂપ જ હોય છે, અર્થાત્ શોભાની સાથે ઉત્તમ લક્ષણો પણ રહેલાં હોય છે." પેલા વાનરને પણ કેટલાક પુરૂષોએ ( નટોએ ) ગ્રહણ કર્યો અને તેને પુત્રની જેમ વિવિધ પ્રકારનું નૃત્ય શીખવ્યું. એકદા તે નટો તેજ રાજાની પાસે ગયા અને તેઓએ તે વાનર પાસે નાટક શરૂ કરાવ્યું; તેવામાં રાજાના અર્ધ આસન પર બેઠેલી પોતાની પૂર્વની પ્રિયાને જોઇને તે વાનર જાણે સાત્વિક અભિનયને પ્રગટ કરતો હોય તેમ અશ્રુપાત કરી રોવા લાગ્યો. તે જોઈ રાણી બોલી કે-" હે કપિ ! જે અવસરે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેને આનંદથી ઓળખવી. હવે વાનીરથી પુનઃ ભ્રષ્ટ થયેલા તારે તે ઝંપાપાતનું કે પૂર્વના મનુષ્યપણાનું સ્મરણ ન કરવું." હે સ્વામિન્ ! આ દૃષ્ટાંતથી તમે પણ પ્રાપ્ત થયેલા વિષયસુખનો ત્યાગ કરીને તે વાનરની જેમ પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે તેમ ન કરશો."

આ પ્રમાણેની કથા સાંભળી જંબૂકુમારે તેણીને કહ્યું કે-"હે પદ્મશ્રી ! હું અંગારકારકની જેમ વિષયની તૃષ્ણાવાળો નથી કે જેથી પસ્તાવું પડે. તેની કથા આ પ્રમાણે—

## અંગારકારકની કથા.

કોઇ એક [૧]અંગારકારક ઉન્હાળામાં અંગારા પાડવાં માટે મોટા અરણ્યમાં ગયો અને પોતાને પીવાને માટે ઘણું પાણી તે સાથે લઈ ગયો. ત્યાં તે અંગારકારક અંગારા પાડતાં અગ્નિના મોટા તાપથી તથા સૂર્યના તાપથી તપ્ત થવાને લીધે અત્યંત તરસ્યો થયો, તેથી તે બિચારો વારંવાર પાણી પીવા લાગ્યો અને શરીર ઉપર પણ પાણી સિંચવા લાગ્યો. થોડા વખતમાંજ વનના હાથીની જેમ તેણે સાથે લાવેલું સર્વ પાણી ખલાસ કર્યું અને તે સમગ્ર જળે કરીને પણ તે અંગારકારકની તૃષાગ્નિ જરા પણ શાંત થઈ નહિ; તેથી તે અંગારકારક જળપાન કરવા માટે જળાશય તરફ ચાલ્યો, તેવામાં તૃષાથી અંધ થયેલો તે અર્ધ માર્ગ-

૧ કોલસા પાડનાર

માંજ મૂછી ખાઇને દૈવયોગે કોઈ વૃક્ષની નીચે અમૃતની જાણે વાવ હોય એવી શીતળતાની માતા સમાન છાયામાં પડ્યો. વૃક્ષની શીતળ છાયાથી સંતોષ પામેલો તે સુખરૂપી જળની નદી સમાન કાંઈક નિદ્રા પામ્યો. તેણે સ્વપ્નમાં વાવ, કુવા, તળાવ વિગેરે સર્વ જળાશયો મંત્રથી પ્રયોગ કરેલા આગ્નેય શસ્ત્રની જેમ શોષણ કર્યાં, એટલે કે તેનું સર્વ પાણી પી ગયો, તોપણ તેની તૃષા શાંત થઈ નહીં; પછી તે જાગૃત થઇને પાણીની ઇચ્છાથી ભમતો ભમતો એક જીર્ણ કુવા પાસે આવ્યો. તેના કિનારા ઉપર કાદવમિશ્રિત થોડું પાણી જોયું. તે પાણી [1]ચળુવડે લઇ શકાય તેટલું પણ નહોતું, તેથી તે જીભ્હાવડે ચાટવા લાગ્યો, પરંતુ દાહજ્વરવાળાની જેમ તે જરા પણ તૃપ્ત થયો નહીં. આ દૃષ્ટાંત પ્રમાણે હે પ્રિયા ! અંગારકારકની જેવો આ જીવ છે અને વાવ વિગેરે જળાશયો જેવા દેવ અને વ્યંતરાદિકના સુખ ભોગો છે; તો જે જીવ સ્વર્ગાદિકના સુખભોગથી પણ તૃપ્ત થયો નથી, તે જીવ જીર્ણ કુવાના કાદવમિશ્રિત જળના ચળુ જેવા મનુષ્યના તુચ્છ ભોગોવડે કેમ તૃપ્ત થાય ? માટે હે પ્રિયા! તમે મને રોકવાનો ખોટો આગ્રહ ન કરો.”

ત્યારપછી પદ્મસેના બોલી કે–“હે નાથ ! પ્રાણીઓનો પરિણામ કર્મને આધીન છે, તેથી પૂર્વ પુન્યના યોગે પ્રાપ્ત થયેલા સુભોગને હાલ તો ભોગવો. તેમાં બીજી યુક્તિથી સર્યું. બાકી સંસારમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરનારા તો નૂપુરપંડિતા અને ગોમાયુ જેવા ઘણા દૃષ્ટાંતો છે. તે આ પ્રમાણે—

## નૂપુરપંડિતા અને ગોમાયુની કથા.

રાજગૃહી નગરીમાં દેવદત્ત નામનો એક સુવર્ણકાર (સોની) રહેતો હતો, તેને દેવદિન્ન નામનો પુત્ર હતો. તે દેવદિન્નને દુર્ગિલ નામની ભાર્યા હતી. તે ચતુર સ્ત્રીઓમાં અદ્વિતીય અગ્રેસર અને સૌભાગ્યના નિધિરૂપ હતી. તે એકદા જળસ્નાન કરવા માટે કામદેવના બાણસમાન કટાક્ષોવડે યુવાનોનાં મનને ક્ષોભ પમાડતી નદીએ ગઇ. સર્વ અંગે સુવર્ણના આભરણવાળી અને ઉજ્વળ વસ્ત્રો-

૧ હાથની અંજળી.

વડે શોભતી તે સ્ત્રી જાણે મૂર્ત્તિમાન જળદેવતા હોય તેમ નદીના તીરને શોભાવતી હતી. કામદેવની જાણે દુર્ગભૂમિ હોય તેવા બે સ્તનને દેખાડતી તે મોટા સ્તનવાળીએ ધીમે ધીમે કાંચળી ઉતારી. પછી કાંચળી અને [1]ઉત્તરીય વસ્ત્ર બહેનપણીને આપી તે કોમળાંગીએ અર્ધ [2]સંવ્યાનવડે બે સ્તન ઢાંક્યા. પછી ચતુર સખીજનોનાં હાસ્ય વચનોથી મનમાં બળતી અને જીવિતનું મથન કરતી તે ધીમે ધીમે હંસીની જેમ એક કાંઠેથી બીજે કાંઠે ગઇ. દૂરથી ઉંચા કરેલા તરંગરૂપી હાથોવડે તે નદી ચિરકાળે જોયેલી સખીની જેમ તેણીને સર્વ અંગે આલિંગન કરતી હતી. ત્રાસ પામેલા મૃગની જેવા ચપળ નેત્રવાળી તે જળની સાથે ક્રિડા કરવાની ઈચ્છાથી વહાણ જેમ બે પાવડીવડે જળ કાપે તેમ બે હાથવડે જળ કાપવા લાગી. કુતુહળથી ચિરકાળ સુધી પાણીને ઉછાળી સ્નાન કરતી તેણીના ચપળ એવા બે હાથ નૃત્ય કરતા કમળના વિલાસને ધારણ કરતા હતા. જળક્રિડામાં મગ્ન થયેલી તેણીનું વસ્ત્ર શિથિળ થયું, તેણીના કેશ વીખરાઈ ગયા અને તેણીનો અધરોષ્ટ ધોવાઇને સાફ થયો, તેથી જાણે તે રતિક્રિડા કરીને ઉઠી હોય તેવી દેખાવા લાગી. સમુદ્રની મધ્યમાં દેવાંગનાની જેમ નદીના મધ્યમાં ક્રીડા કરતી તેણીને નગરનો કોઇ દુઃશીળ યુવાન કે જે તે ઠેકાણે ફરતો હતો તેણે જોઇ. જળથી આર્દ્ર થયેલા તેના અંગો એક ઝીણા વસ્ત્રવડે આચ્છાદિત કરેલા હતા, તો પણ સર્વ અવયવો પ્રગટ દેખાતા હતા, તે જોઇ ક્ષોભ પામેલો તે આ પ્રમાણે બોલ્યો કે—"આ નદી તારૂં સુસ્નાન પૂછે છે[3], આ વૃક્ષો પૂછે છે, અને તારા ચરણકમળમાં પડતો હું પણ તારૂં સુસ્નાન પૂછું છું." તે સાંભળીને તે બોલી કે—"નદીનું કલ્યાણ થાઓ, વૃક્ષો ચિરકાળ સુધી આનંદ પામો, અને સુસ્નાન પૂછનારાનું હું મનોવાંછિત પૂરીશ." આ પ્રમાણે પોતાના મનોરથરૂપી લતાને ઉત્પન્ન કરવામાં અમૃતના સિંચન જેવું તેણીનું

---

૧ ઓઢવાનું છાયલ. ૨ ઘાઘરાવડે. ૩ 'સારી રીતે સ્નાન કર્યું ?' એમ પૂછે છે.

વચન સાંભળી તે પુરૂષ જાણે રાજાની આજ્ઞાથી રૂંધાયો હોય તેમ સ્થિર થઇ ગયો અને "આ સ્ત્રી કોણ હશે ?" એમ તે વિચાર કરવા લાગ્યો. તેવામાં તેણે એક વૃક્ષની નીચે ફળ પાડવાની ઇચ્છાથી ઉંચા મુખ રાખીને ઉભેલા કેટલાક બાળકોને જોયા; એટલે તે યુવાને પથ્થરથી તે શાખાવૃક્ષને તાડન કરીને પૃથ્વી ઉપર તડતડ કરતાં ઘણાં ફળો પાડી દીધાં. ઇચ્છા પ્રમાણે ફળોની પ્રાપ્તિથી હર્ષ પામેલા તે બાળકોને તેણે પૂછયું કે–"આ સ્ત્રી નદીમાં સ્નાન કરે છે તે કોણ છે ? અને તેનું ઘર કયાં છે ?" ત્યારે તે બાળકો બોલ્યા કે–"દેવદત્ત નામના સુવર્ણકારની આ પુત્રવધુ છે અને તેનું ઘર અમુક ઠેકાણે છે." પછી તે દુર્ગિલા પણ એક ચિત્તે તે યુવાનનુંજ ધ્યાન કરતી સ્નાનક્રીડાનો ત્યાગ કરી શીઘ્ર પોતાને ઘેર ગઇ.

પછી તે બન્ને રાત્રિ દિવસ વિચાર કરવા લાગ્યા કે–"અમે બન્ને કયે દિવસે કઈ રાત્રિએ કયા સ્થાને અને કયે વખતે ભેગા થઇશું ?" આ પ્રમાણે વિચારી વિયોગથી પીડા પામેલા તે બન્ને યુવાનો પરસ્પર સંગમની ઇચ્છા કરવા લાગ્યા, અને ચક્રવાક પક્ષીના મિથુનની જેમ તે બન્ને ચિરકાળ સુધી અનુરાગવાળા રહ્યા. એકદા કુલટા સ્ત્રીઓના કુળની જાણે દેવતા હોય એવી એક તાપસીને ભોજનાદિકથી પ્રસન્ન કરી તે યુવાન પુરૂષે પ્રાર્થના કરી કે–"હું અને દેવદત્તની પુત્રવધુ પરસ્પર પ્રીતિવાળા છીએ, તેથી અમારા બન્નેનો સંગમ તું સાક્ષાત્ વિધાત્રા દેવીની જેમ જોડી દે. પહેલાં મેં પોતેજ દૂતીરૂપ થઇને તે સારી ભ્રૂકુટીવાળીની સાથે વાત કરી છે, તે વખતે તેણીએ મારો સંગ કરવાનું કબુલ કર્યું છે; તેથી હવે તારે કરવાનું કાર્ય બહુ સહેલું છે." તે સાંભળી "હું આ કાર્ય સાધી આપીશ" એમ કહીને તે બુદ્ધિમાન તાપસી તત્કાળ ભિક્ષાના મિષથી દેવદત્તને ઘેર ગઇ. ત્યાં એઠી તપેલીના તળીઆને માંજતી સુવર્ણકારની વધુને તેણીએ જોઈ, અને તત્કાળ તેણીને કહ્યું કે–"હે વિશાળ નેત્રવાળ ! મૂર્તિમાન્ કામદેવની જેવો એક યુવાન પુરૂષ તારી સાથે રમવાની ઇચ્છાથી મારા મુખે તારી પ્રાર્થના કરે છે, માટે તું મને વિલખી કરીશ નહીં.

રૂપ, વય, બુદ્ધિ, ચતુરાઈ અને બીજા ગુણોએ કરીને પણ તારે અનુરૂપ એવા તે પુરૂષને પામીને તું તારૂં યૌવન કૃતાર્થ કર. હે ભદ્રે ! જ્યારથી તેણે તને નદીમાં સ્નાન કરતી જોઈ છે, ત્યારથીજ તે કેવળ તારાજ ગુણોનું ગાન કરવામાં વાચાળ છે અને બીજી સ્ત્રીનું નામ પણ જાણતો નથી. ” આ પ્રમાણે તાપસીનું વચન સાંભળી બુદ્ધિવાળી તે દુર્ગિલા પોતાના હૃદયના ભાવને ગુપ્ત રાખવા માટે આ પ્રમાણે કઠોર અક્ષરોવડે તે તાપસીની તર્જના કરવા લાગી કે–“હે મુંડે ! શું તેં મદિરાપાન કર્યું છે ? કે જેથી આ પ્રમાણે કુલીનને વિષે પણ અકુલીનને લાયક વચન બોલે છે ? માટે હે નાલાયક ! શું તું કુલટા છે ? અરે ! મારી દૃષ્ટિ પાસેથી તું શીઘ્ર અદૃશ્ય થા. તારા દર્શનથી પણ પાપ લાગે છે, તો તારી સાથે વાત કરવામાં પાપ લાગે તેમાં શું આશ્ચર્ય ?” આ પ્રમાણે તિરસ્કાર કરવાથી પાછી જતી તે તાપસીની પીઠ ઉપર મહેલની ભીંત ઉપર થાપો મારે તેમ દુર્ગિલાએ મેષનો મલીન થાપો માર્યો. તેના અભિપ્રાયને નહીં જાણવાથી ઝંખવાણી પડેલી તે તાપસીએ જઇને પેલા દુઃશીળ પુરૂષને કઠોર શબ્દવડે કહ્યું કે–“ અરે ! મારે વિષે એ સ્ત્રી પ્રીતિવાળી છે એ તું અસત્ય બોલ્યો; કારણ કે તે તો અત્યંત મહાસતીપણાના ગર્વવાળી છે. તેણે કુતરીની જેમ મારો તિરસ્કાર કર્યો. હે મુગ્ધ ! તે કુળવધુને વિષે મારૂં દૂતીપણું નિષ્ફળ થયું છે; કેમકે ચતુર ચિત્રકાર પણ સારી ભીંત હોય તોજ તેના પર ચિત્ર કાઢી શકે છે. ઘરના વ્યાપારમાં ગુંથાયેલી તેણીએ કોપ પામવાથી મારી પીઠ ઉપર મેષવાળા મલીન હાથે થપાટ મારી છે.” એમ કહીને તે તાપસીએ તે ધૂર્તરાજને દુર્ગિલાએ મારેલા મેષના થાપાના ચિન્હવાળી પોતાની પીઠ દેખાડી. તે જોઈ તેણે વિચાર કર્યો કે–“આ તાપસીની પીઠ ઉપર પાંચ આંગળીવાળો મેષનો થાપો માર્યો, તેથી અવશ્ય તેણીએ કૃષ્ણપક્ષની પાંચમની રાત્રિએ સમાગમનો સંકેત કર્યો છે; તેણીની ચતુરાઇ કેવી છે કે જેણે આવી રચનાથી મને સંકેતનો દિવસ જણાવ્યો ? માટે હે મન ! ધીરજ

શખ. પરંતુ તેણીએ કોઇ પણ કારણથી સંકેતનું સ્થાન જણાવ્યું નથી; તેથી હજી પણ તેણીના સંગમના સુખમાં કાંઇક અંતરાય રહેલો છે." એમ વિચારી તેણે ફરીથી તાપસીને કહ્યું કે-"તેણીનો આશય તારા જાણવામાં આવ્યો નથી. મારા ઉપર તે પ્રીતિવાળીજ છે; માટે ફરીથી પણ તું તેની પાસે જા અને મારીવતી પ્રાર્થના કર. હે માતા! મારા કાર્યમાં તું જરા પણ ખેદ પામીશ નહીં. અનિર્વેદ (ઉત્સાહ) જ લક્ષ્મીરૂપી લતાનું મૂળ છે." તાપસી બોલી કે-"હે ભાઇ! તે કુલીન સ્ત્રી તારૂં નામ પણ સહન કરતી નથી, છતાં તું જે તેની ઇચ્છા રાખે છે તે સ્થળ ઉપર કમળને રોપવા જેવું દુષ્કર છે. તારા પ્રયોજનની સિદ્ધિ થવામાં મને મોટો સંદેહ છે અને તારો તિરસ્કાર થશે તે તો ચોક્કસ છે, તો પણ નિરાશપણાનો ત્યાગ કરી હું તો શીઘ્ર તેની પાસે જઇશ." એમ કહી તે તાપસી તરતજ સુવર્ણકારની વધૂ પાસે ગઈ અને અમૃત રસની જેવા વચનથી બોલી કે-"હે ભદ્રે! તારે યોગ્ય એવા તે પુરૂષની સાથે ક્રીડા કર, અને યૌવનનું ફળ ગ્રહણ કર. આ યુવાવસ્થાને તે ઉચિતજ છે." તે સાંભળી જાણે ક્રોધ પામી હોય તેમ તે દુર્ગિલાએ તેણીને તિરસ્કારપૂર્વક ગળે ઝાલીને અશોક વનના પાછલા દ્વારથી કાઢી મૂકી. તે તાપસી પણ લજ્જાના વશથી ખેંચેલી લાજવડે મુખ સંતાડી શીઘ્રપણે તે પુરૂષની પાસે જઇ ખેદ સહિત કહેવા લાગી કે-"તેણીએ મારો પ્રથમની જેમ તિરસ્કાર કર્યો અને પછી મને ગળે પકડીને ઘરની પાછળ રહેલા અશોક વનના દ્વારથી કાઢી મૂકી." તે સાંભળી તે બુદ્ધિમાન પુરૂષે વિચાર્યું કે-"ખરેખર તેણીએ મને અશોક વનમાં આવવું એમ સંકેત આપ્યો છે." પછી તેણે તાપસીને કહ્યું કે-"હે પૂજ્ય! તેણીએ કરેલો આ તિરસ્કાર મારીવતી તમારે સહન કરવો, અને હવે પછી તમારે તે દુષ્ટાનું નામ પણ લેવું નહિ."

ત્યારપછી તે જુવાન કૃષ્ણ પક્ષની પાંચમની રાત્રીએ પાછળના દ્વારથી અશોક વનમાં ગયો. પોતાનો માર્ગ જોતી તેણીને તે ણે દૂરથી જોઈ, તેણીએ પણ તેને દૂરથી આવતો જોયો. વિવાહ-

ની જેમ તે બન્નેનો અસ્ખલિત તારામેળાપ થયો. પરસ્પર જાણે બાહુને પ્રસારતા હોય તેમ દૃષ્ટિને પ્રસારતા અને રોમાંચવડે પ્રફુલ્લિત સર્વ અંગવાળા તે બન્ને સામસામા દોડ્યા. તે બંન્ને પ્રથમ એક મનવાળા હતા તે અત્યારે શરીરથી પણ એકરૂપ થતા સમુદ્ર અને નદીની જેમ અત્યંત દૃઢ રીતે ભેટ્યા. પ્રેમગર્ભિત વાર્તાઓવડે અને નવી નવી મૈથુનની ક્રીડાવડે સંભોગરૂપી દ્રહમાં મગ્ન થયેલા તેઓએ બે પ્રહર રાત્રિ વ્યતીત કરી; પછી મૈથુનની ક્રીડાથી થાકી ગયેલા અને ભુજારૂપી ઓશીકાવાળા તે બંનેને નેત્રરૂપી કમળની રાત્રિ સમાન નિદ્રા આવી ગઈ. એ અવસરે દેવદત્ત સોની કાયચિંતા કરવા માટે ઉઠ્યો, અને અશોક વનમાં ગયો. ત્યાં તેણે તે બંનેને સુતેલા જોયા. તેણે વિચાર કર્યો કે–" અહો ! ધિક્કાર છે. આ મારી પાપિષ્ઠ વધૂ પરપુરૂષની સાથે ક્રીડા કરી થાકને લીધે અહીં ઉંઘે છે." આ જાર પુરૂષજ છે એમ નિશ્ચય કરવા માટે તે વૃદ્ધ સોનીએ ઘરમાં જઈ પુત્રને એકલો સુતેલો જોઇ પાછા અશોક વનમાં આવી વિચાર્યું કે–"ધીમેથી આના પગનું એક નૂપુર હું કાઢી લઉં કે જેથી જ્યારે હું આને અસતી કહું-ત્યારે મારો પુત્ર તે વાત સત્ય માને." એમ વિચારી ચોરની જેમ શીઘ્રપણે તેના પગનું એક નૂપુર કાઢી લઇ દેવદત્ત પાછો ઘરમાં ગયો. નૂપુર કાઢવાથી તે સોનીની વહુ તત્કાળ જાગી ગઇ; પ્રાયે કરીને ભય સહિત સુતેલાની નિદ્રા પણ જાણે ભયવાળી હોય તેમ થોડીજ હોય છે. સાસરાએ પગનું નૂપુર કાઢ્યું છે એમ જાણી ભયથી કંપતી તેણીએ જાર પુરૂષને ઉઠાડીને કહ્યું કે–" તું જલદી જતો રહે. મારા દુષ્ટ સસરાએ આપણને જોયા છે, તેથી કદાચ મને અનર્થ પ્રાપ્ત થાય તો તે વખતે મને સહાય કરવાનો પ્રયત્ન કરજે." તે સાંભળી ' બહુ સારૂં ' એમ કહી અર્ધ પહેરેલા વસ્ત્રવાળો તે ભયથી જતો રહ્યો, અને તે કુલટા પણ શીઘ્ર જઇને પતિના પડખામાં સુઇ ગઈ.

પછી બુદ્ધિમાનને વિષે અગ્રેસર એવી તે સ્ત્રીએ હિંમત રાખીને ગાઢ આલિંગન કરવા પૂર્વક પતિને જગાડ્યો; અને કહ્યું

કે-“હે આર્યપુત્ર ! અહીં મને ઘામ અત્યંત બાધા કરે છે, માટે વાયુવડે ચપળ પાંદડાંવાળા અશોક વનમાં ચાલો.” તે સાંભળી સ્રીને આધીન થયેલો દેવદિન્ન પણ સરળપણાથી ઉઠીને ગળે વળગેલી તેણીની સાથે અશોક વનમાં ગયો. જ્યાં જારની સાથે સુતેલી તેણીને સસરાએ જોઈ હતી તેજ ઠેકાણે જઇને તે પતિને ગાઢ આલિંગન કરી સુતી; ત્યાં પણ સરળ આશયવાળો તેનો પતિ નિદ્રા પામ્યો. ‘ પ્રાયે કરીને સરળ ચિત્તવાળાને નિદ્રા સુલભજ હોય છે.’ ત્યારપછી નદીની જેમ આકાર ગોપવીને તે ધૂર્તાએ પતિને જગાડીને કહ્યું કે-“તમારા કુળમાં આવો શો રીવાજ છે કે જે બોલી પણ શકાય નહીં ? છાતી પરથી વસ્ત્ર દૂર કરી તમને આલિંગન કરીને હું સુતી હતી તેટલામાં તમારા પિતાએ આવી મારા આ પગમાંથી નૂપુર કાઢી લીધું. સસરાઓને અન્ય વખતે પણ વહુનો સ્પર્શ કરવો યોગ્ય નથી, તો ક્રીડાગૃહમાં પતિની સાથે સુતેલી વહુનો સ્પર્શ તો કરી શકાયજ કેમ ? ” તે સાંભળી દેવદિન્ન બોલ્યો કે-“ હે સારા મનવાળી ! પ્રાતઃકાળે તારા દેખતાં એવું અકાર્ય કરનારા પિતાને હું ઠપકો આપીશ.” ત્યારે તે બોલી કે-“હમણાંજ તમારે તમારા પિતાને બોલાવીને કહેવું યોગ્ય છે; કેમકે પ્રાતઃકાળે તો તે મને પરપુરૂષની સાથે સુતેલી કહેશે.” તે બોલ્યો—“ હું સુતો હતો અને તમે નૂપુર કાઢી ગયા છો એમ હું પિતાને આક્ષેપ સહિત કહીશ. અવશ્ય હું તારા પક્ષમાંજ છું.” તે બોલી-“હે પ્રિય ! જેવું અત્યારે બોલો છો તેવુંજ પ્રાતઃકાળે બોલવું જોશે.” એમ કહી તે ધૂર્તાએ તેને ઘણા સોગન ખવરાવ્યા. પછી પ્રભાતે દેવદિન્ને કોપથી પોતાના પિતાને કહ્યું કે-“તમે વહુના પગમાંથી નૂપુર કેમ કાઢી લીધું ?” સ્થવિર બોલ્યો કે-“હે વત્સ ! આ તારી વહુ અસતી છે. રાત્રીએ મેં પરપુરૂષ સાથે સુતેલી તેને જોઈ હતી, તેથી આ દુઃશીલા છે એમ તને દ્રઢ પ્રતીતિ ઉપજાવવા માટે તેના પગમાંથી મેં નૂપુર કાઢી લીધું હતું.” પુત્ર બોલ્યો-“હે પિતા ! તે વખતે હુંજ સુતેલો હતો, બીજો કોઈ પુરૂષ નહોતો. તમે નિર્લજ્જે મને પણ લજવ્યો, એવું તમે શા માટે

કર્યું ? હવે વહુનું નૂપુર આપી દો. તમે પિતા થઇને મને વગોવો નહીં. તે તો ખરેખર મહાસતી છે એવી મારી ખાત્રી છે.” તે સાંભળી સ્થવિર બોલ્યો કે-“હે વત્સ ! જે વખતે મેં એનું નૂપુર કાઢયું તે વખતે મેં આવીને તને ઘરમાં સુતેલો જોયો હતો.” તે સાંભળી દુર્ગિલા બોલી કે-“હું મારા પર આવો ખોટો આરોપ સહન નહીં કરૂં. દૈવી ક્રિયા કરીને પણ તમારા પિતાને ખાત્રી કરી આપીશ. ધોયેલા શ્વેત વસ્ત્રને વિષે મેષના બિંદુની જેમ કુલીન એવી મારે વિષે આટલું વાણી માત્રથી પણ કલંક શોભતું નથી. અહીં નગરની બહાર જે શોભન નામનો યક્ષ છે તેની બે જંઘાની વચ્ચે થઇને હું નિકળીશ; કેમકે જે પ્રાણી અશુદ્ધ હોય છે તે તેની જંઘામાંથી નીકળી શકતો નથી.” ધૃષ્ટતાના નિધાન-રૂપ તેણીની તે પ્રતિજ્ઞા પિતાએ શંકા સહિત અને પુત્રે શંકા રહિત અંગીકાર કરી.

પછી સ્નાન કરી ધોયેલાં વસ્ત્ર પહેરી ધૂપ પુષ્પ વિગેરે પૂજાની સામગ્રી ગ્રહણ કરી દુર્ગિલા સર્વ સંબંધી વર્ગની સાથે યક્ષને પૂજવા ચાલી. આગળથી સંકેત કરી રાખેલો પેલો જાર પુ-રૂષ ઘેલો (ગાંડો) થઈને યક્ષની પૂજા કરવા જતાં તેણીના કંઠને કવ-ર્ગની જેમ વળગી પડ્યો. તે જોઈ ‘આ ગાંડો છે’ એમ કહી લોકોએ તેને ગળે પકડીને દૂર કાઢી મૂક્યો. ત્યાર પછી તેણીએ ફરીથી સ્ના-ન કરી યક્ષની પૂજા કરી અને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી કે-“મેં કદિ પણ પતિ વિના બીજા કોઈ પણ પુરૂષનો સ્પર્શ કર્યો નથી. માત્ર એક આ ગાંડો પુરૂષ પ્રત્યક્ષજ મારા કંઠને વળગ્યો છે. તેથી એક મારો પતિ અને બીજો આ ગાંડો એ બે સિવાય બીજો કોઇ પણ પુરૂષ મારા અંગને વળગ્યો ન હોય તો હે યક્ષ ! મને સતીને તું શુદ્ધિ આપનાર થા; કારણ કે તું સત્યપ્રિય છે.” તે સાંભળી યક્ષ પણ ‘આમાં શું કરવું’ એવા વિચારમાં પડ્યો, તેટલામાં તો તે સ્ત્રી તેની બે જંઘાની વચ્ચે થઇને શીઘ્ર નીક-ળી ગઈ. તત્કાળ સર્વ લોકો “આ શુદ્ધ છે-શુદ્ધ છે” એમ શોર કરવા લાગ્યા અને રાજાના અધિકારીઓએ તેણીના કંઠમાં પુષ્પની

માળા નાંખી. પછી વાગતા વાજિત્ર સહિત હર્ષ પામેલા બંધુજનોએ પરિવરેલી અને દેવદિન્ને સ્વીકાર કરેલી તે સસરાને ઘેર ગઇ. નૂપુર ખેંચવાથી ઉત્પન્ન થયેલું કલંક તેણીએ ઉતાર્યું, તેથી ત્યારથી આરંભીને તે લોકમાં **નૂપુરપંડિતા** નામે પ્રસિદ્ધ થઇ.

આ પ્રમાણે વધૂએ પરાભવ પમાડેલા દેવદત્તની તે દિવસથી આરંભીને ચિંતાને લીધે વારિમાં[1] બંધાયેલા હાથીની જેમ નિદ્રા નાશ પામી. યોગીની જેમ તેને નિદ્રા રહિત જાણીને રાજાએ ઇચ્છિત વૃત્તિ (આજીવિકા) આપી અંતઃપુરનો રક્ષક કર્યો. અન્યદા રાત્રિએ તે અંતઃપુરનો રક્ષક સુતો છે કે નહીં એમ જાણવા માટે એક રાણી તેને વારંવાર જોવા લાગી. તે જોઇ તેણે વિચાર્યું કે-"આ રાણી વારંવાર ઉઠી ઉઠીને મને જોયા કરે છે તેનું કારણ કાંઈ સમજાતું નથી, માટે હું સુઈ જાઉં તો જણાય કે તે શું કરે છે ?" એમ વિચારી તે જાણવા માટે તે યામિક ખોટી નિદ્રાએ સુઇ ગયો. એટલે પેલી રાણી બહાર નીકળી, અને તેને અત્યંત નિદ્રાવશ જાણી તે હર્ષ પામી; પછી ચોરની જેમ ધીમે ધીમે ગોખ (બારી)ની સન્મુખ જવા લાગી. તે ગવાક્ષની નીચે જાણે દેવના હાથી (ઐરાવણ)નો નાનો ભાઇ હોય એવો નિરંતર મદોન્મત્ત એવો રાજાનો પટ્ટહસ્તી બાંધેલો હતો. તે હાથીના મહાવત ઉપર નિરંતર આસક્ત થયેલી તે રાણી યંત્રથી લાકડાનું પાટીયું ખસેડી બહાર નીકળી. એટલે નિત્યના અભ્યાસથી સારી રીતે શીખેલા તે હાથીએ તેણીને સૂંઢવડે લઇ નીચે પૃથ્વીપર મૂકી. તેને જોઇ મહાવત કોપાયમાન થયો અને "ઘણી મોડી કેમ આવી?" એમ કહી રક્ત નેત્ર કરી તેણે હાથીની સાંકળવડે દાસીની જેમ તે રાણીને મારી. ત્યારે તે બોલી કે-"મને ન મારો, કારણ કે આજે રાજાએ કોઇ નવા માણસ અંતઃપુરનો રક્ષક કર્યો છે, તે જાગતો હોવાથી હું રોકાઈ હતી. હમણાંજ તેને નિદ્રા આવી છે તેથી તે છિદ્રને પામીને હું આજે વિલંબથી આવી છું. આ વાત જાણીને હે સુંદર ! તમે મારા પર કોપ ન કરો." આ પ્રમાણે રાણીએ બોધ પમાડેલો

૧ ખાડામાં.

તે મહાવત ક્રોધનો ત્યાગ કરી નિઃશંકપણે તેણીની સાથે સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગ્યો. પછી રાત્રીનો છેલ્લો પહોર બાકી રહ્યો ત્યારે હાથીએ સૂંઢ પર ચડાવી ઉંચી કરી એટલે મહા સાહસના નિધિ સમાન રાણી પોતાના મહેલમાં આવતી રહી. આ સર્વ જોઈ તે સોનીએ વિચાર કર્યો કે-" અહો ! અશ્વના શબ્દની જેમ સ્ત્રીઓના ચરિત્રને જાણવા કોણ સમર્થ છે ? અહો ! જેઓ સૂર્યને પણ જોતી નથી એવી રાજાની રાણીઓનું પણ આ રીતે શીળભંગ થાય છે તો બીજી સ્ત્રીઓની શી વાત કરવી ? સામાન્ય ઘરની સ્ત્રીઓને પાણી ભરવા વિગેરેના કાર્ય માટે નગરમાં ફરવું પડે છે, તેઓના શીળનું રક્ષણ ક્યાં સુધી ટકી શકે ? " આ પ્રમાણે વિચારતાં તેને વધૂના દુઃશીળપણાથી થયેલી ચિંતા નષ્ટ થઈ, તેથી દેણદાર માણસ દેવું આપીને જેમ નિરાંતે સુવે તેમ તે નિરાંતે સુઇ ગયો. પ્રભાતે પણ તે સ્થવિર સોની જાગૃત થયો નહીં. તે વાત ચાકરોએ રાજાને કહી. તે સાંભળી રાજાએ કહ્યું-" તેમાં કાંઈ પણ કારણ હશે; તેથી જ્યારે તે જાગે ત્યારે તેને મારી પાસે લાવવો." આ પ્રમાણે આજ્ઞા આપેલા સેવકો પોતાને સ્થાને ગયા. સોનીએ પણ ચિરકાળે સાત રાત્રિ દિવસ સુધી નિદ્રાનું અત્યંત સુખ અનુભવ્યું. સાત રાત્રિને અંતે તે સોની જાગ્યો ત્યારે સેવકો તેને રાજાપાસે લઈ ગયા. રાજાએ તેને પૂછ્યું કે-"દુર્ભાગ્યવાળાની પાસે સ્ત્રીની જેમ તારી પાસે કદાપિ નિદ્રા આવી નહોતી, તો હમણાં સાત રાત્રિ સુધી તું સુઈ રહ્યો તેનું શું કારણ ? સત્ય કહે. તને અભય આપું છું." ત્યારે તેણે રાણી, મહાવત અને હસ્તીનું વૃત્તાંત જેવું જોયું હતું તેવું રાજાને કહ્યું. રાજાએ તેને ઈનામ આપી વિદાય કર્યો, એટલે તે પોતાને ઘેર ગયો અને દુઃખ જૂનું થવાથી તે સુખે રહ્યો. "માણસ બીજા માણસના દૃષ્ટાંતથી ધીરજ પામે છે."

પછી રાજાએ તે દુરાચારવાળી રાણીને જાણવા માટે એક લાકડાનો હાથી કરાવી સર્વ રાણીઓને આજ્ઞા આપી કે-" મેં આજે સ્વપ્ન જોયું છે, તેથી તમે સર્વે મારી સમક્ષ વસ્ત્ર રહિત

થઇને આ કાષ્ઠના હાથી પર ચડો." તે સાંભળી બીજી સર્વ રાણીઓએ રાજાના દેખતાં તે પ્રમાણે કર્યું; પરંતુ પેલી એક રાણી બોલી કે-"હું આ હાથીથી ભય પામું છું." તે સાંભળી રાજાએ ક્રોધથી ક્રીડાના કમળનાળવડે તેણીને પ્રહાર કર્યો, ત્યારે તે મૂર્છાનો અભિનય (દેખાવ) કરીને પૃથ્વી પર પડી ગઈ. તે જોઇ રાજાએ પોતાની બુદ્ધિથી નિશ્ચય કર્યો કે-"તે સ્થવિરે જે પાપિષ્ટ અને દુરાચારી કહી હતી તેજ આ અધમ રાણી છે." પછી રાજાએ તેણીનો પૃષ્ઠ જોયો, એટલે તેમાં સાંકળના પ્રહાર જોઈ નખની ચપટી વગાડવા પૂર્વક સ્મિત કરી તે બોલ્યો કે-"મદોન્મત્ત હાથીની સાથે ક્રીડા કરે છે અને કાષ્ઠના હાથીથી ભય પામે છે; તથા સાંકળના ઘાથી હર્ષ પામે છે અને કમળના પ્રહારથી મૂર્છા પામે છે." એમ કહી કોપના સમૂહથી ગ્લાન થઇ રાજા વૈભારગિરિ ઉપર ગયો, અને મહાવતને તે હાથીપર ચડી ત્યાં બોલાવ્યો. પછી તેની સાથે તે રાણીને હાથીપર ચઢાવી ઉગ્ર શાસનવાળા રાજાએ તે અધમ મહાવતને આજ્ઞા કરી કે-'આ હાથીને પર્વતના વિષમ પ્રદેશપર ચડાવી પડતો મૂક. તેના પડવાથી તમારા બન્નેનો પણ નિગ્રહ (નાશ) થાઓ."

આવી આજ્ઞા થવાથી મહાવતે તે હાથીને ગિરિના શિખરપર ચડાવ્યો. પછી તેનો એક પગ બહાર કઢાવી ત્રણ પગે તે હાથીને શિખર પર સ્થિર રાખ્યો. તે જોઇ સમગ્ર જનોએ હાહારવ કરી રાજાને કહ્યું કે-"હે રત્ન સમાન રાજા ! આ હસ્તીરત્ન તો પશુ છે અને આજ્ઞા પ્રમાણે કાર્ય કરનાર છે, તેથી તેનો નાશ કરવો ઉચિત નથી." તે વચન નહીં સાંભળ્યા જેવું કરીને 'પાડ' એમ રાજા બોલ્યો, ત્યારે મહાવતે હાથીનો બીજો પગ બહાર કઢાવી બે પગે ઉભો રાખ્યો. તે જોઈ "અરે ! આ હાથી વધ કરવા યોગ્ય નથી" એમ ફરીથી લોકો બોલ્યા, ત્યારે રાજા મૂંગો રહ્યો, અને મહાવતે ત્રીજો પગ પણ બહાર કઢાવી એકજ પગે હાથીને ઉભો રાખ્યો. હસ્તીરત્નનો નાશ જોવાને અસમર્થ થયેલા લોકો હાહાકાર શબ્દ કરતાં ઉંચા હાથ કરી રાજાને કહેવા

લાગ્યા કે–"હે પૃથ્વીનાથ ! બીજા હાથીઓથી ન થઈ શકે એવી શિક્ષા પામેલા ( કેળવાયેલા ) આ હાથીને પાછો વાળવો યોગ્ય છે. આવો હાથી દક્ષિણાવર્ત શંખની જેમ દુર્લભ છે. તમે પ્રભુ છો, જેમ ઈચ્છા હોય તેમ અપરાધીને કરી શકો છો; પરંતુ આ હાથી તો નિરપરાધી છે, તેથી આવા અવિવેકથી તમને જે અપયશ મળશે તે સહન નહીં થાય. હે સ્વામી ! તમારે પોતેજ કાર્ય અને અકાર્યનો વિચાર કરવાનો છે, માટે વિચાર કરીને આ હસ્તીરત્નનું રક્ષણ કરો અને અમારાપર પ્રસન્ન થાઓ." તે સાંભળી રાજાએ કહ્યું કે–" ભલે તેમ થાઓ, તમે સર્વે મારી વાણીથી આ મહાવતને હસ્તીનું રક્ષણ કરવા કહો." ત્યારે લોકોએ મહાવતને કહ્યું કે–"હે શ્રેષ્ઠ મહાવત ! આટલી હદે પહોંચેલા આ હાથીને તું પાછો વાળવા સમર્થ છે ?" ત્યારે તે બોલ્યો કે–" જો રાજા અમને બન્નેને અભયદાન આપે તો હું આ હાથીને ક્ષેમકુશળપણે નીચે ઉતારૂં." લોકોએ રાજાને વિજ્ઞપ્તિ કરી, ત્યારે રાજાએ તેમને અભયદાન આપ્યું, અને મહાવતે તે હાથીને ધીમે ધીમે નીચે ઉતાર્યો અને મહાવત તથા રાણી હસ્તીના સ્કંધ ઉપરથી નીચે ઉતર્યા, ત્યારે રાજાએ "મારા દેશનો તમે બન્ને ત્યાગ કરો" એમ કહેવાથી તેઓ ત્યાંથી જતા રહ્યા.

નાસતા નાસતા તેઓ સાયંકાળે એક ગામમાં આવ્યા, ત્યાં એક શૂન્ય દેવાલયમાં તેઓ સાથે સુતા. અર્ધ રાત્રિને સમયે તેજ ગામમાંથી એક ચોર આરક્ષકો પાસેથી નાસીને તેજ દેવકુળમાં પેઠો. "પ્રાતઃકાળે ચોરને ગ્રહણ કરશું" એવો નિર્ણય કરીને આરક્ષકોએ તે દેવકુળ ઘેરી લીધું. ચોર પણ અંધની જેમ હાથવડે દેવકુળને શોધતો જ્યાં તે બન્ને સુતા હતા ત્યાં ધીમે ધીમે આવ્યો. ચોરથી સ્પર્શ કરાયા છતાં તે મહાવત જાગ્યો નહીં, કારણ કે થાકીને સુતેલા માણસને નિદ્રા વજ્રલેપની જેમ ચોટી જાય છે; રાજપત્ની તો તેના હાથના જરાક સ્પર્શથી પણ જાગી ગઇ, અને સ્પર્શ માત્રથીજ તેનાપર રાગવાળી થઇ, તેથી 'તું કોણ છે ?' એમ ધીમેથી બોલી. તેના ઉત્તરમાં તે પણ ધીમેથી બોલ્યો

કે-"હું ચોર છું, અને મારી પાછળ આરક્ષકો દોડતા હતા, તેથી પ્રાણનું રક્ષણ કરવા માટે અહીં પેઠો છું." તે સાંભળી તે અધમ કુલટાએ પ્રીતિ સહિત ચોરને કહ્યું કે-"હે સુભગ! જો તું મને ચાહે તો હું તારૂં રક્ષણ કરૂં, તેમાં જરા પણ સંદેહ ન રાખવો." ચોર ખુશી થઈને બોલ્યો કે-"મારી તું પત્ની થાય છે અને વળી મારૂં જીવિત બચાવે છે તો મને સુવર્ણ અને સુગંધ બન્ને પ્રાપ્ત થયાં. તોપણ હે શ્રેષ્ઠ સ્ત્રી! હું તને પૂછું છું કે એવો કયો ઉપાય છે? કે જેવડે તું મારૂં રક્ષણ કરીશ? તે કહે અને હે બુદ્ધિમતિ! મને આશ્વાસન પમાડ." તે બોલી કે-"હે સુભગ! ગામના લોકો આવશે ત્યારે હું તને મારો ભર્તાર કહીશ એટલે આ મારી સાથે છે તે ચોર ઠરશે." તે ઉપાય સાંભળી ચોર બોલ્યો-"ભલે એમ હો, એ ઉપાય તો શ્રેષ્ઠ છે." પછી પ્રાતઃકાળે હાથમાં શસ્ત્ર ધારણ કરી ભ્રકુટિના ભંગથી ભયંકર દેખાતા તે ગામના સુભટો દેવકુળમાં પેઠા, અને તેઓએ તે ત્રણેને પૂછ્યું કે-"તમારામાં ચોર કોણ છે?" ત્યારે મૂર્તિમાન માયાજ હોય તેવી તે ધૂર્તાએ ગામના પુરૂષોને ચોરપુરૂષ દેખાડીને કહ્યું કે-"આ તો મારો પતિ છે." પછી તે હાથ જોડીને બોલી કે-"હે ભાઈઓ! અમે પરગામ જતા હતા, માર્ગમાં સાંજ પડવાથી આ દેવાલયમાં રાત્રિવાસો રહ્યા છીએ." તે સાંભળી ગામના લોકો એકઠા થઈ વિચાર કરી બોલ્યા કે-"ચોરના ઘરમાં આવી સ્ત્રી સંભવતી નથી. બ્રાહ્મણી, વાણિયાણ કે રાજપુત્રી ગમે તે હો, આ મૂર્તિથીજ અન્ય દેખાય છે, આનો પતિ ચોર હોઈ શકે નહીં. વિચિત્ર પ્રકારના વસ્ત્ર અને અલંકારવાળી જાણે શરીરધારી લક્ષ્મીદેવીજ હોય તેવી આ સ્ત્રી જેની ગૃહિણી હોય તે પુરૂષ શું ચોરીથી આજીવિકા કરે? માટે બાકી રહેલો આ પુરૂષ (મહાવત)જ ચોર છે." એ રીતે તેઓએ મહાવત ઉપર દોષનો આરોપ મૂકી તેને શૂળીપર ચડાવ્યો.

શૂળીપર ચડાવેલા મહાવતને તૃષા લાગવાથી તે જેને જેને માર્ગે જતાં જોતો તેને તેને તે દીનતાથી કહેતો કે-"મને પાણી

પાઓ, પાણી પાઓ." પરંતુ રાજાના ભયથી તેને કોઈએ પણ પાણી પાયું નહીં. કેમકે 'સર્વ કોઇ પ્રાણી પોતાનું રક્ષણ કરીને જ ધર્મ કરે છે.' છેવટ તે માર્ગે જતા **જિનદાસ** નામના એક શ્રાવકને તેણે જોયા, અને તેની પાસે પાણી માગ્યું, ત્યારે તેણે તેને કહ્યું કે—"હે ભદ્ર! હું પાણી લાવી પાઇને તારી તૃષા હરણ કરીશ, પરંતુ તું મારૂં એક વચન કર. તે એ કે હું પાણી લઈને આવું ત્યાં સુધી તું '**नमोऽर्हद्भ्यः**' આટલો શબ્દ ગોખ્યા કર." મહાવત પણ પાણી પીવાની ઇચ્છાથી તે શબ્દ ગોખવા લાગ્યો. શ્રાવક પણ રાજપુરૂષની આજ્ઞા લઇ તેને માટે પાણી લઈ આવ્યો. તેને પાણી લઈને દૂરથી આવતો જોઈ તે મહાવત પણ ધીરજ ધારણ કરી મોટે સ્વરે '**नमोऽर्हद्भ्यः**' એ મંત્ર બોલ્યો. તેવામાં તો તેના પ્રાણ નીકળી ગયા. સદાચારનું નામ પણ જેણે સાંભળ્યું નહોતું એવો તે મહાવત અકામ નિર્જરા થવાથી નમસ્કારના પ્રભાવવડે વ્યંતરજાતિનો દેવ થયો.

અહીં પેલી કુલટા રાણી ચોરની સાથે ચાલી. માર્ગમાં પાણીના પૂરથી ભરેલી એક દુસ્તર નદી આવી. તે જોઇ ચોરે તે પુંશ્ચલી (કુલટા)ને કહ્યું કે—"હે પ્રિયા! વસ્ત્ર અને આભરણના ભારવાળી તને હું એક ફેરાવડે આ નદી ઉતારી શકીશ નહીં; તેથી હે સ્ત્રી! પ્રથમ વસ્ત્ર અને અલંકારનો ભાર તું મને આપ, તેને હું સામે કાંઠે લઇ જાઉં, અને પછી તને લીલામાત્રમાં લઇ જઇશ. હું પાછો આવું ત્યાં સુધી તું આ ઘાસના ગુચ્છામાં સંતાઈને બેસજે. એકલી છતાં પણ તું ભય પામીશ નહીં, હું પાછો જલદી આવીશ. પછી તને મારી પીઠ પર આરોપણ કરીને વહાણની જેમ પાણીમાં તરતો તરતો હું તને સામે કાંઠે લઇ જઇશ; માટે તું મારા કહેવા પ્રમાણે કર." તે સાંભળી પુંશ્ચલીએ ઘાસના ગુચ્છમાં પ્રવેશ કરી તે પ્રમાણે કર્યું. ચોર વસ્ત્ર આભરણ લઇ સામે કાંઠે જઈને વિચાર કરવા લાગ્યો કે—"જે સ્ત્રીએ મારા પર પ્રીતિવાળી થઇને પોતાના ભર્તારને મરાવી નાખ્યો તે હળદરની જેવા ક્ષણિક રાગવાળી મારા પણ મરણને માટેજ થશે.

તેથી તેનો સંગ કરવો યોગ્ય નથી.” એમ વિચારી વસ્ત્ર અને આભરણ લઇ તે ચોર પાછો વળીને તેણીને જોતાં મૃગની જેમ નાઠો. તેને જતો જોઇ જેવી જન્મી હતી તેવી નગ્ન અવસ્થાવાળી તે સ્ત્રી હાથણીની જેમ હાથ ઉંચો કરીને બોલી કે–“મને મૂકીને કેમ ચાલ્યો જાય છે?” ચોર બોલ્યો કે–“ વસ્ત્ર વિનાની અને ઘાસના વનમાં રહેલી તને રાક્ષસીની જેવી જોતાં મને ભય લાગે છે; માટે તારાથી મારે સર્યું.” એમ બોલતો તે પક્ષીની જેમ ઉડીને અદૃશ્ય થયો, અને પતિનો નાશ કરનારી તે વ્યભિચારિણી ત્યાંજ બેસી રહી.

હવે પેલા મહાવતનો જીવ દેવપણું પામ્યો. ત્યાંથી તેણે અવધિજ્ઞાનનો પ્રયોગ કર્યો, તો તે બિચારીને તેવી અવસ્થામાં તેણે જોઈ. પછી પૂર્વ જન્મની પોતાની તે રાખેલી સ્ત્રીને પ્રતિબોધ કરવાની ઇચ્છાથી તે દેવે મુખમાં ગ્રહણ કરેલી માંસની પેશીવાળો એક શિયાળ વિકુર્વ્યો. તે શિયાળ તે નદીને કાંઠે પાણીની બહાર રહેલા એક મત્સ્યને જોઇ મુખમાંથી માંસની પેશીનો ત્યાગ કરી તે મત્સ્યને ખાવા દોડ્યો. તે વખતે મત્સ્ય તત્કાળ નદીના જળમાં પેસી ગયો, અને દેવે વિકુર્વેલી સમળીએ માંસની પેશી ઉપાડી લીધી. તે કૌતુક જોઈ નદીને કાંઠે ઘાસના વનમાં નગ્નપણે રહેલી તે સ્ત્રી દુઃખથી દીન બની હતી તો પણ બોલી કે–“હે દુર્મતિવાળા જંબૂક! માંસની પેશીનો ત્યાગ કરી માછલાની તેં ઇચ્છા કરી તેથી તું માંસ અને મત્સ્ય બન્નેથી ભ્રષ્ટ થયો. હવે શું જુએ છે?” તે સાંભળી શિયાળ બોલ્યો–“હે! નગ્નિકા! પરણેલા ભર્તારનો ત્યાગ કરી તેં જારપુરૂષને ઇચ્છ્યો. તેથી તું પતિ અને જાર બન્નેથી ભ્રષ્ટ થઈ, હવે તું પણ શું જુએ છે?” તે સાંભળીને રાણી અત્યંત દુઃખ પામી. ત્યારે તે વ્યંતર દેવે પોતાનું મહર્દ્ધિક રૂપ બતાવી તેણીને કહ્યું કે–“હે પાપિણી! જોકે તેં તો કેવળ પાપજ કર્યું છે, તોપણ પાપરૂપી પંકને ધોવામાં પાણીના પૂર સમાન જૈનધર્મને તું અંગીકાર કર. હે મુગ્ધે! જેને તેં મૃત્યુ પમાડ્યો હતો તેજ મહાવત હું છું. પરંતુ

જિનધર્મના પ્રભાવથી હું દેવ થયો છું." તે સાંભળી તેણીએ નિશ્ચય કર્યો કે-"હું જૈનધર્મ અંગીકાર કરીશ." તે જાણી દેવે તેણીને કોઇ સાધ્વી પાસે લઇ પ્રવ્રજ્યા ગ્રહણ કરાવી. પછી ચારિત્ર પાળીને પરિણામે તે સુખી થઈ.

આ પ્રમાણેની કથા કહીને પદ્મસેના બોલી કે-"હે નાથ! અમારી જેવા જનને યોગ્ય એવા પ્રવૃત્તિ નિવૃત્તિ કરાવે તેવા દૃષ્ટાંતો તો ઘણાં છે, પરંતુ આપ તેનો અનાદર કરી વિષયસુખ ભોગવો."

તે સાંભળી જંબૂકુમાર બોલ્યા કે-"**વિદ્યુન્માલી** વિદ્યાધરની જેમ હું રાગગ્રસ્ત નથી. તેનું ચરિત્ર સાંભળ—

## વિદ્યુન્માલીની કથા.

આ ભરત ક્ષેત્રને વિષે બે ભરતાર્ધરૂપી પાંખોવાળો જાણે પક્ષી હોય તેવો વૈતાઢ્ય નામે પર્વત છે. ત્યાં ઉત્તર શ્રેણિના ભૂષણરૂપ અને દેવોને પણ અતિ વલ્લભ એવું **ગગનવલ્લભ** નામે નગર છે. તેમાં પરસ્પર પ્રીતિવાળા **મેઘરથ અને વિદ્યુન્માલી** નામના બે ભાઇઓ યુવાવસ્થાને પામેલા વિદ્યાધરો હતા. તે બન્નેએ એકદા વિચાર કર્યો કે-"આપણે અમુક વિદ્યા સાધવા માટે પૃથ્વી પર જઇએ, કેમકે ત્યાંજ તે વિદ્યા સિદ્ધ થશે. આપણે સાધવાની વિદ્યાની સિદ્ધિમાં એવો વિધિ છે કે-અતિ નીચ કુળમાં ઉત્પન્ન થયેલી કન્યા સાથે પરણી એક વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ." એમ વિચારી માતપિતાદિક ગુરૂજનની આજ્ઞા લઇ તે બન્ને ભાઇઓ દક્ષિણ ભરતાર્ધમાં **વસંતપુર** પત્તનમાં આવ્યા. પછી ચંડાળનો વેષ ધારણ કરી ચંડાળના પાડામાં જઇ બુદ્ધિરૂપી મહા ધનવાળા તે બન્ને ચંડાળોને સેવવા લાગ્યા. ચંડાળોએ તેમને પૂછ્યું કે-"તમે અહીં શા માટે આવ્યા છો તે કહો." ત્યારે તેઓ પોતાની સત્ય વાત ગોપવીને બોલ્યા કે-"હે હિતેચ્છુઓ! અમે **ક્ષિતિપ્રતિષ્ઠિત** નગરથી અહીં આવ્યા છીએ. અમારા માતપિતાએ અમને કુટુંબથી બહાર કર્યા, તેથી અમે ત્યાંથી નીકળી ભમતા ભમતા અહીં આવ્યા છીએ." ચંડાળો

બોલ્યા કે-"તમે અમારો આશ્રય કરીને અહીં રહ્યા છો, તેથી જો તમારી ઇચ્છા હોય તો અમે તમને બે કન્યાઓ આપીએ અને તેની સાથે પરણાવીએ; પરંતુ જો તમે અમારી કન્યાને પરણશો તો તમારે અમારી જાતિને ઉચિત સર્વ કાર્ય કરવું જોઇશે." તેઓએ તેમનું વચન અંગીકાર કર્યું, ત્યારે તે ચંડાળોએ તેમને વિવાહ કરવા પૂર્વક કાણી[1] અને દંતુરા[2] બે કન્યાઓ આપી. તેમાં વિદ્યુન્માલી કુરૂપવાળી પણ ચંડાળની કન્યામાં અતિ રાગવાળો થયો, અને તેણે વિદ્યાનું સાધનજ કર્યું નહીં. અનુક્રમે તે વિદ્યુન્માલીની ભાર્યા ગર્ભવાળી થઈ, અને વર્ષ પૂરૂં થયું ત્યારે મેઘરથ તો સિદ્ધવિદ્યાવાળો થયો. તે વખતે મેઘરથે પ્રીતિથી વિદ્યુન્માલીને કહ્યું કે-"હે ભાઈ! આપણી વિદ્યા સિદ્ધ થઇ છે, માટે આપણે ચંડાળનું કુળ છોડી દઈએ અને વૈતાઢ્ય પર્વત ઉપર જઇ ત્યાંનું સુખ ભોગવવાના પાત્ર થઇએ, આ ચંડાળની કન્યાને મૂકી દે અને વૈતાઢ્યપર ચાલ. ત્યાં આપણને સ્વયંવર ખેચરીઓ વરશે." તે સાંભળી વિદ્યુન્માલી લજ્જાથી નીચું મુખ કરી બોલ્યો કે-"હે સારા વ્રતવાળા! અને હે વિદ્યાથી વ્યાપ્ત ભાઈ! તું કૃતકૃત્ય થયો છે, તેથી તું વૈતાઢ્ય ઉપર જા. અધમ સત્ત્વવાળા મેં તો નિયમરૂપી વૃક્ષ ભાંગી નાખ્યો છે, તેથી મને નિયમથી ઉત્પન્ન થનારૂં વિદ્યાસિદ્ધિરૂપી ફળ પ્રાપ્ત થયું નથી. વળી આ બિચારીને ગર્ભ ઉત્પન્ન થયો છે તેથી તેણીનો મારે ત્યાગ કરવો એ પણ યોગ્ય નથી. તેમજ તું વિદ્યા સહિત છે અને હું વિદ્યા રહિત છું, તેથી હે પાપ રહિત બંધુ! તારી સાથે આવતાં પણ હું લાજું છું, માટે તેં વિદ્યા સિદ્ધ કરી છે તો તું જા, તારૂં કલ્યાણ થાઓ. મને વિદ્યા સિદ્ધ થઇ નથી તેથી હું ત્યાં આવીને બંધુઓને શી રીતે મુખ દેખાડી શકું? મેં પ્રમાદીએ મારા આત્માને આત્માવડેજ છેતર્યો છે; હવે હું ઉદ્યમી થઇને વિદ્યા સાધીશ. મને ભાઇને હૃદયમાં ધારણ કરતો તું એક વર્ષને અંતે ફરીથી અહીં તેડવા આવજે. તે વખતે હું વિદ્યા સાધીને તારી સાથે આવીશ."

૧ એક આંખે કાણી. ૨ લાંબા દાંતવાળી.

તે સાંભળી ચંડાળીના પ્રેમપાશમાં બંધાયેલા તેને લઈ જવામાં અસમર્થ મેઘરથ એકલોજ વૈતાઢ્ય પર્વત ઉપર ગયો. ત્યાં તેના બંધુઓએ તેને પૂછયું કે-" તું એકલો કેમ આવ્યો ? તારો ભાઈ કયાં છે ? " તેણે વિદ્યુન્માલીની સત્ય કથા કહી બતાવી. અહીં વિદ્યુન્માલીની કુરૂપવાળી ચંડાળણી પ્રિયાએ અવસરે પુત્રને જન્મ આપ્યો. એટલે વિદ્યા સિદ્ધિને જાણે પામ્યો હોય તેમ તે પુત્રને જોઇ વિદ્યુન્માલી ઘણો હર્ષ પામ્યો. ચંડાળીને વિષે અતિ આસક્તિને લીધે અને પુત્ર ઉપરના વિશેષ પ્રેમને લીધે તે કુબુદ્ધિ વિદ્યુન્માલી દુષ્ટ સ્વપ્નની જેમ ખેચરનું સુખ તો વીસરીજ ગયો. પછી તે દંતુરા ચંડાળીએ વિદ્યુન્માલીની સાથે ઇચ્છા પ્રમાણે ક્રીડા કરતાં ફરીથી ગર્ભ ધારણ કર્યો. અહીં વિદ્યાસંપન્ન મેઘરથે પોતાના ભાઇના વિરહદુઃખથી કોઇ પણ પ્રકારે એક વર્ષ વ્યતીત કર્યું. પછી તે વિચારવા લાગ્યો કે-" હું દેવાંગનાઓ જેવી વિદ્યાધરીઓથી પરિવરેલો છું અને મારો ભાઇ કાણી અને દંતુરા ચંડાળી સાથેના ગૃહસ્થપણારૂપી નરકમાં રહેલો છે. હું ચોતરફ ઉદ્યાનથી શોભતા સાત માળના પ્રાસાદમાં વસું છું અને તે સ્મશાનના હાડકાંથી વ્યાપ્ત ચંડાળની ઝુંપડીમાં વસે છે, વિવિધ વિદ્યાની સમૃદ્ધિથી મારાં વાંછિત સિદ્ધ થાય છે, અને તે જીર્ણ વસ્ત્ર પહેરે છે તથા કુત્સિત અન્ન ખાય છે." આ પ્રમાણે મેઘરથ વિદ્યુન્માલીની ઉપરનો સુભ્રાતૃભાવને અનુસરતો વિચાર કરી ફરીથી વસંતપુર પત્તનમાં આવ્યો. તેણે ભાઈને કહ્યું કે-" હે ભાઈ ! ચાલ અને વૈતાઢ્ય પર્વત પરના વિદ્યાધરના સુખનું શ્રેષ્ઠ આશ્ચર્ય ભોગવ." તે સાંભળી ઝંખવાણો પડી જઈ વિદ્યુન્માલી કંઈક સ્મિત કરીને બોલ્યો કે-" આ મારી પત્નીનો પુત્ર હજુ બહુ નાનો છે અને વળી તે ફરીથી ગર્ભિણી થઇ છે, તેને બીજા કોઈનું શરણ નથી, મારે વિષે તે ભક્તિવાળી છે, તેથી આ બાળ પુત્રવાળી અને ગર્ભિણીનો વજ્ર જેવા હૃદયવાળા તારી જેમ હું ત્યાગ કરી શકતો નથી. તેથી હે ભાઈ ! હાલ તો તું પાછો જા, વળી બીજે અવસરે મને દર્શન આપજે, આ સમય તો હું

અહીંજ નિર્ગમન કરીશ; તું મારા પર ક્રોધ કરીશ નહીં." આવો જવાબ સાંભળીને મેઘરથ અત્યંત ખેદ પામ્યો અને પાછો ગયો. 'હિતકારી માણસ પણ અતિ જડ માણસને શું કરી શકે?'

અહીં વિદ્યુન્માળીને બીજો પુત્ર થયો, તેથી તે હર્ષવડે ચંડાળકુળને સ્વર્ગથી પણ અધિક માનવા લાગ્યો. વસ્ત્ર, ભોજન વિગેરેની દુઃસ્થિતિ છતાં પણ તે દુઃખને જાણતોજ નહોતો. ચંડાળીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા તે બાળકોને તે લીલા સહિત રમાડતો હતો, તે બાળકો તેના ઉત્સંગમાં બેસી વારંવાર મૂતરતા હતા, તે મૂત્રસ્નાનને તે ગંધોદકના સ્નાન જેવું માનતો હતો. પોતાને સૌભાગ્યવાળી માનતી ચંડાળી પણ તેની પગલે પગલે તર્જના કરતી હતી, તો પણ ચંડાળ કુળના દાસ સમાન તે તેણીને વિષેજ આસક્ત રહેતો હતો.

અહીં મેઘરથે ભાઈ પરના સ્નેહબંધથી ફરીને ત્યાં આવી વિદ્યુન્માળીને આલિંગન કરી ગદ્‌ગદ્ વાણીવડે કહ્યું કે—"હે ભાઈ! હે કુલીન! તને આ ચંડાળના કુળમાં રહેવું કેમ ગમે છે? શું માનસ સરોવરમાં ઉત્પન્ન થયેલો હંસ ઘરની ખાળના પાણીમાં ક્રીડા કરે? જેમ અગ્નિ ધુમાડાવડે ગૃહને મલીન કરે છે તેમ તું આ કુકર્મવડે જે કુળમાં ઉત્પન્ન થયો છે તેને મલિન કરે છે." આ પ્રમાણે બોધ કર્યો છતાં પણ તેણે આવવાની ઇચ્છા ન કરી; ત્યારે "હવે હું ફરીથી નહીં આવું." એમ કહીને મેઘરથ ચાલ્યો ગયો; પછી મેઘરથે ચિરકાળ સુધી પિતાના રાજ્યનું પાલન કર્યું, અને સમય આવ્યો ત્યારે જાણે થાપણ રાખેલી પાછી આપે તેમ સર્વ રાજ્ય પુત્રને આપી દીધું. પછી તે બુદ્ધિરૂપી ધનવાળો મેઘરથ **સુસ્થિત** નામના મુનિ પાસે દીક્ષા લઇ તપસ્યા કરીને દેવ થયો.

આ પ્રમાણે બુદ્ધિમાન મેઘરથ સુખની પરંપરા પામ્યો અને જડ બુદ્ધિવાળો વિદ્યુન્માળી ભવસાગરમાં ભટક્યો; તેથી હે પ્રિયા ! હું ઉત્તમોત્તમ સુખમાં લંપટ હોવાથી વિદ્યુન્માળીની જેમ રાગાંધ નહીં થાઉં."

ત્યારપછી કનકસેના બોલી કે–"હે સ્વામિન્ ! મારું પણ કાંઇક વચન માનો, અને **શંખધમક**ની જેમ અતિશય આગ્રહ ન કરો. તેની કથા આ પ્રમાણે—

## શંખધમકની કથા.

**શાલિગ્રામ** નામના ગામમાં કોઇ એક ખેડુત રહેતો હતો. તે હમેશાં સાયંકાળથી આરંભીને પ્રાતઃકાળ પર્યંત પોતાના ક્ષેત્રનું રક્ષણ કરતો હતો. તેના ક્ષેત્રરૂપી સાગરમાં દૂર દૂરથી પણ પ્રાણીઓ ભક્ષણ કરવા આવતા હતા. તેમને માંચા પર ચડેલો તે શંખ ધમીને કાઢી મૂકતો હતો. એકદા કેટલાક ચોરો ગાયનું ધણ હરીને તેના ક્ષેત્ર પાસે આવ્યા, અને તેનો શંખનાદ સાંભળીને તેઓ વિચાર કરવા લાગ્યા કે–" અહો ! ધણને પાછું વાળવાને ઇચ્છતા આ ગામના લોકો આગળથીજ આવ્યા જણાય છે કે જેથી તેનો આ શંખધ્વનિ સંભળાય છે." એમ વિચારી તે ચોરો ગાયનું ધણ છોડીને પ્રાતઃકાળે વૃક્ષ પરથી ઉડેલા પક્ષીની જેમ દશે દિશાએ જતા રહ્યા. ભૂખ્યું થયેલું તે ગાયોનું ધણ ધીમે ધીમે ચરતું ચરતું સૂર્યોદયની વેળાએ તેના ક્ષેત્રની પાસે આવ્યું, એટલે તે ખેડુત ગાયોના ધણની સન્મુખ દોડ્યો, પણ તે ધણને મનુષ્ય રહિત જોઇ વિચારવા લાગ્યો કે–" ખરેખર મારા શંખનો શબ્દ સાંભળી ચોરો શંકા પામીને આ ગોધન તજીને ચાલ્યા ગયા જણાય છે; કેમકે પાપી માણસો સર્વત્ર શંકાવાળાજ હોય છે." એમ વિચારી તે ગોધનને ગામમાં લઇ જઇ ગામના લોકોને સોંપ્યું અને " આ મને દેવતાએ આપ્યું છે, તમે ગ્રહણ કરો." એમ લોકોને તેણે કહ્યું, તેથી ગામના લોકોએ તેને સાક્ષાત્ ગામના યક્ષની જેમ ગાયનો સ્વામી બનાવ્યો અને અત્યંત ભક્તિનું પાત્ર કર્યો; કારણ કે 'જે આપે તેજ દેવ.'

[1]લબ્ધપ્રસર એવો તે બીજે વરસે પણ દર રાત્રિએ ક્ષેત્રમાં જઈ તેજ પ્રમાણે શંખ વગાડવા લાગ્યો. એકદા તેજ ચોરો બીજા

૧ પ્રસિદ્ધિ પામેલો.

કોઈ ગામમાંથી ગોધનનું હરણ કરી મધ્ય રાત્રિએ તેના ક્ષેત્રની નજીક આવ્યા. તે વખતે શંખધમકનો ઉંચો શંખધ્વનિ સાંભળીને અત્યંત નિપુણતાનો આશ્રય કરી તેઓ પરસ્પર બોલવા લાગ્યા કે–"પહેલાં પણ આપણે આ પ્રદેશમાં અને આજ ક્ષેત્રમાં શંખધ્વનિ સાંભળ્યો હતો. અત્યારે પણ એજ ધ્વનિ સંભળાય છે; તેથી એમ જણાય છે કે પ્રાણીઓથી ક્ષેત્રનું રક્ષણ કરવા માટે આ ક્ષેત્રનો રક્ષક શંખ વગાડે છે. આપણે પહેલાં વ્યર્થ તેનાથી છેતરાયા હતા. આ પ્રમાણે નિશ્ચય કરી જાણે રૂની વાટ વણતા હોય તેમ હાથ ઘસતા, ગાયના આંચળને વાછરડાની જેમ દાંતવડે ઓષ્ઠને પીસતા, હાથી સુંઢને ઉંચી કરે તેમ લાકડીઓ ઉંચી કરીને દોડતા અને ક્ષેત્રની અંદરના ધાન્યને બળદોની જેમ ખુંદતા તે ચોરો શંખના ધ્વનિને અનુસારે ચાલ્યા. તેઓએ માંચા ઉપર ચડેલા તે શંખ વગાડનાર પુરૂષને જોયો, એટલે તેઓએ માંચાના લાકડા ખેંચી કાઢી તે માંચાનેજ પૃથ્વી પર પાડ્યો, એટલે શંખ વગાડનાર પણ નીચે પડ્યો. "આધાર વિના આધેય રહી શકતું નથી." પછી ધાન્યના મુંઢાની જેમ ચોરોએ તેના પર લાકડીઓનો પ્રહાર કરવા માંડ્યો; તે વખતે જાણે ભોજન કરતો હોય તેમ તેણે પોતાના મુખમાં પાંચે આંગળીઓ નાંખી; પછી તેઓએ તેના બે હાથ ભેગા કરી હાડકામાં ખુંચી જાય તેવા સખ્ત બંધનથી બાંધ્યો. તે વખતે ચોરોને નમવાની ઇચ્છાથી તેણે જાણે હાથ જોડ્યા હોય તેવો તે દેખાયો; પછી તેનું ગાય, બળદ વિગેરે સર્વ ધન તથા તેના શરીર પરનાં વસ્ત્રો પણ તે ચોરોએ લઇ લીધાં અને તે ક્ષેત્રપાળકને ક્ષેત્રપાળની જેવો નગ્ન કરી મૂક્યો; પછી તે શંખવાદકને ત્યાંજ પડતો મૂકી તે ચોરો જતા રહ્યા. પ્રાતઃકાળે ગોપાળોએ આવીને તેને પૂછ્યું ત્યારે તે બોલ્યો કે–"ધમવું ખરૂં, ધમવું ખરૂં, પણ અતિ ધમવું નહીં. અતિ ધમેલું શોભતું નથી. ધમવાથી જે યશ ઉપાર્જન કર્યો હતો તે અતિ ધમવાથી ગુમાવ્યો." તેવીજ રીતે હે નાથ! તમારે પણ અતિ કરવું યોગ્ય નથી, અને હે કઠીન હૃદયવાળા! અમારી

તે યુવાન કપિ સિંહની જેમ ક્રોધથી ઘુરઘુર શબ્દ કરતો તેના તરફ દોડ્યો. તેઓનાં અંગે અંગ પરસ્પર એવી રીતે મળી ગયાં કે તેઓ દુશ્મન છતાં ઘણે કાળે મળેલા મિત્રો હોય તેમ પરસ્પર એકરૂપ થઈ ગયા. પરસ્પર યુદ્ધ કરતા તે બન્ને એક બીજાના શરીરને દાંતના અગ્રભાગવડે ત્રડ ત્રડ તોડવા લાગ્યા અને નખોવડે ચટ ચટ કરવા લાગ્યા. પરસ્પર દંતક્ષત અને નખક્ષતથી ઉત્પન્ન થયેલા રૂધિરથી વ્યાપ્ત થયેલા તે બન્ને જાણે રાતા વસ્ત્ર પહેર્યાં હોય તેવા શોભવા લાગ્યા. ક્રીડા કરતા દ્યૂતકારની જેમ દ્વંદ્વયુદ્ધ કરતા તે બન્ને ક્ષણમાં બંધ અને ક્ષણમાં મોક્ષ કરતા હતા. છેવટ યુવાન કપિએ વૃદ્ધ કપિના હાડકાં મુષ્ટિના પ્રહારથી ભાંગી નાંખ્યાં, તેથી તે શિઘ્ર શિઘ્ર પાછો ફરી ધીમે ધીમે તેની સમીપ આવતો હતો; પછી પાછા હઠતા તે વૃદ્ધ વાનરને યુવાન વાનરે પથ્થરના પ્રહારથી હણ્યો, તેથી તેનું મસ્તક ફૂટી ગયું. પ્રહારની વેદનાથી વ્યાપ્ત થયેલો તે વૃદ્ધ યૂથપતિ નાસીને અત્યંત ખેંચીને મૂકેલા બાણની જેમ દૂર ગયો.

પ્રહારની વેદનાથી દીન થયેલા અને તૃષાથી આતુર થયેલા તેણે ફરતા ફરતા એક ઝરતા પર્વતમાં શિલારસ જોયો. તે શિલારસમાં જળની બુદ્ધિથી તે વાનરે મુખ નાંખ્યું, તે તેમાં ચોંટી ગયું, તેથી જાણે પૃથ્વીમાંથી તે બહાર નીકળ્યો હોય તેમ સ્થિર થઈ ગયો. પછી "હું મુખને ખેંચી લઉં" એમ વિચારી તે અલ્પબુદ્ધિવાળાએ પોતાના બન્ને હાથ તે શિલારસમાં નાખ્યા, એટલે તે પણ તેમાં ચોંટી ગયા. પછી તેણે પગ નાંખ્યા તે પણ મુખ અને હસ્તની જેમ ચોંટી ગયા અને પાંચે અંગે ખીલાઈ ગયો હોય તેમ તે તત્કાળ મૃત્યુ પામ્યો. જો કદાચ તે વાનરે હાથ પગ શિલારસમાં નાંખ્યા વિનાજ મુખ ખેંચ્યું હોત તો તે શિલારસમાંથી નીકળત એમાં કાંઈ સંશય નથી; પણ બુદ્ધિરહિત હોવાથી તે તેમ કરી શક્યો નહીં. આ દૃષ્ટાંત પ્રમાણે આ એક જિહ્વાઈંદ્રિયને વશ થયેલો મુગ્ધ પ્રાણી જો શિલારસમાં ચોંટી ગયો તો તે શિલારસ જેવી સ્ત્રીઓને વિષે પાંચે ઇંદ્રિયો

વડે જે અતિશય મગ્ન થાય તે પ્રાંતે અવશ્ય વિનાશ પામે તેમાં શું આશ્ચર્ય ? પરંતુ હું તેવો નથી.”

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિએ રચેલા પરિશિષ્ટ પર્વમાં સ્થવિરાવલીના ચરિત્રવાળા મહાકાવ્યને વિષે જંબૂસ્વામીનો વિવાહ, પ્રભવ ચોરનું આગમન, મધુબિંદુ પુરુષની કથા, કુબેરદત્તની કથા, મહેશ્વરદત્તની કથા, ખેડુતની કથા, કાગડાની કથા, વાનર વાનરીની કથા, અંગારકારકની કથા, નૂપુરપંડિતા અને શીયાળની કથા, વિદ્યુન્માળીની કથા, શંખધમકની કથા અને શિલાજતુ વાનરની કથાના વર્ણન નામનો બીજો સર્ગ સમાપ્ત થયો.

## સર્ગ ૩ જો.



ત્યાર પછી નભ:સેનાએ બે હાથ જોડી ઋષભદત્તના પુત્ર જંબૂકુમારને કહ્યું કે—“હે સ્વામિન્ ! તમે પેલી વૃદ્ધા સ્ત્રી જેવા ન થાઓ. તેની કથા આ પ્રમાણે—

### બુદ્ધિ ને સિદ્ધિની કથા.

કોઈ એક ગામમાં બુદ્ધિ અને સિદ્ધિ નામની બે વૃદ્ધાઓ પરસ્પર બહેનપણી અને અત્યંત દુ:સ્થિત હતી. તે ગામની બહાર ભોળક નામે પ્રભાવવાળો અને વાંછિત ધનને આપનાર યક્ષ હતો. દારિદ્ર્ય રૂપી વૃક્ષોની વાટિકા રૂપ બુદ્ધિ નામની સ્થવિરા હમેશાં તે યક્ષનું સમ્યક્ પ્રકારે આરાધન કરતી હતી. તે હમેશાં ત્રણ કાળ દેવગૃહને સાફ કરતી હતી અને તેને હમેશાં પૂજાપૂર્વક નૈવેદ્ય અર્પણ કરતી હતી. એકદા તુષ્ટમાન થયેલા યક્ષે તેને કહ્યું કે—“હું તને શું આપું ? કેમકે પૂજા કરેલો કપોત પક્ષી પણ તુષ્ટમાન થાય છે.” તે સ્થવિરા બોલી કે—“હે દેવ ! જો તમે મારા પર પ્રસન્ન થયા હો તો જેનાથી હું સુખ અને સંતોષપૂર્વક રહું તેટલું ધન મને આપો.” યક્ષે કહ્યું—“હે બુદ્ધિ સ્થવિરા !

તું સુખી થા. મારા ચરણના મૂળમાંથી તું હમેશાં એક એક સોનામહોર પામીશ."

ત્યારથી હમેશાં એક એક દીનારને પામતી તે સ્થવિરા પોતાના સ્વજનોથી અને ગામના લોકોથી પણ અધિક સમૃદ્ધિવાળી થઇ. જેણે દિવ્ય વસ્ત્રની સામગ્રી સ્વપ્નમાં પણ જોઈ નહોતી તે ક્ષણે ક્ષણે રાજાની રાણી જેવા નવાં નવાં વસ્ત્રો પહેરતી હતી; જેનો છાશનો મનોરથ પણ કદાપિ પૂર્ણ થતો નહોતો તેણીને ઘેર મોટા આંચળવાળી હજારો ગાયો દુઝતી હતી; જન્મથી આરંભીને જે ઘાસની જીર્ણ ઝુંપડીમાં રહેતી હતી તે ઓટલા અને ઝરૂખાવાળો મહેલ કરાવી તેમાં રહેતી હતી; જે પરગૃહમાં છાણુ વાશીદું કરીને જીવતી હતી, તેને થાંભલે લાગેલી પુતળીઓની જેમ દાસીઓ સેવતી હતી; જે પોતાના ભોજનની ચિંતાથી સદા દીન થતી હતી, તે યક્ષે આપેલી સંપત્તિવડે દીન જનોનો ઉદ્ધાર કરતી હતી. આવા પ્રકારની બુદ્ધિની સંપદા જોઈ સિદ્ધિને તેના પર મત્સર ભાવ ઉત્પન્ન થયો. તે વિચારવા લાગી કે—"આને આટલી બધી સંપત્તિ ક્યાંથી પ્રાપ્ત થઈ? ઠીક છે, હું એની સખી છું, અને વિશ્વાસનું ભાજન છું, તેથી ખુશામત કરીને એનેજ પૂછું." એમ વિચારી બુદ્ધિમાન સિદ્ધિ બુદ્ધિની સમીપે ગઈ. બુદ્ધિએ પોતાની પ્રિય સખી છે એમ જાણી તેણીનો અત્યંત સત્કાર કર્યો. પછી તેણીએ તેને પૂછ્યું કે—"હે ભગિની! આટલો બધો વૈભવ અચિંત્યો તને ક્યાંથી પ્રાપ્ત થયો? આ વૈભવે કરીને જાણે તને ચિંતામણિ પ્રાપ્ત થયો હોય તેમ અનુમાન થાય છે. શું તારા પર કોઈ રાજા પ્રસન્ન થયો છે? કે કોઇ દેવ તુષ્ટમાન થયો છે? કે કાંઇ નિધાન પ્રાપ્ત થયું છે? કે તેં સુવર્ણરસ સાધ્યો છે? હે સખી! તારી સંપત્તિએ કરીને હું પણ સંપત્તિવાળીજ છું, આજ મેં દારિદ્રયના દુઃખને જળાંજલી આપી છે, હું તે તુંજ છે અને તું તે હુંજ છું. પ્રીતિએ કરીને આપણા શરીરમાં પણ ભેદ નથી. આપણે પરસ્પર કાંઈ પણ ન કહીએ એવું પણ કાંઇ નથી, માટે આ ઋદ્ધિ તને ક્યાંથી પ્રાપ્ત

થઈ તે તું કહે." તેના ભાવને નહીં જાણતી બુદ્ધિએ જે પ્રકારે યક્ષની આરાધના કરી હતી અને જે પ્રકારે તેણે લક્ષ્મી આપી હતી એ સર્વ વાત યથાર્થ કહી બતાવી.

તે સાંભળી સિદ્ધિએ વિચાર કર્યો કે–"ઠીક, ઠીક, મને પણ લક્ષ્મી ઉપાર્જન કરવાનો ઉપાય નિર્વિઘ્ન મળી ગયો. હવે આનાથી પણ વિશેષ પ્રકારે હું યક્ષની આરાધના કરૂં કે જેથી મને તેના કરતાં વધારે સંપત્તિ પ્રાપ્ત થાય." ત્યારપછી બુદ્ધિએ દેખાડેલી દિશાએ ધનની સિદ્ધિને માટે સિદ્ધિ હમેશાં યક્ષની આરાધના કરવા લાગી. પ્રથમ ભક્તિથી વિવિધ પ્રકારની રચનાઓ કરીને યક્ષના દેરાના પગથીઆંની શ્રેણી ખડી અને ગેરૂવડે રંગી. કરવા લાયક ભક્તિના પ્રકારોને જાણે સ્વસ્તિ (કલ્યાણ) જેવાજ માનતી હોય તેમ તે હમેશાં યક્ષના આંગણાને સ્વસ્તિક (સાથીઆ) ની રેખાવડે શોભાવવા લાગી. હમેશાં તેની સેવા કરવાનો નિયમ ધારણ કરીને તે પોતેજ જળ લાવીને પોતેજ તેને સ્નાન કરાવવા લાગી. પોતેજ આણેલા બિલ્વ, કણવીરનાં પુષ્પો, તુલસી અને કુબ્જક (અઘેડો) વિગેરેવડે ત્રણ કાળ યક્ષની પૂજા કરવા લાગી. નિરંતર એકાસણું અને ઉપવાસાદિક કરવામાં તત્પર સિદ્ધિ યક્ષની આભિયોગિક વ્યંતરી હોય તેમ રાતદિવસ યક્ષાલયમાંજ રહેવા લાગી. આ પ્રમાણે અત્યંત ભક્તિથી આરાધેલા તે યક્ષે સિદ્ધિને કહ્યું કે–"હે મહા ભાગ્યવતી ! હું તારા પર તુષ્ટમાન થયો છું, તારી જે ઈચ્છા હોય તે માગ." તેણીએ અક્ષીણ સંપત્તિવાળા યક્ષની પાસે વિજ્ઞપ્તિ કરી કે–" તમે મારી સખીને જે આપ્યું છે તેથી બમણું મને આપો." તે સાંભળી ભોળક યક્ષ 'તને એ પ્રમાણે પ્રાપ્ત થશે' એમ કહી અદૃશ્ય થયો. સિદ્ધિ અનુક્રમે બુદ્ધિથી અધિક ઋદ્ધિવાળી થઇ.

બુદ્ધિએ તેણીને અધિક ઋદ્ધિવાળી જોઈ ફરીથી યક્ષની આરાધના કરી. ત્યારે યક્ષ તેણીને સિદ્ધિથી પણ બમણું ધન આપવા લાગ્યો. તેણીની સ્પર્ધાથી સિદ્ધિ પણ ફરીથી યક્ષની આરાધના કરવા લાગી. પછી જ્યારે યક્ષ પ્રસન્ન થયો ત્યારે તે

બુધ્ધિએ મનમાં વિચાર કર્યો કે-"આ પ્રસન્ન થયેલા યક્ષ પાસે હું જેટલા દ્રવ્યની પ્રાર્થના કરીશ, તેનાથી બમણું ધન બુદ્ધિ પણ તેનું આરાધન કરીને તેની પાસે માગશે, તેથી હું તેવું કાંઇક માગું કે જે બમણું માગવાથી બુદ્ધિને હાનિ કરનાર થાય અને તેમ થાય તોજ હું બુદ્ધિમાન્ કહેવાઉં." એમ વિચારીને તેણે યક્ષની પાસે માગ્યું કે-"મારી એક આંખ કાણી કર." ત્યારે યક્ષે 'એમ થાઓ' એ પ્રમાણે કહ્યું એટલે તે તત્કાળ કાણી થઇ, પછી 'યક્ષે સિદ્ધિને કાંઇક અધિક આપ્યું છે' એમ ધારી તેનાથી બમણું માગવાની ઇચ્છાથી બુદ્ધિએ ફરીથી યક્ષની આરાધના કરી. એટલે પ્રસન્ન થયેલા યક્ષની પાસે બુદ્ધિએ માગ્યું કે-"તમે સિદ્ધિને જે આપ્યું હોય તેનાથી બમણું મને આપો." તે સાંભળી "એમ થાઓ" એ પ્રમાણે કહી યક્ષ અદૃશ્ય થયો; તેથી બુદ્ધિ તત્કાળ બંને આંખે અંધ થઇ. 'દેવનું વચન અસત્ય થતું નથી.' આ પ્રમાણે બુદ્ધિ સ્થવિરા પ્રથમ સંપત્તિને પામી હતી, તેનાથી પણ તૃપ્ત ન થઈ અને લોભમાં તત્પર થવાથી પોતાનો નાશ કરનારી પોતેજ થઇ. માટે 'હે સ્વામી ! તમે પણ મનુષ્યની લક્ષ્મીને પામ્યા છતાં અધિક ઇચ્છો છો, તેથી તમને પણ વખતે અંધ સ્થવિરાની જેવું થશે."

તે સાંભળી જંબૂકુમારે કહ્યું કે-"હે મૂર્ખી ! હું જાતિવંત અશ્વની જેમ ઉન્માર્ગે જનાર નથી કે જેથી મને હાનિ થાય. તેની કથા સાંભળઃ—

## જાતિવંત અશ્વની કથા.

**વસંતપુર** નામના પત્તનમાં પ્રતાપવડે શત્રુને જીતનાર અને અદ્‌ભુત લક્ષ્મીવડે શોભતો **જિતશત્રુ** નામે રાજા હતો. તે રાજાને બુદ્ધિરૂપી ધનથી શોભતા પુરૂષોમાં શ્રેષ્ઠ **જિનદાસ** નામનો શ્રેષ્ઠી વિશ્વાસપાત્ર હતો. એકદા અશ્વોના પાળક વેપારીઓએ ત્યાં આવી રાજાને જાણે રેવંત અશ્વના પુત્રો હોય તેવા શુભ લક્ષણોવાળા અશ્વના કિશોરકો (વછેરાઓ) બતાવ્યા. તે વખતે રાજાએ અશ્વનાં લક્ષણ જાણવામાં નિપુણ પુરૂષોને આજ્ઞા આપી

કે–"આ સર્વમાં કયા કયા અશ્વો કેવાં કેવાં લક્ષણોવાળાં છે તે કહો." ત્યારે તે અશ્વપરીક્ષકોએ શાસ્ત્રમાં કહેલાં અશ્વનાં લક્ષણોવડે સંપૂર્ણ એવો એક અશ્વનો કિશોરક રાજાને બતાવ્યો અને કહ્યું કે–"આ એક કિશોરક તેના સ્વામીની લક્ષ્મીને પુષ્ટ કરનાર છે, કેમકે તેની ખરી ગોળ છે, જંઘા અને ખરી વચ્ચેની સંધિ ગુપ્ત છે, તેના જાનુ, જંઘા અને મુખ માંસ રહિત છે, તેની કંધરા ( ડોક ) સાંકડી અને ઉંચી છે, તેનો નિઃશ્વાસ કમળની જેવો સુગંધી છે, તેના રોમ સ્નિગ્ધ છે, તેનો સ્વર કોયલ જેવો છે, તેનાં નેત્રો મલ્લિકાના પુષ્પ જેવાં છે, તેના કાન નાના અને સ્તબ્ધ–સ્થિર છે, તેની કેશવાળી લાંબી છે, તેને પાંચ ઠેકાણે ભદ્રનું ચિન્હ છે, તેનો વંશ ( વાંસો ) ગુપ્ત છે, તે સ્કંધ વિગેરે સાત સ્થાને પૃથુ ( પહોળો ) છે, છાતી વિગેરે સ્થળોમાં રહેલા દશ આવર્તોવડે તે શોભતો છે, બુધ્નાવર્ત વિગેરે દુષ્ટ આવર્તોથી રહિત છે અને તેના દાંત સ્નિગ્ધ છે." રાજા પોતે પણ નિપુણ હતો, તેથી તે અશ્વને તેવોજ જાણી તેણે પોતે કેશર યુક્ત જળવડે આખે શરીરે તેની પૂજા કરી. ત્યારપછી રાજાએ પુષ્પપૂજા તથા વસ્ત્રપૂજા કરી, અને તેની લવણથી આરતી ઉતારવી વિગેરે ક્રિયા કરાવી.

પછી રાજાએ વિચાર્યું કે–"આ અશ્વનું રક્ષણ કરવા કોણ સમર્થ છે ? કારણ કે પ્રાયે કરીને પૃથ્વી પર જે જે રત્નો હોય છે તે તે ઘણા વિઘ્નવાળાં હોય છે." પછી રાજાને વિચાર કરતાં યાદ આવ્યું કે સર્વદા મારૂં વિશ્વાસનું સ્થાન અને મારે વિષે પ્રીતિવાળો તથા શ્રાવકના વ્રતવાળો જિનદાસ નામનો શ્રાવક છે, તે બુદ્ધિમાન્, સ્વામીપર ભક્તિવાળો અને પ્રમાદ રહિત છે, તેજ આવું રત્ન સોંપવાના પાત્રપણાને લાયક છે." એમ વિચારી જિનદાસને બોલાવી રાજાએ પ્રસાદ સહિત કહ્યું કે–"મારા આત્માની જેમ આ અશ્વના કિશોરનું તારે પોતે રક્ષણ કરવું." જિનદાસ 'આપની આજ્ઞા પ્રમાણ છે' એમ કહી સેવકોથી પરિવરેલા તે અશ્વને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં તે અશ્વકિશોરનું સ્થાન તેણે કોમળ વાળુકા નાંખીને ગંગાના કાંઠા જેવું સુખકારક કરાવ્યું

અને તે અશ્વને પોતેજ પત્રવાળું, રજ રહિત અને સ્વાદીષ્ટ લીલું ઘાસ ખવરાવવા લાગ્યો, તેમજ પોતેજ તે અશ્વને તેની લગામ પકડીને કાંકરા અને કાંટાથી રહીત રેતાળ પ્રદેશમાં ખેલાવવા લાગ્યો, સ્નાન કરવા લાયક, સુગંધી અને એક ઉભરો આવે તેટલા ઉષ્ણ કરેલા જળવડે તેને પોતેજ સ્નાન કરાવવા લાગ્યો અને પછી પોતે સ્નાન કરવા લાગ્યો. આ અશ્વ નીરોગી છે કે નહીં તેની પરીક્ષા કરવા માટે હમેશાં પોતેજ તેનાં નેત્રોની પાંપણુને ઉથલાવી ઉથલાવીને જોવા લાગ્યો. હમેશાં તેના પર પોતેજ આરૂઢ થઇ તેને સુખ ઉપજે તેમ પહેલી ધારાએ નચાવતો પાણી પાવા માટે સરોવરમાં લઇ જવા લાગ્યો.

સરોવર અને જિનદાસના ઘરની વચ્ચે એક મોટું જિનચૈત્ય હતું. તે સંસારસમુદ્રમાં દ્વીપની જેવું શોભતું હતું. તથા જ્યોતિષ્શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા નવાંશે કરીને સહિત હતું. ‘ અરિહંતની અવજ્ઞા ન થાઓ ’ એમ ધારી તે બુદ્ધિમાન હમેશાં જતાં આવતાં અશ્વપર બેઠો બેઠો પણ તે ચૈત્યને ત્રણ પ્રદક્ષિણા દેતો હતો, તથા દેવતત્ત્વને જાણુનાર તે અશ્વ પર આરૂઢ થયેલો જ જિનેશ્વરને વંદના કરતો હતો, પરંતુ ‘ આ અશ્વને પ્રમાદ ન થાઓ ’ એમ ધારી તેના પરથી ઉતરીને ચૈત્યમાં પ્રવેશ કરતો નહોતો. આ પ્રમાણે કરવાથી તે જિનદાસે તે અશ્વને એવી શિક્ષા આપી કે જેથી તે સરોવર ઘર અને ચૈત્ય સિવાય બીજે કોઇ ઠેકાણે જતો નહોતો. જેમ જેમ ધીમે ધીમે તે અશ્વકિશોરક વૃદ્ધિ પામવા લાગ્યો તેમ તેમ રાજાના ગૃહમાં સંપત્તિઓ પણ વૃદ્ધિ પામવા લાગી. તે અશ્વકિશોરના પ્રભાવથી તે રાજા સર્વ રાજાઓને આજ્ઞા આપવામાં ઇંદ્ર જેવો ઉત્કૃષ્ટ થયો.

તેના વિરોધી સર્વ રાજાઓએ એકદા આજ્ઞા પાળવાથી ઉદ્વિગ્ન થઇને વિચાર કર્યો કે-“જેના પ્રભાવથી આપણે સર્વ જીતાયા છીએ તે અશ્વનુંજ હરણ કરીએ અથવા તેને મારી નંખાવીએ.” પરંતુ તેમ કરવાને સર્વ રાજાઓ અશક્ત થયા, ત્યારે એક સામંત રાજાનો મંત્રી કે જે બુદ્ધિ સંબંધી ગર્વના પર્વત સમાન હતો

તે બોલ્યો કે-"હું કોઈ પણ ઉપાયથી તે અશ્વનું હરણ કરીશ. ઉપાયની પાસે શું દુષ્કર છે? ઉપાયની શક્તિ કેટલી છે તેનું પ્રમાણ (માપ)જ હોતું નથી." તે સાંભળી "ભલે એમ કર." એ પ્રમાણે સામંત રાજાએ તેને આજ્ઞા આપી. પછી તે બુદ્ધિનો નિધિ મંત્રી કપટથી શ્રાવક થઈને વસંતપુર પત્તન ગયો. ત્યાં તેણે ચૈત્યોને અને સંવેગી સાધુઓને નમી જિનદાસને ઘેર જઈ ગૃહ-ચૈત્યને વંદના કરી. પછી ધૂર્તપણાથી પોતાનું શ્રાવકપણું દેખાડતા તેણે જિનદાસને શ્રાવકના વંદનથી વંદન કર્યું; ત્યારે સાધર્મિકના વત્સલ એવા જિનદાસે ઉભા થઇ તેને વંદન કરીને પૂછયું કે-"મોટા આશયવાળા તમે ક્યાંથી આવ્યા છો?" કપટી શ્રાવક બોલ્યો કે-"હું સંસારથી વૈરાગ્ય પામ્યો છું, ચિરકાળથી પ્રવ્રજ્યા લેવા ઇચ્છું છું, ગૃહસ્થાશ્રમથી ઉભગ્યો છું. હે ધર્મબંધુ! નિષ્કપટપણે સર્વ તીર્થની યાત્રા કરીને પછી સદ્‌ગુરૂની પાસે સમર્થ પુરૂષોએ ગ્રહણ કરેલી દીક્ષા ગ્રહણ કરવા ધારૂં છું." જિનદાસે કહ્યું-"હે મહાત્મા! તમારૂં ભલે આવવું થયું. આજે તમે અહીં રહો જેથી સરખા શીળવાળા આપણ બન્નેને ધર્મગોષ્ટીનું સુખ પ્રાપ્ત થશે." તે સાંભળી તેણે તે અંગીકાર કર્યું, એટલે ધર્મીને દાન દેવામાં ચતુર જિનદાસે પોતાના બંધુની જેમ તે માયાશ્રાવકને પ્રીતિથી સ્નાન કરાવ્યું, સ્નાનના પ્રયત્નથી નિર્મળ કરેલા તેના મસ્તકના વાળને કસ્તુરીના રસથી શ્યામ કરાવ્યા; પછી તે મંત્રીના મસ્તક ઉપર ચિત્રના આળેખની જેવો પુષ્પની માળા સહિત વેણી-દંડ બંધાવ્યો, ચંદ્રજ્યોત્સ્ના જેવા ઉજ્વળ અને સુગંધી ઘણા ચંદનના અંગરાગવડે તેના અંગની પૂજા કરાવી. ધર્મબુદ્ધિવાળા તેણે અગરૂ, કર્પૂર અને કસ્તુરીવડે વાસિત કરેલાં શ્રેષ્ઠ વસ્ત્રો તે ધર્મ-બંધુને પહેરાવ્યાં, ત્યારપછી લેહ્ય, ચોષ્ય, પેય અને સ્વાદ્ય રસોઇ તેને નિમિત્તે તૈયાર કરાવી; અને હંસના વાળના કોમળ આસન પર બેસાડી વીંઝણાથી વીંઝાતા તેને વિવિધ વસ્તુઓવડે ભોજન કરાવ્યું. ભોજન કર્યા પછી મહાત્મા જિનદાસે તે દુરાત્મા કપટી શ્રાવક સાથે ધર્મકથા પ્રારંભી.

તે સમયે જિનદાસના એક સ્વજને આવી તેને કહ્યું કે-"હે બંધુ ! કાલે મારે ઘેર અમુક પુણ્યકાર્યને માટે તમારે આવવાનું છે; અને ત્યાં એક રાત્રિદિવસ તમારે રહેવાનું છે; કેમકે તમે પુણ્યકાર્યમાં કુશળ છો તેથી તમારા વિના તે પુણ્યકાર્ય થઈ શકે તેમ નથી." જિનદાસે તેનું આમંત્રણ સ્વીકારી તેને રજા આપી. પછી સરલ સ્વભાવવાળા તેણે તે માયાશ્રાવકને મનોહર વાણીવડે કહ્યું કે-" મારે કાલે અવશ્ય આ સ્વજનને ઘેર જવું પડશે; તેથી હું જાઉં ત્યારે તમારે તમારાજ ઘરની જેમ મારા ઘરની સંભાળ રાખવી." તે સાંભળી કપટશ્રાવકે સ્મિતપૂર્વક તેનું વચન અંગીકાર કર્યું. પછી જિનદાસ તે દુર્મતિ ઉપર વિશ્વાસ રાખી સ્વજનને ઘેર ગયો. તે દિવસે તે પુરમાં મોટો કૌમુદી ઉત્સવ હતો, તેથી પુરની સ્ત્રીઓ ઉલ્લાસપૂર્વક ગીત નૃત્ય કરતી હતી. રાત્રિએ સર્વ લોકો કૌમુદીના ઉત્સવમાં મગ્ન થયા હતા. તે વખતે લાગ જોઇને તે માયાશ્રાવક નિઃશંકપણે તે અશ્વને લઇ ચાલ્યો.અશ્વ પણ અર્હંતના ચૈત્યને ત્રણ પ્રદક્ષિણા દઇ વાર્યા છતાં પણ તેજ સરોવર ઉપર ગયો, બીજે ક્યાંઇ ગયો નહીં. પછી તેને સરોવરથી પાછો વાળ્યો, ત્યારે તે ફરીથી ચૈત્ય પાસેજ આવ્યો, અને ત્યાંથી ઘેર આવ્યો. બીજે કોઈ ઠેકાણે ગયો નહીં. પેલો દુષ્ટ મંત્રી અશ્વને કોઇ રીતે અન્યત્ર લઇ જઇ શક્યો નહીં, તેટલામાં પ્રાતઃકાળનો સમય થયો. તેથી તે દુષ્ટાત્મા ત્યાંથી નાસી ગયો. સૂર્યનો ઉદય થયો એટલે જિનદાસ પોતાના ઘર તરફ પાછો ફર્યો, માર્ગમાં આવતાં જિનદાસે લોકોના મુખથી સાંભળ્યું કે-"આજે આખી રાત્રિ તમારા અશ્વને કૌમુદી ઉત્સવમાં ફેરવ્યો છે." તે સાંભળી 'આ શું" એમ વિચારી ભયભ્રાંત થયેલો જિનદાસ શીઘ્રપણે ઘેર આવ્યો, અને તે અશ્વને થાકેલો, દુર્બળ તથા પરસેવાથી મલિન થયેલો જોયો. તેણે વિચાર્યું કે-" સારૂં થયું કે આ અશ્વ ચોરાઇ શકાણો નહીં. અરે ! ધર્મના મિષથી હું છેતરાયો." એમ વિચારી તે તત્કાળ હર્ષ અને વિષાદવડે વ્યાપ્ત થયો. ત્યારથી જિનદાસ તે અશ્વનું વિશેષે રક્ષણ કરવા લાગ્યો. તે અશ્વ ઉન્માર્ગે ન ગયો

તેથી અત્યંત પ્રિય થઈ પડ્યો. તે અશ્વની જેમ મને પણ કોઈ ઉન્માર્ગે લઈ જવા સમર્થ નથી. તેથી પરલોકમાં સુખ કરનાર માર્ગનો હું ત્યાગ કરીશ નહીં.

તે સાંભળી કનકશ્રી હાસ્ય સહિત અને પ્રેમથી મનોહર વચને બોલી કે-" હે સ્વામી ! [1]ગ્રામકુટના પુત્રની જેમ તમે જડ ન થાઓ. તેની કથા આ પ્રમાણે—

## ગ્રામકુટના પુત્રની કથા.

કોઈ એક ગામમાં ગ્રામકુટનો એક પુત્ર હતો. તેનો પિતા મરી ગયો હતો, તેથી તેની માતા અતિ દુઃખી હતી. એકદા રૂદન કરતી તેની માતાએ તેને કહ્યું કે-" તું ખરાબ મનુષ્યોનો અગ્રેસર છે, તેની પાસે બેસનારો છે, હમેશાં પારકી કથા વિના તું બીજું કાંઈ પણ કામ કરતો નથી. તારો ઉદ્યમી પિતા ઉદ્યમવડેજ આજીવિકા કરતો હતો; અને આરંભેલા કાર્યનો સર્વદા નિર્વાહ કરતો હતો, તું તો યુવાન છતાં કદાપિ ઉદ્યમ કરતો નથી, તો પછી આરંભેલા કાર્યનો નિર્વાહ કરવાની તો વાતજ શી કરવી ? તારી સરખી વયના માણસો પણ પોતાના ઉદ્યમથીજ આજીવિકા કરે છે, અને તું કામકાજ વિના પાદરના સાંઢની જેમ ભમતાં લાજતો પણ નથી ? મારી જાતમહેનતવડે આ તારૂં પેટ તું ભરે છે, અને તારૂં એક પેટ ભરાયું એટલે જાણે ખજાનો ભરાયો હોય તેમ તું માને છે." તે સાંભળી પુત્ર બોલ્યો કે-" હે માતા ! હવે હું નિરંકુશ નહીં થાઉં અને પૈસા કમાવાનો ઉદ્યમ કરીશ. વળી હે માતા ! ધન કમાવાને માટે કરેલા ઉદ્યમનો મારા પિતાની જેમ ખેદ પામ્યા વિના નિર્વાહ કરીશ."

એકદા તે ગામડીઆઓની સભામાં બેઠો હતો, તેના દેખતાં કોઈ કુંભારનો ગધેડો પગનું બંધન તોડાવીને નાઠો. તે કુદકા મારતા ગધેડાની પાછળ તે કુંભાર દોડ્યો, પરંતુ તે તેને પકડી શક્યો નહીં, ત્યારે તે બે હાથ ઉંચા કરી બોલ્યો કે-"હે ગામની સભામાં બેઠેલા સર્વ છોકરાઓ ! તમારામાં જે કોઈ બળવાન્

[1] ગામેતીનો.

હો તે મારા ગધેડાને પકડો. ” તે સાંભળી ગ્રામકુટનો પુત્ર તેની પાસેથી પૈસાનો લાભ થશે એમ વિચારી એકદમ દોડીને ડીંટને વિષે ફળની જેમ તે ગધેડાના પુચ્છને વળગી પડ્યો. લોકોએ તેને વાર્યો છતાં પણ તેણે ગધેડાને છોડ્યો નહીં, તેટલામાં તેના પગના ઘાતથી તેના દાંત પડી ગયા અને તે પૃથ્વીપર પડ્યો. અક્કલ વિનાના આગ્રહથી તે ઉલટો દુઃખી થયો. તેજ પ્રમાણે હે નાથ ! તમે પણ ગદ્ધાના પુંછની જેમ કદાગ્રહને છોડતા નથી, તેથી નથી જણાતું કે તમે કેવું ફળ પામશો ?

તે સાંભળી હાસ્યવડે અધરને ઉજ્વળ કરતા જંબૂકુમાર બોલ્યા કે–“ હું પોતાના કાર્યમાં ઘેલા થયેલા **સોલ્લકની** જેવો નથી કે જેથી મારે પસ્તાવું પડે. તેની કથા આ પ્રમાણે—

## સોલ્લકની કથા.

કોઇ એક ભુક્તિપાળને એક ઉત્તમ ઘોડી હતી. તેનું પુત્રીની જેમ તે પોતેજ લાલન પાલન કરતો હતો. અન્યદા એક **સોલ્લક** નામના અશ્વવિદ્યાને જાણનાર પુરૂષને નોકર રાખી તેની પાસે ઘી તેલ અને ચોખા વિગેરે ખવરાવવાવડે તે ઘોડીની સેવા કરાવવા લાગ્યો. પરંતુ તે સોલ્લક જે જે સ્વાદીષ્ટ ભોજન ઘોડીને માટે પામતો હતો, તેમાંથી તે ઘોડીને અલ્પજ આપતો હતો અને બાકીનું પોતે ખાઇ જતો હતો. ચિરકાળ સુધી આ પ્રમાણેની વંચનાએ કરીને તે સોલ્લકે તે ઘોડીના જીવ સાથે આભિયોગિક કર્મ ઉપાર્જન કર્યું. અનુક્રમે મરણ પામી વંચનના કર્મે કરીને ચિરકાળ સુધી તે તિર્યંચ ગતિમાં અરણ્યમાં મૂઢ પાંથ ભમે તેમ ભટક્યો.

ત્યારપછી ક્ષિતિપ્રતિષ્ઠ નામના નગરમાં **સોમદત્ત** બ્રાહ્મણની **સોમશ્રી** નામની ભાર્યાની કુક્ષિમાં તે સોલ્લકનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. ઘોડીનો જીવ પણ મરણ પામી ભવભ્રમણ કરી તેજ નગરમાં **કામપતાકા** નામની ગણિકાની પુત્રી થઈ. તે બ્રાહ્મણપુત્ર માતપિતાથી પોષણ પામી અનુક્રમે કણભિક્ષાનો આહાર કરી યુવાવસ્થા પામ્યો. ધાત્રીઓએ હારની જેમ હૃદયમાં ધારણ કરાતી ગણિકાપુત્રી પણ અનુક્રમે યુવાવસ્થા પામી.

શરીરને શોભાવનાર તેણીનું રૂપ અને યૌવન એ બન્નેનું પરસ્પર ભૂષ્ય અને ભૂષણપણું તુલ્યજ થયું. ગામના મહર્દ્ધિક યુવાનો પરસ્પરની સ્પર્ધાથી માલતી પુષ્પમાં ભ્રમરની જેમ તે વેશ્યાપુત્રીમાં અત્યંત આસક્ત થયા. પેલો બ્રાહ્મણપુત્ર નિર્ધન છતાં તેણીને વિષે અત્યંત આસક્ત થયો; તેથી કુતરાની જેમ તેના દ્વારનું સેવન કરવા લાગ્યો. 'ખરેખર! કામદેવ સર્વનો નાશ કરનાર છે.' મોટી સમૃદ્ધિવાળા રાજપુત્ર, મંત્રીપુત્ર અને શ્રેષ્ઠીપુત્રોની સાથે ક્રીડા કરતી તે વેશ્યા તેનો તિરસ્કાર કરતી હતી, તોપણ તે તેણીને જોવાથીજ જીવતો હતો. તે વેશ્યા તો તેને દ્રષ્ટિથી જોતી પણ નહોતી, કારણ કે ગુણકાઓનો એજ સ્વભાવ છે કે ધનવાળા ઉપર તેઓ પ્રીતી રાખે છે, નિર્ધન ઉપર પ્રીતિ રાખતી નથી. કામદેવના બાણથી વીંધાયેલો તે બ્રાહ્મણપુત્ર તેણીના સમીપપણાનો ત્યાગ કરવા સમર્થ નહોતો, તેથી તેણીનો ચાકર થઇને રહ્યો. તે તેણીના ખેતીકર્મને, સારથીપણાને, પાણી ભરવાના અને દળવાના કામને તથા બીજા કાર્યને પણ કરવા લાગ્યો. તેને કાંઇ પણ ન કરવા લાયક નહોતું. તેને ઘરમાંથી બહાર કાઢી મૂકે તોપણ તે તેણીના ઘરની બહાર નીકળતો નહોતો અને તૃષા, ક્ષુધા, તિરસ્કાર તથા તાડનાદિકને પણ સહન કરતો હતો.

આ બ્રાહ્મણપુત્રની જેમ હે સ્ત્રીઓ! હું ઘોડી સમાન તમારે વિષે આભિયોગિક કર્મને ઉપાર્જન નહીં કરૂં કે જેથી મારે તિરસ્કારાદિ સહન કરવા પડે, માટે તમારી યુક્તિવાળી કલ્પનાથી સર્યું.

ત્યારપછી કમલવતી બોલી કે—" કમળ સરખા મુખવાળા હે નાથ ! માસાહસ નામના પક્ષીની જેમ તમે સાહસિક ન થાઓ. તેની કથા આ પ્રમાણે—

## માસાહસ પક્ષીની કથા.

દુર્ભિક્ષથી પીડા પામેલો કોઇ પુરૂષ પોતાના કુટુંબને તજીને મોટા સાર્થની સાથે દેશાંતર ચાલ્યો. અનુક્રમે તે સાર્થ કોઇ મોટા અરણ્યમાં પેઠો. ત્યાં તૃણ કાષ્ટ લાવવામાટે તે એકલોજ નીકળ્યો. તે વખતે વનની ઝાડીમાં કોઇ એક પક્ષી સુતેલા સિંહના મુખમાંથી

દાંતમાં વળગેલા માંસના કકડાઓ લઇને વૃક્ષપર ચડી જતો જોયો. વળી તે માંસ ખાનાર પક્ષી 'મા સાહસ' 'સાહસ ન કરવું' એમ વારંવાર બોલતો હતો. તે જોઈ આશ્ચર્ય પામેલા તે પુરૂષે તેને કહ્યું કે—"હે પક્ષી! **મા સાહસ** એમ તું બોલે છે અને વાઘના મુખમાંથી માંસ લઇને તું ખાય છે, માટે તું મૂર્ખ જણાય છે; કારણ કે જેવું તું બોલે છે તેવું તું આચરણ કરતો નથી."

આ દષ્ટાંત પ્રમાણે હે નાથ! સાક્ષાત પ્રાપ્ત થયેલા સંસારસુખને તજીને તમે અદશ્ય સુખની ઇચ્છાથી તપ કરવા ઇચ્છો છો, તેથી તમે મા સાહસ પક્ષી જેવા જણાઓ છો."

તે સાંભળી જંબૂકુમાર હસીને બોલ્યા કે—"હું તેવી તમારી વાણીમાં મોહ પામું તેમ નથી, કારણકે હું ત્રણ મિત્રોની કથા જાણું છું, તેથી હું મારા સ્વાર્થથી ભ્રષ્ટ નહી થાઉં, એમ ચોકસ સમજશો. તે ત્રણ મિત્રની કથા આ પ્રમાણે—

## ત્રણ મિત્રની કથા.

**ક્ષિતિપ્રતિષ્ઠ** નામના નગરમાં **જિતશત્રુ** નામે રાજા હતો. તેનો પુરોહિત **સોમદત્ત** સર્વ કાર્યમાં અધિકારી હતો. તેને એક **સહમિત્ર** નામે મિત્ર હતો, તે સર્વત્ર સાથેજ રહેવાથી ખાવા પીવાં વિગેરે કાર્યમાં તેની સાથે એકયતાને પામેલો હતો. તે પુરોહિતને બીજો **પર્વમિત્ર** નામે મિત્ર હતો. તેનું તે ઉત્સવ આવે ત્યારેજ સન્માન કરતો હતો; તે સિવાય સન્માન કરતો નહોતો. તથા તે પુરોહિતને **પ્રણામમિત્ર** નામનો ત્રીજો મિત્ર હતો; તેનું જ્યારે માર્ગમાં દર્શન થાય ત્યારે તેની સાથે માત્ર વાર્તાલાપજ કરતો. એટલોજ તેની સાથે સંબંધ હતો.

એકદા તે પુરોહિત કાંઇક રાજાના અપરાધમાં આવ્યો, તેથી ઉગ્ર શાસનવાળા રાજાએ કોપથી તેનો નિગ્રહ કરવાની ઇચ્છા કરી. રાજાનો અભિપ્રાય જાણી રાત્રિને વિષેજ તે પુરોહિત દીનતાને પામી સહમિત્ર નામના મિત્રને ઘેર ગયો અને કહ્યું કે—"મારી ઉપર રાજા આજે ક્રોધ પામ્યો છે. તેથી હે મિત્ર! તારે ઘેર રહીને હું મારી આ અશુભ દશાના થોડા દિવસો નિર્ગમન કરૂં. હે મિત્ર!

આપત્તિકાળ પ્રાપ્ત થાય ત્યારેજ મિત્રની પરિક્ષા થાય છે, તેથી તું મને તારા ઘરમાં ગુપ્ત રીતે રાખી આપણી મિત્રાઈને કૃતાર્થ કર." તે સાંભળી સહમિત્ર બોલ્યો કે-" અત્યારે હવે આપણી મૈત્રી નથી. કેમકે જ્યાં સુધી તને રાજાનો ભય ન હોય ત્યાં સુધીજ આપણી મૈત્રી છે. તું રાજાનો ગુન્હેગાર થયો છે તેથી જો તું મારે ઘેર રહે તો હું પણ આપત્તિમાં આવું, માટે બળતા ઘેટાને પોતાના ઘરમાં કોણ દાખલ કરે? તારા એક માટે થઈને હું સમગ્ર કુટુંબ સહિત મારા આત્માને અનર્થમાં નહિ પાડું, માટે તું અન્યત્ર ચાલ્યો જા. તારૂં કલ્યાણ થાઓ."

આ પ્રમાણે સહમિત્રથી અપમાન પામેલો સોમદત્ત શીઘ્રપણે પર્વમિત્ર નામના બીજા મિત્રને ઘેર ગયો. તે બ્રાહ્મણે તે પર્વમિત્રનો આશ્રય કરવાની ઇચ્છાથી તેને રાજાની અપ્રસન્નતાનો વૃત્તાંત જણાવ્યો. તે સાંભળી પર્વમિત્રે પણ તેની પર્વમૈત્રીને અનૃણ કરવાની ઈચ્છાથી મોટા આદરપૂર્વક તેને કહ્યું કે "હે મિત્ર! અનેક પર્વોમાં અનેક પ્રકારના મધુર વચનાદિક સ્નેહના પ્રકારોવડે મારા પ્રાણો પણ તેં ખરીદ્યા છે. હે ભાઇ! જો હું તારા દુઃખનો ભાગી ન થાઉં તો કુળવાન્ એવા મારૂં કુલીનપણું નષ્ટ થયું સમજવું; વળી તારી પ્રીતિને વશ થયેલો હું મારા પોતાના અનર્થને પણ સહન કરૂં. પરંતુ મારૂં કુટુંબ પણ અનર્થને પામે તે મને દુઃસહ છે. હે મિત્ર! મારૂં કુટુંબ મને વહાલું છે અને તું પણ મને વહાલો છે, માટે મારૂં ચિત્ત બે પ્રકારનું થયું છે, તેથી હું શું કરૂં? એક તરફ વાઘ અને બીજી તરફ નદી. એ ન્યાય પ્રમાણે થયું છે. હું હાલમાં ઘણા બાળકોએ કરીને કીડા સહિત ખાખરાના વૃક્ષ જેવો છું, તો તે બાળકો ઉપર તું દયા કર અને બીજે ઠેકાણે જા. તારૂં કલ્યાણ થાઓ." આ પ્રમાણે તેણે સત્કાર કરીને પણ તે પુરોહિતનો નિષેધ કર્યો, તેથી તે તેને ઘેરથી પણ બહાર નીકળ્યો. " દૈવ વિપરીત હોય ત્યારે પુત્ર પણ વિપરીત થાય છે." ચૌટા સુધી પર્વમિત્ર તેને વળાવીને પાછો ગયો.

પછી પુરોહિતે પોતાના દુઃખસાગરનો નિરોધ દુષ્કર જાણી

વિચાર્યું કે–"મેં જે બે મિત્રો ઉપર ઉપકાર કર્યો હતો તેનું તો આ પરિણામ આવ્યું, હવે હું દીન થયેલો કોનું શરણ કરૂં ? હવે માત્ર ત્રીજો મિત્ર પ્રણામમિત્ર છે, તેની પાસે જાઉં, ત્યાં પણ કાંઇ આશા તો નથી. કારણ કે તેની સાથે તો માત્ર વાણીથીજ પ્રીતિ છે. અથવા તો સંકલ્પ વિકલ્પ કરવાથી સર્યું. તે પણ મારો કાંઇક હિતકર છે, માટે તેને પણ જોઉં તો ખરો; કારણ કે કદાચ કોઇને કોઈ પણ ઉપકાર કરનાર મળી આવે છે." એમ વિચારી તે પ્રણામમિત્ર નામના ત્રીજા મિત્રને ઘેર ગયો. તેને આવતો જોઇને તરતજ તે બે હાથ જોડી ઉભો થયો, અને બોલ્યો કે–"હે મિત્ર ! તમે ભલે આવ્યા. તમારી આવી અવસ્થા કેમ થઇ ! મારૂં જે કામ હોય તે કહો, હું તે કરીશ." ત્યારે પુરોહિતે રાજાનું વૃત્તાંત કહીને તેને કહ્યું કે–"હે મિત્ર ! આ રાજાની સીમાનો હું ત્યાગ કરવા ઇચ્છું છું, તે બાબતમાં મને સહાય કરો." તે બોલ્યો કે–"હે મિત્ર ! તમારા પ્રીતિવાળા વચનોથી હું તમારો દેવાદાર થયો છું, તેથી હમણાં તમને સહાય કરીને હું તમારો અનૃણી થઇશ. તમે ભય પામશો નહીં. હું તમારૂં રક્ષણ કરનારો છું તેથી મારા જીવતાં તમારૂં રૂંવાડું પણ વાંકું કરવાને કોઇ પણ સમર્થ નથી." એમ કહીને તે પ્રણામમિત્રે પોતાના પૃષ્ટ ઉપર (બે ખભા ઉપર) બાણના બે ભાથાં ચડાવ્યાં અને ધનુષને પ્રત્યંચા સહિત કરી હાથમાં લીધું; પછી નિઃશંક થઇને તેણે તે પુરોહિતને આગળ કર્યો. એટલે પુરોહિત તેની સાથે વાંછિતસ્થાને ગયો, અને ત્યાં શંકા રહિત રહી સુખનો અનુભવ કરવા લાગ્યો.

આ કથાનો ઉપનય (ભાવાર્થ) આ પ્રમાણે છે. સોમદત્ત તુલ્ય સંસારી જીવ જાણવો અને સહમિત્ર તુલ્ય શરીર જાણવું. આ શરીરનો જીવે નિરંતર સત્કાર કર્યો છે તોપણ જ્યારે કર્મરાજા મરણરૂપી આપત્તિ આપવા તૈયાર થાય છે ત્યારે આ શરીર જીવની સાથે એક ડગલું પણ જતું નથી. પર્વમિત્રની જેવા સર્વે સ્વજન અને બંધુઓ જાણવા. તેઓ સર્વે સ્મશાનરૂપી ચોટા સુધી તેની પાછળ જઇને પાછા વળે છે અને પ્રણામમિત્રની જેવો ધર્મ

ખરેખર સુખનું કારણ છે, કે જે પરલોકમાં જતા જીવની સાથેજ જાય છે. તેથી હે શ્રેષ્ઠ મનવાળી સ્ત્રીઓ ! હું આ લોકસંબંધી સુખના સ્વાદમાં મૂઢ થઇને પરલોકનું સુખ કરનાર ધર્મની જરા પણ ઉપેક્ષા નહીંજ કરૂં.

ત્યાર પછી જયશ્રી બોલી કે-"હે નાથ ! તમે સુખને નચાવનારી બુદ્ધિના નિધાન છો તેથી ખોટા ખોટા કથાનકોવડે **નાગશ્રીની** જેમ અત્યંત મોહ પમાડો છો. તે નાગશ્રીની કથા આ પ્રમાણે—

**રમણીય** નામના નગરમાં **કથાપ્રિય** નામે રાજા હતો. તે હમેશાં વારા પ્રમાણે પુરજનો પાસે નવી નવી કથા કહેવરાવતો હતો. તે નગરમાં એક દારિદ્ર્યથી પરાભવ પામેલો વિપ્ર હતો, તે આખો દિવસ ભમી ભમીને દાણાની ભિક્ષા માગી આજીવિકા કરતો હતો. એકદા નિરક્ષરો (મૂર્ખો)ના શિરોમણિ તે બ્રાહ્મણનો કથા કહેવાનો વારો આવ્યો, એટલે તે ચિત્તમાં વિચારવા લાગ્યો કે-"આ મારી જિવ્હા જાણે સંનિપાતવાળી હોય તેમ હમેશાં મારૂં પોતાનું નામ બોલતાં પણ સ્ખલના પામે છે, તો પછી કથા કહેવામાં સ્ખલના પામે તેમાં તો કહેવુંજ શું ? અને 'મને કથા કહેતાં આવડતી નથી' એમ જો બોલું તો મને કારાગૃહમાં લઈ જાય તેમ છે તેથી મારી શી ગતિ થશે ?" આ પ્રમાણે ચિંતા કરવાથી ગ્લાનિ પામેલા મુખવાળા તેને જોઈ તેની એક પુત્રી કે જે કુમારી હતી તેણીએ પૂછ્યું કે-"હે પિતા ! તમે શી ચિંતા કરો છો ?" ત્યારે તેણે ચિંતાનું કારણ કહ્યું. તે સાંભળી પુત્રી બોલી કે-"હે તાત ! તમે ચિંતાની શ્રેણિને ભજનારા ન થાઓ. તમારે બદલે હું જઇને કથા કહીશ." એમ કહી સ્નાન કરી શ્વેત વસ્ત્ર પહેરી રાજા પાસે જઇ તેને 'જય પામો' એવી આશીષ આપી તેણીએ કહ્યું કે-"હે રાજા ! કથા સાંભળો." રાજા પણ તેણીના તેવા પ્રકારના નિડરપણાથી વિસ્મય પામ્યો અને ગીતને સાંભળવા મૃગ ઉત્સુક થાય તેમ તેની કથા સાંભળવા ઉત્સુક થયો. તેણીએ કથા કહેવી શરૂ કરી કે—

આજ નગરમાં **નાગશર્મા** નામનો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ

છે, તે માત્ર કણની ભિક્ષા માગીનેજ આજીવિકા કરે છે. તેને **સોમશ્રી** નામની ભાર્યા છે, અને તેણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલી હું **નાગશ્રી** નામની તેની પુત્રી હાલમાં યુવાવસ્થા પામેલી છું. મારા માબાપે મને એક **ચટ્ટ** નામના બ્રાહ્મણપુત્રને આપી. કારણ કે 'સ્ત્રીઓને સંપત્તિને અનુસારેજ વર મળે છે.' એકદા વિવાહ સંબંધી કોઈ કારણને લીધે મારા માતપિતા મને એકલીને ઘેર મૂકી ગ્રામાંતરમાં ગયા. જે દિવસે મારા માબાપ ગ્રામાંતર ગયા તેજ દિવસે તે ચટ્ટ વિપ્ર મારે ઘેર આવ્યો; તે વખતે મારા માબાપ હાજર નહીં છતાં મેં અમારી સંપત્તિને અનુસારે તેનું સ્નાન, ભોજન વિગેરેથી ઉચિતપણું કર્યું; પછી જ્યારે સાંજ પડી ત્યારે અમારા ઘરનું સર્વસ્વ કે જે એકજ ખાટલો પાથરવાનો હતો તે મેં તેને સુવા માટે આપ્યો. ત્યારપછી મેં વિચાર કર્યો કે– 'ખાટલો તો મેં આને આપ્યો અને ઘરમાં ચોતરફ સર્પ ફર્યા કરે છે, તો હું શી રીતે ઘરમાં પૃથ્વી પર શયન કરૂં? તેથી કરીને પૃથ્વી પર સુતાં તો મને બીક લાગે છે માટે આને આપેલા ખાટલા પર હું પણ સુઇ જાઉં. ગાઢ અંધકાર વાળી રાત્રિમાં મને કોઈ દેખશે નહીં.' એમ વિચારી ને હું નિર્વિકાર ચિત્ત તેમાંજ સુતી, પરંતુ મારા અંગના સ્પર્શથી તે અત્યંત કામાતુર થયો. તે વખતે લજ્જાથી, ક્ષોભ પામવાથી અને વિષયને રૂંધવાથી તેને શૂળ ઉત્પન્ન થયું અને તે રોગથી તે તત્કાળ મરણ પામ્યો. તેને મરેલો જોઇ ભય પામેલી મેં વિચાર કર્યો કે–'મારા પાપીણીના દોષથી આ બ્રાહ્મણ મરણ પામ્યો. અત્યારે આ વાત હું કોને કહું? આનો શો ઉપાય કરૂં? વળી હું એકલી શું કરૂં? અને શી રીતે આને ઘરમાંથી બહાર કાઢું?' એમ વિચારી છેવટ ઉપાયનો નિશ્ચય કરી મેં કોળાની જેમ તેના શરીરના કકડે કકડા કર્યા. અને ત્યાંજ ખાડો ખોદીને નિધાનની જેમ તેને મેં દાટી દીધો. પછી તે ખાડો પૂરી તેને સરખો કરી ઉપર સાફ કરીને મેં ગાર કરી કે જેથી તેને કોઈ પણ જાણી શકે નહીં. પછી મેં તે સ્થાન પુષ્પ, ગંધ અને ધૂપ વડે વાસિત કર્યું. ત્યારપછી આજે મારા

માબાપ ગ્રામાંતરથી ઘેર આવ્યા છે. ”

આ પ્રમાણે સાંભળી રાજાએ તેને પૂછ્યું કે-“હે કુમારી ! તેં જે આ વૃત્તાંત કહ્યો તે સર્વ શું સત્ય છે ?” ત્યારે તે બોલી કે-“ હે રાજા ! તમે હમેશાં જે જે કથાઓ સાંભળો છો તે સર્વ જો સત્ય હોય તો આ કથા પણ સમગ્ર સત્ય જાણવી.” આ પ્રમાણે તે નાગશ્રીએ જેમ ખોટી કથા કહીને રાજાને વિસ્મય પમાડ્યો તેમ હે નાથ ! તમે પણ કલ્પિત કથાઓ કહીને અમને વિસ્મય પમાડી છેતરો છો.”

તે સાંભળી જંબૂકુમારે કહ્યું કે-“હે પ્રિયાઓ ! હું લલિતાંગની જેવો વિષયમાં લુબ્ધ નથી કે જેથી તમારી વાતોથી તમારામાં લુબ્ધ થાઉં. તેની કથા આ પ્રમાણે—

**વસંતપુર** નામના નગરમાં **શતાયુધ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તે આજ્ઞામાં ઇન્દ્ર જેવો, વિભૂતિનાં સ્થાનરૂપ અને રૂપવડે કામદેવ જેવો હતો. તેને દેવીના જેવી લલિત (સુંદર) આકૃતિવાળી **લલિતા** નામની રાણી હતી. તે સમગ્ર કળાઓનું અદ્વિતીય વિશ્રામસ્થાન હતી. તે એકદા પોતાની દૃષ્ટિને આનંદ આપવા માટે ગવાક્ષમાં બેઠી બેઠી માર્ગમાં જતા લોકોને જોવા લાગી. તેવામાં તેણીએ માર્ગમાં જતા એક યુવાન પુરૂષને જોયો. તે પુરૂષ દેદીપ્યમાન અને મનોહર ધમ્મિલ્લવડે[૧] જાણે બે મસ્તકવાળો હોય તેવો દેખાતો હતો, તેના દાઢી મુછના વાળમાં કસ્તુરીનો પંક લગાડ્યો હતો તેથી તે મદવાળા હાથી જેવો દેખાતો હતો, વૃષભના સ્કંધ જેવો તેનો સ્કંધ હતો, તેની છાતી પહોળી હતી, તેના હાથ પગ કમળ જેવા કોમળ હતા, તેણે કંઠમાં હાથમાં અને પગમાં જાત્ય સુવર્ણનાં આભૂષણો ધારણ કર્યાં હતાં, કર્પૂરમિશ્ર તાંબુલ ખાધેલું હોવાથી તેના મુખની સુગંધ વૃદ્ધિ પામતી હતી, કામદેવની જયપતાકા જેવું તેનું કપાળ તિલકવડે શોભતું હતું, અંગરાગના મીષથી જાણે મૂર્તિમાન્ લાવણ્યને ધારણ કરતો હોય તેવો તે મનોહર લાગતો હતો, ધૂપ દીધેલા વસ્ત્રોના

૧ મસ્તકના કેશનો સમૂહ, ચોટલો.

સુગંધવડે તેણે માર્ગને ચોતરફથી વ્યાપ્ત કર્યો હતો અને શરીરની શોભાવડે જાણે લક્ષ્મી દેવીનો બીજો પુત્ર (કામદેવ) હોય તેવો તે શોભતો હતો. તેનું રૂપ જોવાથી ઉન્મત્ત લોચનવાળી તે સુલોચના[1] તન્મય થઈને સ્તંભ ઉપર રહેલી પુતળી જેવી સ્થિર થઈ ગઇ.

પછી તે વિચારવા લાગી કે-"જો આ પુરૂષને પરસ્પરની બાહુલતાના બંધનથી મનોહર રીતે આલિંગન કરાય તો મારો સ્ત્રીજન્મ સફળ થાય. જો હું પક્ષિણી હોત તો હું પોતેજ દૂતી થઇને એકદમ ઉડી તેની પાસે જઈ તે મનોહર પુરૂષની સેવા કરત." આ પ્રમાણે ચિત્તમાં વિચાર કરતી તેણીને જોઇ પાસે રહેલી તેની ચતુર દાસીએ વિચાર્યું કે-"ખરેખર, આ યુવાન ઉપર સ્વામિનીની દૃષ્ટિ અત્યંત મોહ પામી છે." એમ વિચારી તે બોલી કે-"હે સ્વામિની! આ યુવાન પુરૂષને વિષે તમારૂં મન આસક્ત થયું છે, તેમાં કાંઈ આશ્ચર્ય નથી, કેમકે ચંદ્ર કોનાં લોચનને આનંદ ન આપે?" તે સાંભળી લલિતા રાણી બોલી કે-"હે બુદ્ધિશાળી! તું ચતુર છે તેથી મારો અભિપ્રાય જાણી ગઈ છું, માટે સાંભળ, જો હું આ મનોહર પુરૂષ સાથે ક્રીડા કરીશ તોજ જીવી શકીશ. માટે આ કોણ છે? તે તું મને જણાવ અને તું એવું કર કે જેથી તેની સાથે મારો સંગમ કરાવીને મારા શરીરને તું શાંત કરી શકે." તરતજ તે દાસી જઇને તેને ઓળખી શીઘ્ર પાછી આવી અને ધૈર્યરૂપી નાટકની મોટી નટી સમાન તેણીએ રાણીને વિજ્ઞપ્તિ કરી કે-"તે પુરૂષ આ નગરમાંજ રહે છે, તેનું નામ લલિતાંગ છે. સમુદ્રપ્રિય નામના સાર્થવાહનો તે પુત્ર છે. તે સૌભાગ્યવડે કામદેવ જેવો, બહોંતેર કળાનો નિધિ, કુલીન અને યુવાન છે. હે સ્વામિની! તમારૂં મન તેના પર ચોટયું તે યોગ્યજ છે. તેની આકૃતિને અનુસારે તેના ગુણોનો પણ તમે નિશ્ચય કરી લેજો. "જ્યાં આકૃતિ હોય ત્યાં ગુણો હોય છે." એમ લોકમાં પણ કહેવાય છે. તમે જેમ સર્વ સ્ત્રીઓમાં ગુણવાળાં છો તેજ પ્રમાણે તે પુરૂષોમાં ગુણી છે, માટે મને

૧ સુંદર લોચનવાળી.

આજ્ઞા આપો તો હું તમારા બન્નેનો સંયોગ કરી આપું.” તે સાંભળી રાણીએ “જા, તેમ કર.” એ પ્રમાણે કહી તેણીના હાથમાં તે કાર્ય સોંપ્યું, અને પ્રેમરૂપી અંકુરાને વિકસ્વર કરવામાં મેઘનાં જળ સમાન એક શ્લોકવાળો લેખ તેણીને આપ્યો.

તરતજ દૂતીનું કાર્ય કરવામાં અતિ નિપુણતાવાળી તે દાસી લલિતાંગ પાસે ગઇ, અને તેને લલિતાનો સંદેશો કહ્યો. પછી મનોહર વચનવડે લલિતાંગને તેણીની સાથે ક્રીડા કરવાની ઈચ્છામાં પ્રવર્તાવી તેણીએ તેનું મન પ્રસન્ન કરવા માટે પેલા શ્લોકવાળો લેખ આપ્યો. તરતજ પ્રફુલ્લિત થયેલા કદંબ વૃક્ષની જેમ તે રોમાંચિત થયો અને પ્રેમને જણાવનારો તે લેખ વાંચવા લાગ્યો. તે શ્લોકનો અર્થ આ પ્રમાણે હતો—“હે સુંદર ! જ્યારથી મેં તમને જોયા છે ત્યારથી રાંકડી જેવી હું સર્વ વિશ્વ તમારામયજ જોઉં છું, માટે સમાગમવડે મારા પર અનુગ્રહ કરો.” આ પ્રમાણેનો લેખ વાંચીને તે બોલ્યો કે—“હે ચતુર દાસી ! અંતઃપુરમાં વસનારી તે રાણી ક્યાં ? અને એક વણિક માત્ર હું ક્યાં ? રાજાની રાણી સાથે હું ક્રીડા કરૂં એ વાત હૃદયમાં ધારી શકાય તેવીજ નથી, કદાચ ધારી શકાય તો કહી શકાય તેવી નથી. જો પૃથ્વી પર રહેલો માણસ ચંદ્રકળાનો સ્પર્શ કરી શકે તો રાજાની રાણી પણ અન્ય પુરૂષના સંભોગનો વિષય થઇ શકે.” તે સાંભળી દાસી બોલી કે—“જેને કોઇ પણ સહાયક ન હોય તેને સર્વ કાર્ય દુષ્કર છે, પરંતુ તમને તો હું સહાયકારક છું, તેથી હે સુંદર ! તમે તેવી ચિંતા ન કરો. મારી બુદ્ધિથી તમને કોઇ પણ ન જાણે તેમ અંતઃપુરને વિષે પણ તમે પુષ્પમાં રહ્યા હો તેમ રહી શકશો, માટે ભય ન રાખો.” તે સાંભળી લલિતાંગ બોલ્યો કે—“ઠીક, ત્યારે મને સમય હોય ત્યારે બોલાવજે.”

દાસીએ શીઘ્રપણે જઇ તે વૃત્તાંત રાણીને કહ્યો. તે સાંભળી તે હર્ષથી ઉલ્લાસ પામી. પછી તે લલિતા તેના સંગમનોજ વિચાર કરવા લાગી. તેવામાં તે નગરમાં મનોહર કૌમુદીનો ઉત્સવ આવ્યો. તે વખતે પ્રશસ્ય ધાન્યના ખેતરોવાળી અને દૂધની જેવા

ઉજ્વળ સરોવરના પાણીવાળી નગરની બાહ્ય ભૂમિ ઉપર રાજા અશ્વ ખેલાવવાની ક્રીડા કરવા ગયો; તેથી તે વખતે રાજમહેલ ચોતરફથી મનુષ્ય રહિત થયો, એટલે લલિતાએ તેજ દાસીદ્વારા લલિતાંગને બોલાવ્યો. તે વખતે તે દાસીએ રાણીના વિનોદને ઉદ્દેશીને નવી યક્ષની પ્રતિમાના મિષથી તે પુરૂષનો અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો. લલિતા અને લલિતાંગ એ બન્નેનો ચિરકાળે સંયોગ થયો તેથી લતા અને વૃક્ષની જેમ તે બન્નેએ પરસ્પર ગાઢ આલિંગન કર્યું. અનુમાન વિગેરે કરવામાં નિપુણતાવાળા અંતઃપુરના રક્ષકોએ જાણ્યું કે—"નક્કી આજે અંતઃપુરમાં પરપુરૂષનો પ્રવેશ થયો છે. આ બાબતમાં આજે આપણે છેતરાયા છીએ." એ પ્રમાણે તેઓ વિચાર કરતા હતા તેવામાં અશ્વક્રીડા સમાપ્ત કરી રાજા પણ આવ્યો. રક્ષકોએ નિષ્કપટપણે રાજાને વિજ્ઞપ્તિ કરી કે—"અંતઃપુરમાં કોઈ પરપુરૂષ આવ્યો છે એવી અમને શંકા થઇ છે." તે સાંભળી રાજાએ પગમાંથી શબ્દ કરતા જોડાનો ત્યાગ કરી મંદ મંદ પગલે ચોરની જેમ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. દ્વારમાંજ દૃષ્ટિ રાખીને બેઠેલી પેલી ચતુર દાસીએ રાજાને દૂરથીજ આવતો જોયો, એટલે તરતજ રાણીને જણાવ્યું; પછી રાણીએ અને દાસીએ મળીને ઘરમાંથી વાસીદાનો ઢગલો બહાર ફેંકી દેય તેમ તે જાર પુરૂષને ઉપાડીને ઉપરની બારીમાંથીજ બહાર ફેંકી દીધો. તે પુરૂષ મહેલની પાછળના પ્રદેશમાં રહેલા એક મોટા ખાડામાં (ખાળ કૂવામાં) પડ્યો, અને ગુફામાં ઘુવડની જેમ તેમાંજ સંતાઈને રહ્યો. નરકાવાસની જેવા અશુચિના સ્થાનરૂપ અને દુર્ગંધના અનુભવને આપનારા તે કૂવામાં તે પૂર્વનું સુખ સંભારતો પડ્યો રહ્યો. તે વિચાર કરવા લાગ્યો કે—"જો આ કુવામાંથી હું કોઇ રીતે બહાર નીકળું તો ફરીને આવા માઠા પરિણામવાળા ભોગોથી સર્યું." અહીં રાણી અને દાસી તેના પર દયા આવવાને લીધે તે કુવામાં હમેશાં એઠું નાખતી હતી અને તે ખાવાવડે કુતરાની જેમ તે કુવામાં રહ્યો રહ્યો જીવતો હતો. પછી જ્યારે વર્ષાઋતુ આવી ત્યારે જેમ દુષ્ટ માણસ પાપથી ભરાય

તેમ તે કુવો ઘરમાંથી નીકળતા પાણીવડે ભરાઇ ગયો. અતિ વેગવાળા તે પાણીએ મડદાની જેમ લલિતાંગને વહન કરીને કિલ્લાના દ્વારવડે બહારની ખાઈમાં નાંખ્યો. તે પાણીના પુરે તુંબડાની જેમ તેને ઉછાળીને ખાઇના કાંઠાપર નાખ્યો. પાણીના પ્રહારોથી પીડા પામેલો તે મૂર્છા પામ્યો. તે વખતે દૈવયોગે ત્યાં કુળદેવીની જેમ તેની ધાત્રી આવી ચડી, અને તેણીએ તેને ત્યાં પડેલો જોયો એટલે ગુપ્ત રીતે તેને પોતાને ઘેર લઈ ગઈ. ત્યાં તેના કુટુંબીઓએ અભ્યંગ, સ્નાન અને ભોજનથી તેનું પાલન કર્યું; એટલે પ્રથમ છેદાયેલા અને પછી ઉગેલા વૃક્ષની જેમ ફરીથી તે સાજો તાજો થયો."

આ કથાનો ભાવાર્થ એ છે જે કામભોગથી નિર્વેદ નહીં પામેલો લલિતાંગ તે પ્રાણીઓનો જીવ જાણવો. તેને રાણીની સાથેનો જે ભોગ તે પ્રારંભમાંજ મધુર અને પરિણામે અતિ દારૂણ એવું વિષયસુખ જાણવું. કુવામાં વસવાની જેવો ગર્ભાવાસ જાણવો. તેમાં માતાએ ભોજન કરેલા આહાર પાણી વિગેરેવડે જે ગર્ભનું પોષણ તે એઠાં ભોજનની જેવું સમજવું. મેઘના જળથી ભરાઇ ગયેલા વિષ્ટાના કુવામાંથી ખાળના માર્ગે જે નીકળવું તે પુદ્ગળથી વૃદ્ધિ પામેલા ગર્ભનું યોનિમાર્ગે બહાર નીકળવું સમજવું. પ્રાકારની બહાર રહેલી ખાઇમાં જે પડવું તે ગર્ભવાસથી નીકળીને સૂતિકાગૃહમાં પડવા બરાબર સમજવું. જળથી ભરેલી ખાઇને કાંઠે રહેલા તેને જે મૂર્છા આવી તે જરાયુ અને રૂધિરમય કોશથી બહાર નીકળેલા જીવની મૂર્છા બરાબર સમજવી. જેમ તેની ધાત્રી તેના દેહને મદદગાર થઈ તેમ હે પ્રિયા! અહીં જીવને કર્મપરિણતિની શ્રેણિ જાણવી. હવે જો કદાચ લલિતાંગના રૂપપર મોહિત થયેલી રાણી ફરીથી તેને દાસી પાસે અંતઃપુરમાં બોલાવે તો તે ત્યાં જાય કે નહીં?"

તે સાંભળી સર્વ સ્ત્રીઓ બોલી કે-" તે અલ્પ બુદ્ધિમાન્ હોય તો પણ વિષ્ટાના કુવામાં પડવાથી અનુભવેલા દુઃખને સંભારીને તે અંતઃપુરમાં કેમ જાય?" ત્યારે જંબૂકુમાર બોલ્યા કે-

"કદાચ અજ્ઞાનના બળથી મોહવશ તે પુરૂષ અંતઃપુરમાં જાય પણ ખરો, પરંતુ હું તો ગર્ભમાં ઉત્પન્ન થવાના કારણરૂપ તમને જાણીને તમને કદી પણ નહીંજ આદરૂં."

આ પ્રમાણે જંબૂકુમારનો દૃઢ નિશ્ચય જાણીને તે પત્નીઓ પણ પ્રતિબોધ પામી અને જંબૂકુમારને ખમાવીને બોલી કે-"જેમ તમે પોતે તરવા ઈચ્છો છો તેમ અમને પણ તારો. મહાપુરૂષો કેવળ પોતાનું ઉદર ભરવાથી સંતુષ્ટ થતા નથી. પરોપકારપરાયણ હોય છે." ત્યારપછી આ બધી હકીકત સાંભળીને જંબૂકુમારના માત પિતા, તેના સાસુ સસરાઓ અને તેના બંધુજનો પણ બોલ્યા કે-"તમે ખરેખરો ધર્મ જાણ્યો છે, તો હવે અમારે પણ તમારી સાથે પ્રવૃજ્યા લેવાની છે." પ્રભવ પણ બોલ્યો કે-"હે મિત્ર ! હું મારા માતપિતાની રજા લઈને જલદીથી આવીશ અને તમારી દીક્ષામાં સહાયરૂપ થઈશ; અર્થાત્ તમારી સાથે દીક્ષા લઈશ તેમાં જરા પણ સંશય રાખશો નહીં." જંબૂકુમારે પ્રભવને કહ્યું કે-"હે મિત્ર ! તને તારી ધારણામાં અવિઘ્નપણું હો, તું એ કાર્યમાં વિલંબ કરીશ નહીં." પછી જ્યારે પ્રકાશયુક્ત પ્રાતઃકાળ થયો ત્યારે મહામનવાળા જંબૂકુમારે દીક્ષાના મહોત્સવની તૈયારી કરાવી. આચારને જાણનાર જંબૂકુમારે 'આવો આચાર છે' એમ જાણીને પ્રથમ સ્નાન કર્યું, સર્વ અંગે અંગરાગ કર્યો અને રત્નમય અલંકારો ધારણ કર્યા; પછી અનાદત નામના દેવે જેનું સાનિધ્ય કર્યું છે એવા જંબૂકુમાર હજાર મનુષ્યોએ વહન કરી શકાય તેવી શિબિકામાં આરૂઢ થયા. તે વખતે માંગળિક વાજિંત્રો વાગવા લાગ્યા; મંગળપાઠકો મંગળ બોલવા લાગ્યા, કુમારિકાઓ લૂણ ઉતારવા લાગી, કલ્પવૃક્ષની જેમ તે સમય જનને હિતકારક એવું દાન આપવા લાગ્યા અને લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા.

એ રીતે કાશ્યપ ગોત્રી જંબૂકુમાર સુધર્માસ્વામીના ચરણકમળથી પવિત્ર થયેલા અને કલ્યાણની સંપત્તિના સ્થાનરૂપ ઉદ્યાનમાં આવ્યા. ગણધરવડે વિભૂષિત ઉદ્યાનના દ્વાર પાસે તે

આવ્યા, એટલે તરતજ મમતા રહિત થયેલા તે જાણે સંસારથી ઉતર્યા હોય તેમ શિબિકામાંથી નીચે ઉતર્યા અને આપત્તિરૂપી સમુદ્રને તારનાર સુધર્માસ્વામીના ચરણને તેણે પૃથ્વીતળનો પંચાંગે સ્પર્શ કરવાપૂર્વક પ્રણામ કર્યા; પછી વિજ્ઞપ્તિ કરી કે-“હે પરમેશ્વર ! સ્વજનો સહિત મને સંસારસાગરને તરવામાં નૌકા સમાન દીક્ષા આપો; મારા પર કૃપા કરો.” આ પ્રમાણે પ્રાર્થના કરાયેલા શ્રી પંચમ ગણધરે પરિવાર સહિત તેને વિધિ પ્રમાણે દીક્ષા આપી. પ્રભવ પણ બીજે દિવસે માતપિતાની રજા લઈ ત્યાં આવ્યો અને જંબૂકુમારની પાછળ તેણે પણ દીક્ષા લીધી. તે પ્રભવમુનિ જંબૂસ્વામીના ચરણકમળમાં હંસરૂપ થયા. ગુરૂએ પણ તેનાજ શિષ્ય તરીકે તેને સ્થાપ્યા. શ્રીસુધર્માસ્વામીના ચરણકમળની ઉપાસના કરવામાં ભ્રમરપણાને પામેલા શ્રી જંબૂસ્વામી દુઃસહ પરિષહોને પણ ગણકાર્યા વિનાજ પૃથ્વીપર વિચરવા લાગ્યા.

ઇત્યાચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા મહાકાવ્યરૂપ પરિશિષ્ટ પર્વમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે સિદ્ધિબુદ્ધિની કથા, જાતિવંત અશ્વકિશોરની કથા, ગ્રામકુટપુત્રની કથા, સોલ્લક કથા, માસાહસ પક્ષીની કથા, ત્રણ મિત્રની કથા, બ્રાહ્મણપુત્રી નાગશ્રીની કથા, લલિતાંગની કથા, પરિવાર સહિત જંબૂકુમારની પ્રવ્રજ્યા તથા પ્રભવની પ્રવ્રજ્યાના વર્ણન નામનો ત્રીજો સર્ગ સમાપ્ત થયો.





# સર્ગ ૪ થો.



એકદા ગણધર શ્રી સુધર્માસ્વામી પૃથ્વી પર વિહાર કરતા જંબૂસ્વામી વિગેરે શિષ્યો સહિત ચંપા નગરીએ પધાર્યા. નગરીની બહાર ઉદ્યાનમાં ઉત્પન્ન થયેલા ધર્મરૂપી કલ્પવૃક્ષ સમાન તેઓ સવમસર્યા. સુધર્માસ્વામીના ચરણકમળને વંદન કરવા માટે મનમાં ઉત્કૃષ્ટ હર્ષને ધારણ કરતા નગરીના લોકો ભક્તિથી આવવા લાગ્યા. પગે ચાલતી નગરીની કેટલીક સ્ત્રીઓ પગના નુપૂરના શબ્દ કરતી આવી. તેમની શિથિળ થયેલી વેણીમાંથી પુષ્પો ખરીને નિચે પડવા લાગ્યા. કેટલીક સ્ત્રીઓ પતિની સાથે રથમાં બેસીને રથોને જલદી હંકારાવીને ત્યાં આવી. કેટલીક શ્રાવિકાઓ અન્ય કાર્યનો ત્યાગ કરી બાળકોને કેડ પર બેસાડવાથી જાણે વાંદરાવાળા વૃક્ષો હોય એમ શોભતી ઘરમાંથી બહાર નીકળીને ત્યાં આવી. ચાલતા કુંડળવાળા કેટલાક મોટા શેઠીઆઓ અશ્વ પર આરૂઢ થઇ શ્વેત છત્રોવડે આકાશને કમળવાળું કરતા આવ્યા. ઉતાવળથી જતા લક્ષ્મીવંતોના પરસ્પર અથડાવાથી તૂટી ગયેલા હારના મોતીઓવડે માર્ગની પૃથ્વી વ્યાપ્ત થઇ ગઈ.

તે વખતે તે નગરીમાં કુણિક રાજા રાજ્ય કરતો હતો. તેણે લોકોને આ રીતે જતા જોઇ વેત્રીને પૂછ્યું કે—" શું આજે નગરની બહાર કોઇ દેવીની યાત્રા છે? કે કોઇ શેઠીઆનો [1]ઉદ્યાપનિકાનો મહોત્સવ છે.? કે કૌમુદીની જેવો કોઈ બીજો મહોત્સવ પ્રાપ્ત થયો છે? અથવા ઉદ્યાનના ચૈત્યમાં કાંઇ વિશેષ પ્ર-

૧ ઉજાણી.

કારની પૂજા પ્રવર્તે છે ? કે કોઇ મહાત્મા જૈનમુનિ સમવસર્યા છે ? જેથી આ પ્રમાણે સમગ્ર નગરજનો શીઘ્ર જાય છે ?" તે સાંભળી વેત્રીએ તરતજ તે વૃત્તાંત જાણી રાજાને વિજ્ઞપ્તિ કરી કે-"હે સ્વામિન્ ! ઉદ્યાનમાં સુધર્માસ્વામી સમવસર્યા છે, તેથી તે ગણધર મહારાજાના ચરણને નમવા માટે આ સર્વ નગરીના લોકો જાય છે. એકછત્રવાળું જિનધર્મરૂપી રાજ્ય વિજય પામે છે." રાજા બોલ્યો કે-"હે વેત્રી ! આ નગરીનાં લોકોને ધન્યવાદ ઘટે છે કે જેઓ આ પ્રમાણે સુધર્માસ્વામીને વાંદવા માટે ત્વરા કરે છે. અહો ! હું જાગૃત અવસ્થાવાળો છતાં પણ સુષુપ્તિ અવસ્થાને પામ્યો છું, કે જેથી અહીં પધારેલા ગણધર મહારાજ પણ મેં જાણ્યા નહીં, તો પણ હવે જલદી જઇને ગણધરના પાદને વંદના કરૂં; કારણકે તે વાયુની જેમ પ્રતિબંધ રહિત હોવાથી એક ઠેકાણે વધારે વખત રહેતા નથી." આમ વિચારી વિકસ્વર કમળના જેવા નેત્રવાળા રાજાએ આસનપરથી ઉઠી જાણે કે ચંદ્રના કિરણોવડે વણ્યા હોય એવા બે ઉજ્વળ શ્વેત વસ્ત્રો પહેર્યાં. ત્યારપછી સ્વચ્છ મુક્તાફળના કિરણોના સમૂહથી ભરેલા જાણે કે અમૃતનાં કુંડ હોય તેવાં બે મોતીના કુંડળો તેણે કાનમાં પહેર્યાં. જાણે કે લાવણ્યરૂપી નદીના કાંઠાપર રહેલી ફીણની રેખા હોય એવી નિર્મળ મોતીની માળા તેણે હૃદયપર ધારણ કરી. જાણે બીજો કલ્પવૃક્ષ હોય એવા તે રાજાએ બીજાં પણ સર્વ અંગે રત્નનાં આભરણો પહેર્યાં. પછી તેણે આકાશ જેવો સ્વચ્છ [૧]ચોલક પહેર્યો, તેના છેડા વાયુથી ફરકતા હતા તેથી જાણે તે રાજાનો સ્પર્શ થવાથી નાચ કરતો હોય તેવો જણાતો હતો; પછી સુગંધિ પુષ્પની માળાવાળા મસ્તકપર કાજળની જેવો શ્યામ ધમ્મિલ્લ[૨] બંધાવ્યો, તેથી તે ચંદ્રને ઢાંકી દેતા વર્ષાઋતુના વાદળા જેવો શોભવા લાગ્યો. પછી શત્રુનો નાશ કરનાર તે રાજા કલ્યાણના કારણરૂપ ભદ્રહસ્તી ઉપર ચડ્યો એટલે તે પર્વતપર ચઢેલા સિંહની જેવો શોભવા લાગ્યો. પછી આકાશમાં

૧ અંગરખું. ૨ ચોટલો.

વીજળીની રેખાની જેમ અંકુશને બે હાથવડે નચાવતા રાજાએ બે પગવડે હાથીને હાંક્યો. 'મારા પાદન્યાસના ભારથી આ પૃથ્વી ભાંગી ન જાઓ' એમ ધારીને જાણે કૃપાળુ થયો હોય તેમ તે હાથી ધીમે ધીમે ચાલવા લાગ્યો. મોટો ગર્જારવ કરતો અને નિરંતર મદજળને વરસાવતો તે હાથી જાણે પૃથ્વીપર આવેલો મેઘ હોય તેવો લોકોએ દીઠો. પછી જાણે નૃત્ય કરતા હોય તેમ કૂદતા, જેના ઢીંચણો મુખના અગ્રભાગનો સ્પર્શ કરતા હતા, તથા જેનાપર સ્વારો બેઠેલા હતા એવા લાખો અશ્વો તે હસ્તી ફરતા ફરી વળ્યા. આગળ વિજયને કહેનારા અનેક શ્રેષ્ઠ વાજિંત્રોને સેવક પુરૂષો વગાડવા લાગ્યા, તે વખતે તે વાજીત્રોનો શબ્દ એક બીજા સાથે ભળી ગયો. વાજિંત્રોના પ્રતિધ્વનિવડે શબ્દાયમાન થયેલું આકાશ જાણે પુરૂષ વિના વાગતું બીજું કોઇ મોટું વાજીત્ર હોય તેવું જણાવા લાગ્યું.

આ રીતે પરિવાર સહિત રાજા સુધર્માસ્વામી ગણધરના ચરણકમળવડે પવિત્ર થયેલા વનના મધ્ય ભાગમાં આવ્યો; પછી હાથીના કુંભસ્થળ ઉપર અંકુશ અને દંડનો પ્રહાર કરી તેને ઉભો રાખ્યો અને તેની કક્ષાને[૧] પકડીને તે શ્રેષ્ઠ રાજા નીચે ઉતર્યો; પછી તે મહા પરાક્રમી રાજાએ પાદુકાનો ત્યાગ કર્યો, છત્ર ચામરને દૂર કર્યા, પ્રતીહારના હાથના ટેકાને પણ મૂકી દીધો, ભક્તિને લીધે પોતાને પણ સામાન્ય જન જેવો માનવા લાગ્યો, વંદન કરતા શ્રાવકોને જોઇ તેનો રોમાંચરૂપી કંચુક વિકસ્વર થયો અને દૂરથીજ સુધર્માસ્વામીને જોઈ તેણે જોડેલા બન્ને હાથવડે મુગટ ઉપર બીજો મુગટ કરી તેણે નમસ્કાર કર્યા. એ રીતે સુધર્માસ્વામીને નમસ્કાર કરીને ભક્તિથી શોભતા મનુષ્યોમાં અગ્રેસર એવો તે રાજા તેમના લઘુ શિષ્યની જેમ તેમના મુખપર દૃષ્ટિ રાખીને સન્મુખ બેઠો. ત્યારપછી સર્વ પ્રાણીઓ ઉપર કરૂણાવાળા ગણધર શ્રીસુધર્માસ્વામીએ શ્રોતાઓના કર્ણને અમૃતની પરબ સમાન ધર્મદેશના આપી. દેશનાને અંતે ગણધરના સર્વ

૧ હાથીને ગળે બાંધેલું દોરડું.

શિષ્યોને જોઇ રાજાએ જંબૂસ્વામીને ઉદ્દેશીને પૂછ્યું કે—" હે ભગવાન્! આ મુનિનું રૂપ અદ્‌ભુત છે, સૌભાગ્ય અદ્‌ભુત છે અને તેજ પણ અદ્‌ભુત છે. તેનું સર્વ કાંઇ અદ્‌ભુત છે; કારણ કે તેના કેશ યમુના નદીના તરંગની જેવા વક્ર અને શ્યામ છે, તેનાં નેત્રો કર્ણ સુધી પહોંચેલાં છે અને તે જાણે નાસિકારૂપી નાળવામાં બે કમળ હોય તેવા શોભે છે, નેત્રરૂપી સરોવરને કાંઠે રહેલી બે છીપલીઓ હોય તેવા તેના બે કર્ણ છે, તેનો કંઠ શંખની વિડંબના કરે છે, તેનું વક્ષઃસ્થળ કમાડ જેવું પહોળું છે, તેના લાંબા અને સરળ બે બાહુરૂપી દંડ જાનુ (ઢીંચણ) નો સ્પર્શ કરે છે, તેનો મધ્યભાગ મુઠીમાં પકડી શકાય તેવો કૃશ (પાતળો) છે, તેના સાથળ હાથીને બાંધવાના સ્તંભ જેવા છે, મૃગલીની જંઘા જેવી તેની જંઘા છે, તથા તેના હાથ પગ કમળની ઉપમા લાયક છે. મારી જેવો સામાન્ય મનુષ્ય આની રૂપસંપત્તિને શી રીતે કહી શકે? આ મહા ભાગ્યશાળીનું સૌભાગ્ય પણ વાણીના માર્ગમાં આવી શકે તેવું નથી. એને બંધુની જેમ જોતાં મારૂં મન અત્યંત પ્રસન્ન થાય છે. આનું તેજ પણ અલૌકિક છે, કેમકે જેવું તેનું રૂપ છે તેવું તે તેજને લીધે બરાબર જોઈ શકાતું નથી. જાણે કે સૂર્ય અને ચંદ્રનું તેજ ખેંચીને એકત્ર પિંડરૂપ કર્યું હોય તેવું આ મહામુનિનું તેજ અધૃષ્ય એટલે કોઇથી પરાભવ ન પમાડી શકાય એવું ઉગ્ર તથા અભિગમ્ય એટલે વિશ્વાસ પૂર્વક પાસે જઈ શકાય તેવું મનોહર છે. આ તેજના ભંડારરૂપ મુનિનાં તેજનો સમૂહ કેટલો કહી શકાય? કેમકે વીજળી પણ તેના પગના નખની કાંતિ પાસે દાસી જેવી જણાય છે. એ મુનિ કોણ છે?"

આ પ્રમાણે રાજાના પૂછવાથી ગણધરે તેમને જંબૂકુમારના પૂર્વભવનું વૃત્તાંત કહ્યું કે જે પહેલાં શ્રી મહાવીર સ્વામીએ શ્રેણિક રાજાને કહ્યું હતું. તે કહીને પછી સ્વામીએ કહ્યું કે—" હે રાજન્! પૂર્વ જન્મના તપથી આ મહાત્માને આવા પ્રકારનું રૂપ, સૌભાગ્ય અને તેજ પ્રાપ્ત થયું છે, એ ચરમશરીરી છે, અને છેલ્લા

કેવળી છે. ભગવાન્ મહાવીરસ્વામીએજ આ ભવમાં સિદ્ધ થશે એમ કહ્યું છે. વળી શ્રીમહાવીરસ્વામીએ કહ્યું છે કે—"આ જંબૂકુમાર મોક્ષમાં જશે ત્યારપછી કોઇને મનઃપર્યવજ્ઞાન અને પરમાવધિજ્ઞાન થશે નહીં, તેમજ આહારક શરીરની લબ્ધિ, જિનકલ્પ, પુલાકલબ્ધિ, ઉપશમ શ્રેણિ ક્ષપકશ્રેણિનું આરોહણ અને છેલ્લા ત્રણ[1] ચારિત્ર—એ દશ વસ્તુમાંનું કાંઇ પણ કોઇને પ્રાપ્ત થશે નહીં. એજ પ્રમાણે આગળ આગળ પણ હીન હીન ઋદ્ધિ થતી જશે."

આ પ્રમાણે સુધર્માસ્વામીનાં વચન સાંભળી તેમના ચરણકમળને નમી રાજા પાછો ચંપાપુરીમાં ગયો અને પરિવાર સહિત સુધર્માસ્વામી પણ તે સ્થાનથી વિહાર કરી શ્રીમહાવીરસ્વામીની પાસે ગયા, તથા તેમની સાથે વિચરવા લાગ્યા.

સુધર્માસ્વામીએ પચાસ વર્ષની વયે ચારિત્ર ગ્રહણ કર્યું હતું, અને ત્રીશ વર્ષ સુધી તેમણે છેલ્લા જિનેશ્વરની સેવા કરી હતી. મહાવીરસ્વામી મોક્ષે ગયા પછી તીર્થને પ્રવર્તાવતા સુધર્મા ગણધર બાર વર્ષ સુધી છદ્મસ્થપણે રહ્યા હતા. ત્યારપછી એટલે બાણું વર્ષને છેડે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું અને ત્યારપછી આઠ વર્ષ સુધી ભવ્યપ્રાણીઓને બોધ કરતા તેઓ પૃથ્વીપર વિચર્યા. સો વર્ષ પૂર્ણ થયે પોતાનો નિર્વાણ સમય નજીક જાણ્યો ત્યારે સુધર્માસ્વામીએ જંબૂસ્વામીને ગણધર પદે સ્થાપન કર્યા.

સર્વ પ્રાણીપર દયાવાળા શ્રીજંબૂસ્વામી પણ ઉગ્ર તપ કરી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ આપવા લાગ્યા. શ્રીમહાવીરસ્વામીના મોક્ષ દિવસથી ચોસઠ વર્ષ ગયા ત્યારે જંબૂસ્વામી કાત્યાયન[2] પ્રભવને પોતાના પદપર સ્થાપન કરી સર્વ કર્મના ક્ષયવડે મોક્ષપદને પામ્યા.

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટ પર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે જંબૂસ્વામીના વર્ણનરૂપ ચોથો સર્ગ સમાપ્ત થયો.

## ઇતિ શ્રી જંબૂસ્વામી ચરિત્ર.

૧ પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાત. ૨ કાત્યાયન ગોત્રના.



# સર્ગ ૫ મો.



## શ્રી પ્રભવ સ્વામી વિગેરેના ચરિત્ર.

ચરમકેવળી શ્રી જંબૂસ્વામી મોક્ષે ગયા પછી કાત્યાયન કુળમાં ઉત્પન્ન થયેલ **શ્રીપ્રભવસ્વામી** તીર્થની પ્રભાવના કરતા વસુધાતળને પાવન કરવા લાગ્યા.

એકદા આવશ્યકસૂત્રના પાઠથી શ્રમિત થયેલ શિષ્યવર્ગ સુપ્ત થતાં યોગનિદ્રામાં રહેલા પ્રભવસ્વામી અર્ધ રાત્રીએ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા—" જે સંસારસાગરમાં સંઘને પોત ( નૌકા ) સમાન થઇને તારે અને આર્હંતધર્મરૂપ કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્ય સમાન થાય એવો મારો ગણધર કોણ થશે ?" આવા પ્રકારની ચિંતામાં લીન થઇ પોતાના ગચ્છમાં અને સંઘમાં ઈષ્ટ વસ્તુને જણાવવામાં પ્રદીપ સમાન એવો તેમણે ઉપયોગ આપ્યો, પણ પ્રસરતા સૂર્યના તેજ સમાન જ્ઞાન પ્રકાશથી જોતાં શાસનનો અવિચ્છિન્નપણે ઉદ્યોત કરે એવો કોઇ પુરૂષ તેમના જોવામાં ન આવ્યો; પછી તેવા નરના અર્થી એવા તેમણે અન્ય દર્શનોમાં પણ ઉપયોગ આપ્યો, કારણકે પંક ( કાદવ ) માંથી પણ કમળ લઇ લેવા લાયક હોય છે. એવામાં રાજગૃહી નગરીમાં યજ્ઞ કરતા આસન્નભવ્ય અને વત્સકુળમાં ઉત્પન્ન થયેલા શય્યંભવ બ્રાહ્મણને તેમણે જોયા; પછી 'એક સ્થળે ન રહેવાના આચારવાળા એવા સાધુઓએ અન્ય અન્ય સ્થળે વિચરવું જોઇએ,' આવું કારણ બતાવીને તેજ નગરમાં તેઓ ગયા અને ત્યાં બે મુનિઓને આજ્ઞા આપી કે તમે યજ્ઞશાળામાં જાઓ અને ત્યાં ભિક્ષાના અર્થી થઇ ધર્મલાભરૂપ આશિષ કહો. કદાચ ત્યાં ભિક્ષા આપ્યા સિવાય યજ્ઞ-

ધર્મશાળાના બ્રાહ્મણો તમને પાછા વાળે તો પણ પાછા વળતાં તમારે આ પ્રમાણે બોલવું કે–"અહો ! બહુ ખેદની વાત છે કે આટલું કષ્ટ કર્યા છતાં તત્ત્વ તો કંઇ જણાતું નથી."

પછી જ્યાં દ્વારપર તોરણ બાંધેલું છે, જ્યાં ધ્વજાઓ ઉંચે લટકાવેલી છે, આચમનને માટે જ્યાં દ્વાર આગળ જળપાત્ર મૂકેલ છે, જ્યાં બ્રહ્મચારીઓ સમિધ (કાષ્ટ) ના કામમાં વ્યાકુળ છે, યજ્ઞસ્તંભમાં જ્યાં બકરાને બાંધવામાં આવેલ છે, જ્યાં વેદિકામાં અગ્નિ પ્રદીપ્ત કરેલ છે, હોમદ્રવ્યથી જ્યાં અનેક પાત્રો ભરી દીધેલ છે, બ્રાહ્મણો જ્યાં એકત્ર થયા છે અને મંત્રોચ્ચારપૂર્વક યજ્ઞદ્રવ્ય સમર્પણ કરવા જ્યાં યાજ્ઞિક વિપ્રો વ્યગ્ર થઇ રહ્યા છે, એવા યજ્ઞવાડામાં ગુરૂની આજ્ઞાથી ભિક્ષા સમયે તે બંને મુનિઓ ગયા. ત્યાં ભિક્ષા આપ્યા વિના બ્રાહ્મણોએ તેમને વિસર્જન કર્યા, એટલે ગુરૂમહારાજના કહ્યા પ્રમાણે તેઓ 'અહો કષ્ટ' ઇત્યાદિ ઉંચેથી કહેવા લાગ્યા. તે યજ્ઞમાં શય્યંભવ નામનો એક દીક્ષિત બ્રાહ્મણ યજ્ઞવાડાના દ્વાર પાસે બેઠો હતો. તેણે તે મુનિનું વચન સાંભળ્યું અને વિચારવા લાગ્યો કે ઉપશમપ્રધાન આ સાધુઓ કદી મૃષા બોલેજ નહિ, તેથી અહીં તત્ત્વને માટે મારૂં મન સાશંક બની ગયું છે. આ પ્રમાણે સંદેહરૂપ હિંચોળાપર આરૂઢ થયેલા મનથી સુજ્ઞશિરોમણિ એવા તે વિપ્રે ઉપાધ્યાયને પૂછ્યું કે 'તત્ત્વ શું છે ?' એટલે ઉપાધ્યાયે કહ્યું કે 'સ્વર્ગ અને મોક્ષને આપનારા વેદો એજ તત્ત્વ છે. વેદોથી અતિરિક્ત કંઇ તત્ત્વ નથી એમ તત્ત્વજ્ઞો કહે છે.' શય્યંભવ બોલ્યો કે–"વેદો એજ તત્ત્વ છે, એમ યજ્ઞાદિકની દક્ષિણાના લોભથી બોલતાં તમે મારા જેવા મુગ્ધ જનોને ખરેખર છેતરો છો; કારણકે રાગ અને દ્વેષ રહિત નિર્મમ નિષ્પરિગ્રહી અને શાંત એવા આ મહર્ષિઓ કદી અસત્ય બોલેજ નહિ; માટે હે દુરાશય ! તમે ખરા ગુરૂ જણાતા નથી; પણ તમે જન્મથી આ જગતને છેતર્યું છે, તેથી આજે તમે ખરેખરા શિક્ષાપાત્ર બન્યા છો, છતાં પણ હે વંચક! યથાવસ્થિત તત્ત્વ કહી દ્યો, નહિ તો હું તમારૂં શીર છેદી નાખીશ, કારણ કે દુષ્ટનો

નિગ્રહ કરવામાં કાંઇ દોષ નથી.” એમ કહીને તેણે મ્યાનમાંથી તરવાર ખેંચી કહાડી. પછી તરવારને ઉંચે કરતો શય્યંભવ તેના મરણની વાંચનાને માટે હાથમાં જાણે પત્ર લીધેલ હોય એવો સાક્ષાત્ યમ જેવો ભાસવા લાગ્યો; આથી ભયભીત થઇને તેના ઉપાધ્યાય પણ વિચારવા લાગ્યા કે–“આ મને મારવાને તૈયાર થયો છે, માટે આજે યથાવસ્થિત તત્ત્વ કહેવાનો ખરેખરો સમય આવ્યો છે, વળી વેદોમાં પણ એમ કહ્યું છે અને અમારો સદાને માટે આમ્નાય પણ એવો છે કે શિરચ્છેદનું કષ્ટ પ્રાપ્ત થતાં યથાસ્થિત તત્ત્વ કહી દેવું, અન્યથા કહેવું નહીં; માટે યથાર્થ તત્ત્વ એને કહી દઉં કે જેથી જીવતો રહી શકું, કારણ કે જીવતો નર ભદ્ર પામે.” આ પ્રમાણે વિચાર કરી પોતાની કુશળતાનો વિચાર કરતાં ઉપાધ્યાય બોલ્યા કે–“આ યજ્ઞસ્તંભની નીચે અર્હંતની પ્રતિમા સ્થાપેલી છે અને ગુપ્તરીતે નીચેજ તે આર્હંતી પ્રતિમાનું પૂજન કરવામાં આવે છે. તેના પ્રભાવથી આ અમારૂં યજ્ઞાદિક કર્મ નિર્વિઘ્ને પાર પડે છે; નહિ તો મહાતપસ્વી સિદ્ધપુત્ર અને પરમશ્રાવક એવા નારદજી આર્હંતી પ્રતિમા વિના યજ્ઞનો અવશ્યમેવ નાશ કરે છે.” પછી તે સ્તંભને ઉપાડીને ઉપાધ્યાયે યથાસ્થિત રત્નની બનાવેલી તે અર્હંત્પ્રતિમા બતાવીને કહ્યું કે “આ પ્રતિમા જે શ્રી અર્હંતની છે તેમણે કહેલ ધર્મ તેજ તત્ત્વ સમજવું. આ યજ્ઞાદિક તો વિડંબના માત્ર છે. શ્રી જિનેશ્વર ભગવંતે કહેલ ધર્મજ જીવદયારૂપ છે, પશુહિંસારૂપ આ યજ્ઞમાં ધર્મની સંભાવના માત્ર પણ ક્યાં છે? બહુ ખેદની વાત છે કે અમે આ પ્રમાણે મોટી માયાજાળ પાથરી જીવીએ છીએ. માટે હે મહાભાગ! તું આ તત્ત્વને સમજી અમને મુક્ત કર અને તું પરમ શ્રાવક થા. હે ભદ્ર! અમારી ઉદરપૂરણાને માટે અમે તને ચિરકાળ સુધી છેતર્યો છે, હવે હું તારો ઉપાધ્યાય નથી. હે ભદ્ર! તારૂં કલ્યાણ થાઓ.”

આ પ્રમાણે સાંભળીને શય્યંભવે તે યજ્ઞોપાધ્યાયને નમસ્કાર કરીને કહ્યું કે–“સત્ય તત્ત્વને બતાવી આપવાથી તમે મારા ઉપા-

શ્રેયજ છે.” આ પ્રમાણે કહી અત્યંત સંતુષ્ટ થઈ શય્યંભવે સુવર્ણ અને તાંબાના પાત્ર વિગેરે યજ્ઞના બધા ઉપકરણો તેને આપી દીધા અને પોતે તે બંને મહર્ષિની શોધ કરવા બહાર નિકળ્યો. અનુક્રમે તેમને પગલે ચાલતાં તે પ્રભવસ્વામી પાસે આવ્યો, ત્યાં તેણે પ્રભવસ્વામીના ચરણોને તથા અન્ય સર્વ મુનિઓને વંદન કર્યું, એટલે તેમણે આપેલ ધર્મલાભરૂપ આશિષથી આનંદીત થઈ તે બેઠો અને અંજલી જોડી પ્રભવસ્વામીને તેણે વિજ્ઞપ્તિ કરી કે-“ હે ભગવન્ ! મોક્ષના કારણભૂત ધર્મતત્ત્વ મને કહો. ” આ પ્રમાણે તેની જિજ્ઞાસા જાણીને પ્રભવસ્વામી બોલ્યા કે-“હે ભદ્ર ! અહિંસા એજ સર્વોત્તમ ધર્મ છે અને આગામી કાળે સુખકારી હોવાથી સદા ચિંતનીય છે. વળી જેમ પોતાના આત્માને સુખ પ્રિય છે તેમ ઇતર આત્માને પણ સુખજ પ્રિય હોય છે. પ્રિય, પરિમિત, સત્ય તથા બીજાને બાધા ન કરે તેવું વચન બોલવું. જેનાથી પરને બાધા થાય એવું સત્ય પણ ન બોલવું. અદત્ત વસ્તુ કદી લેવી નહિ, નિરંતર સંતોષધારી થવું, સંતોષી માણસ આલોકમાં પણ મોક્ષસુખનો ભાગીદાર થાય છે. મૈથુનનો સર્વથા ત્યાગ કરતાં સુજ્ઞજન અત્યંત તેજસ્વી અને બળિષ્ટ થાય છે. ખરેખર મૈથુન એ સંસારરૂપ વિષવૃક્ષના દોહદ સમાન છે. અપુનર્ભવ ( મોક્ષ ) ને ઇચ્છતા સુજ્ઞજને સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરીને પોતાના શરીરમાં પણ નિઃસ્પૃહ થઈ આત્મસ્વરૂપમાં રમણતા કરવી યોગ્ય છે. આ પ્રમાણે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહરૂપ પાંચ વ્રતોનું આરાધન કરી સંસારથી પોતાના આત્માનો ઉદ્ધાર કરવો.”

આ પ્રમાણે તત્ત્વ જાણીને શય્યંભવ તત્કાળ સંસારથી ઉદ્વિગ્ન થઇ ગયો અને પ્રભવસ્વામીના ચરણોને નમસ્કાર કરીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યો કે-“હે ભગવન્ ! કુગુરૂના વચનથી મેં ચિરકાળ પર્યંત અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિ રાખી; કારણકે પીત્ત રોગથી ઉન્મત્ત થયેલો માણસ માટીના પિંડને પણ સુવર્ણજ સમજે છે. માટે આજે તત્ત્વને સમજનાર એવા મને આપ દીક્ષા

આપો, કારણ કે સંસારરૂપ કૂપમાં ડુબતા પ્રાણીને તે હાથના આલંબન સમાન છે.” પછી પ્રભવસ્વામીએ સંસારરૂપ શત્રુથી ભયભીત થયેલા તે શય્યંભવ મહાવિપ્રને પ્રવ્રજ્યા આપી. પછી તપસ્યા કરતા તે મહાશય પરિષહોથી લેશમાત્ર પણ ભય ન પામ્યા, પણ ‘કર્મ ખપાવવાનો આ સારો અવસર છે’ એમ વિચારીને સંયમમાં વધારે ઉત્સાહી થયા. સૂર્યની જેમ તેજથી અતિ દેદીપ્યમાન થયેલા તે મહાત્મા એક ઉપવાસ, છઠ્ઠ અને અઠ્ઠમ વિગેરે દુષ્કર તપ આચરવા લાગ્યા. ગુરૂચરણની સેવા કરતાં તેમના પ્રસાદથી મહાપ્રાજ્ઞ એવા તે અનુક્રમે ચૌદપૂર્વધારી થયા. પછી શ્રુતજ્ઞાનથી તેમને પોતાના રૂપાંતર તુલ્ય સમજી પોતાના પદે સ્થાપીને પ્રભવસ્વામી પરલોકસાધનામાં તત્પર થયા.

હવે શય્યંભવે જ્યારે દીક્ષા લીધી, ત્યારે તેની ભાર્યાને યૌવનવતી જોઇને બધા લોકો શોક કરતા આ પ્રમાણે કહેવા લાગ્યા કે–“ અહો ! આ શય્યંભવ ભટ્ટ નિષ્ઠુર કરતાં પણ નિષ્ઠુર છે, કે જેણે પોતાની યૌવનવતી અને સુશીલ સ્ત્રીને પણ તજી દીધી. સ્ત્રીઓ પતિ વિના માત્ર પુત્રની આશાએજ જીવી શકે છે, પણ એને તો પુત્ર પણ નથી, તો એ બિચારીનું શું થશે ?” આમ દયાની લાગણીથી લોક તેને પૂછવા લાગ્યા કે–‘ હે ભદ્રે ! તારા ઉદરમાં શું કંઇ ગર્ભની સંભાવના છે ?’ એ પ્રમાણે જ્યારે તેને પૂછવામાં આવતું, ત્યારે તે પણ ‘ મણયમ્ ’ (કંઇક) એમ પ્રાકૃત ભાષામાં જવાબ આપતી; કારણકે તે વખતે ગર્ભને અલ્પ કાળ થયો હતો, પછી શનૈઃ શનૈઃ પ્રત્યાશાની જેમ તેનો ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો; અને સંપૂર્ણ અવસરે તેના મનરૂપ પયોધિને પ્રસન્ન કરવામાં ચંદ્રસમાન એવા પુત્રનો જન્મ થયો. પુર્વે બ્રહ્મણીએ ‘ મણયં ’ એવો જવાબ આપ્યો હતો, તેથી તે બાળક પણ **મણક** એવા નામથી પ્રસિદ્ધ થયો. પછી પોતેજ માતા અને પોતેજ ધાવમાતા એવી તે બ્રાહ્મણીથી પાલન કરાતો તે બાળક અનુક્રમે ચાલતાં શીખ્યો અને આઠમું વર્ષ વ્યતીત થતાં તે માતાને પૂછવા લાગ્યો કે–‘ હે માત ! તું

વેશમાં તો અવિધવા (સૌભાગ્યવતી) લાગે છે; માટે મારા પિતા ક્યાં છે ?' માતા બોલી કે-" હે વત્સ ! જે વખતે તું ગર્ભમાં હતો, ત્યારે તારા પિતાએ દીક્ષા લીધી છે, તેથી મેં તને ઉછેરીને મોટો કર્યો છે. હે ચિરંજીવી વત્સ ! તેં તારા પિતાને પૂર્વે જોયા નથી, તેમ તારા પિતાએ તને પણ જોયો નથી. પ્રથમ એકદા તારા શય્યંભવ પિતા યજ્ઞ કરતા હતા. એવામાં કેટલાક ધૂર્ત્ત સાધુઓએ છેતરીને તેને દીક્ષા આપી દીધી." આ પ્રમાણે સાંભળતાં તે બાળક શય્યંભવ મહર્ષિના દર્શન કરવાને ઉત્સુક થયો અને પોતાની માતાને છેતરીને તે ઘરની બહાર ચાલ્યો ગયો. તે વખતે શય્યંભવાચાર્ય ચંપાનગરીમાં વિચરતા હતા, એટલે તે બાળક પણ જાણે પુણ્યરાશિથી આકર્ષિત થયો હોય તેમ ત્યાંજ ગયો; એવામાં કાયચિંતાદિકને માટે નગરીની બહાર નીકળતા આચાર્યે દૂરથી આવતા અને કમળ જેવા નેત્રવાળા તે બાળકને જોયો. ચંદ્રમાને જોતાં સાગરની જેમ તે બાળકને જોવાથી શય્યંભવાચાર્યને સ્નેહાતિશયથી અધિકાધિક ઉલ્લાસ થયો અને તે મુનિરૂપ સુધાકરને દૂરથી જોઇને કુમુદસંપુટની જેમ તે બાળકનું વદન પણ તત્કાળ વિકસિત થયું; પછી આચાર્યે અત્યંત હર્ષિત થઇને તે બાળકને પૂછ્યું કે-" હે ભદ્ર ! તું કોણ છે ? ક્યાંથી આવે છે ? કોનો પુત્ર છે અને કોનો પૌત્ર છે ?" આ સાંભળીને બાળક બોલ્યો કે-"હું રાજગૃહી નગરીથી અહીં આવું છું અને વત્સગોત્રવાળા શય્યંભવ બ્રાહ્મણનો હું પુત્ર છું. હું ગર્ભમાં હતો તે વખતે મારા પિતાએ દીક્ષા લઈ લીધી છે, તેની શોધ કરવાને હું નગરે નગર ભમું છું, મારા શય્યંભવ પિતાને જો આપ જાણતા હો તો મારીપર પ્રસન્ન થઇ આપ બતાવો કે તે ક્યાં છે. ? જો હું પિતાને નજરે જોઉં તો હું પણ તેમની પાસે દીક્ષા લઈ લઉં. જે તેમની ગતિ તે મારી ગતિ !"

આ પ્રમાણે સાંભળી આચાર્ય બોલ્યા કે-"હે ચિરંજીવિન્ ! હું તારા પિતાને જાણું છું. તે મારા મિત્ર છે. તે અને હું શરીરથી અભિન્ન છીએ; માટે તેજ હું છું એમ સમજી લે. માટે

હે શુભાશય ! મારીજ પાસે તું પ્રવ્રજ્યા સ્વીકારી લે. પિતા અને કાકામાં શો ભેદ રાખવો ?' પછી 'આજ સચિત્તનો લાભ થયો એમ વિચાર કરતા આચાર્ય તે બાળકને લઇને ઉપાશ્રયે આવ્યા અને પ્રૌઢ બુદ્ધિશાળી એવા તે બાળકને આચાર્યે સર્વ સાવદ્ય યોગની વિરતિના પ્રતિપાદનપૂર્વક પ્રવ્રજ્યા આપી; પછી તેનું આયુષ્ય જાણવાને ઉપયોગ આપ્યો એટલે જણાયું કે—'તેનું આયુષ્ય માત્ર છ માસનુંજ બાકી હતું.' આથી તેમણે વિચાર્યું કે—" અલ્પ આયુષ્યવાળો આ બાળક શ્રુતધર શી રીતે થશે ? દશપૂર્વી અથવા ચૌદપૂર્વી કોઈ કારણસર શ્રુતના સારનો ઉદ્ધાર કરી શકે એમ પૂર્વ પુરૂષો કહી ગયા છે, અને મણકમુનિને પ્રતિબોધ આપવારૂપ આ કારણ ઉપસ્થિત થયેલ છે. માટે હું સિદ્ધાંતાર્થ—સમુચ્ચયનો ઉદ્ધાર કરૂં." એમ વિચારી શય્યંભવાચાર્યે તે વખતે સિદ્ધાંતમાંથી સાર ઉદ્ધરીને દશવૈકાલિક નામનું શ્રુતસ્કંધ પ્રકાશ્યું. તે વિકાલવેળાએ કરેલ તથા દશ અધ્યયનથી ગર્ભિત હોવાથી **દશવૈકાલિકસૂત્ર** એવા નામથી પ્રસિદ્ધ થયું. પછી કૃપાવંતમાં અગ્રેસર તથા નિર્ગ્રંથવર્ગમાં શ્રેષ્ઠ એવા શ્રીમાન્ શય્યંભવાચાર્ય તે ગ્રંથ મણકમુનિને ભણાવવા લાગ્યા; અને પોતે આચાર્ય મહારાજે તેને આરાધનાદિક કૃત્ય કરાવ્યું, એટલે છ માસને અંતે મણકમુનિ કાળ કરીને સ્વર્ગે ગયા. મણકમુનિનું અવસાન થતાં શ્રીશય્યંભવાચાર્ય શરદ્દરૂતુના મેઘની જેમ પોતાના નયનમાંથી અશ્રુજળ વરસાવવા લાગ્યા; એટલે દુઃખિત અને વિસ્મિત થઇને યશોભદ્રાદિક શિષ્યોએ આચાર્યને વિજ્ઞપ્તિ કરી કે—'હે ભગવન્! તમારી આ અયોગ્ય ચેષ્ટા કેવી ? આમાં એવું કારણ શું છે કે જેથી આપ આટલા દિલગીર થાઓ છો ?' પછી સુતના સંબંધથી મનોહર એવો મણકનો તેના જન્મથી મરણ પર્યંતનો વૃત્તાંત આચાર્યે તે શિષ્યોને કહી સંભળાવ્યો; અને પ્રાંતે કહ્યું કે—" વયે બાળક છતાં અલ્પકાળમાં પણ નિર્મળ ચારિત્ર પાળી તેણે સમાધિપૂર્વક કાળ કર્યો; માટે તે વયે બાળક છતાં ચારિત્રથી પ્રૌઢ હતો." એવા

સંબંધથી અકસ્માત્ મારા નેત્રમાં અશ્રુ આવી ગયાં; કારણ કે પુત્રસ્નેહ દુસ્ત્યજ છે." એટલે યશોભદ્રાદિક શિષ્યોએ મસ્તક નમાવીને કહ્યું કે–"હે ભગવન્! અપત્યનો સંબંધ આપશ્રીએ પ્રથમ અમને કેમ જણાવ્યો નહીં? 'આ મણકમુનિ આપનો પુત્ર છે' એમ જો આપશ્રીએ અમને સહજ ઇસારો કરી જણાવ્યું હોત તો 'ગુરૂપુત્રનું પણ ગુરૂની જેમ માન રાખવું' આ કહેવતને તેની ઉપાસનાથી અમે સત્ય કરી બતાવત." શિષ્યોના આવા ઉદ્ગારોથી આચાર્ય અત્યંત હર્ષિત થઇને બોલ્યા કે–"તપોવૃદ્ધ એવા તમારી વૈયાવૃત્તિરૂપ ઉત્તમ તપથી તેને સદ્ગતિ મળી છે. મારા પુત્ર તરીકેનો સંબંધ જો તમારા જાણવામાં આવ્યો હોત તો મણકમુનિ પાસે તમે ઉપાસના ન કરાવત અને તેથી તે મુનિ પોતાના સ્વાર્થને ભૂલી જાત. મેં એ મુનિને અલ્પાયુષ્ક જાણીને તેને શ્રુતધર બનાવવાને માટે સિદ્ધાંતનો સાર ઉદ્ધરીને દશવૈકાલિકસૂત્ર બનાવ્યું છે. એ સૂત્ર મણકમુનિને માટે બનાવ્યું હતું અને તેનાથી તેનો ઉદ્ધાર થયો. હવે એને યથાસ્થાને ગોઠવી તેનું સંવરણ કરી લઉં છું." આ પ્રમાણેના ગુરૂમહારાજના વિચાર જાણી યશોભદ્રાદિક મુનિઓએ શ્રીસંઘને કહ્યું કે–" આચાર્ય મહારાજ દશવૈકાલિક સૂત્રનું સંવરણ ( સંકોચી લેવું ) કરી લેવા ધારે છે." એટલે શ્રીસંઘે આચાર્યશ્રી પાસે જઇને અભ્યર્થના કરી કે–" હે ભગવન્ ! મણકમુનિને માટે બનાવેલ દશવૈકાલિક સૂત્ર સમસ્ત જગતના ઉપકાર નિમિત્તે થાઓ. હવે પછી ભવ્ય જીવો બહુ અલ્પબુદ્ધિવાળા અને અલ્પાયુષ્યવાળા થશે, માટે તેઓ મણકમુનિની જેમ તમારા પ્રસાદથી તેનો લાભ લઇને કૃતાર્થ થાઓ. વળી શ્રુતરૂપ કમળના પરાગ સમાન આ દશવૈકાલિકનું વારંવાર આચમન ( શ્રવણ ) કરીને અનગારરૂપ મધુકરો પ્રમુદિત થાઓ." આ પ્રમાણેના શ્રીસંઘના આગ્રહથી આચાર્ય મહારાજાએ દશવૈકાલિક સૂત્રનું સંવરણ ન કર્યું.

પછી શ્રીમાન્ શય્યંભવસૂરિએ શ્રુતસાગરના પારંગત એવા મહામુનિ યશોભદ્રને પોતાના પદપર સ્થાપિત કર્યા અને પોતે

સમાધિપૂર્વક મરણ પામીને સ્વર્ગસ્થ થયા. જગતમાં દીપક સમાન એવા શ્રુતકેવળી શું પોતાનું કાર્ય સાધવામાં પ્રમાદ કરે ? નજ કરે.

ઇતિ આચાર્ય શ્રીહેમચંદ્રે રચેલા પરિશિષ્ટપર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે પ્રભવદેવ તથા શય્યંભવ ચરિત્ર વર્ણનરૂપ પાંચમો સર્ગ સમાપ્ત થયો.

# સર્ગ ૬ ઠ્ઠો.

## યશોભદ્ર સૂરિ વિગેરેનાં વૃત્તાંત.



પછી પોતાના યશથી દિશાઓને પૂરનાર એવા શ્રીમાન્ યશોભદ્રસૂરિ ઉપવાસ વિગેરે તપસ્યાપૂર્વક આહારને લેતા વસુંધરાપર વિચરવા લાગ્યા. ચૌદ પૂર્વધારી એવા તે મહાત્મા અર્હત્પ્રણીત ધર્મથી, જળથી મેઘની જેમ વિસ્વ (ધર્મરૂપ ધન રહિત) એવા વિશ્વને પ્રસન્ન કરવા લાગ્યા. તેમના બુદ્ધિશાળી અને ચૌદ પૂર્વધર એવા ભદ્રબાહુ અને સંભૂતવિજય નામના બે શિષ્ય થયા. એટલે શ્રીમાન્ યશોભદ્રસૂરિએ શ્રુતના ભંડાર એવા તે બંનેમાં પોતાનું આચાર્યત્વ સ્થાપીને પરલોકનું સાધન કર્યું, અર્થાત્ સ્વર્ગે ગયા.

એકદા જગતનું કલ્યાણ કરનારા ભદ્રબાહુ ગુરૂ વસુધાપર વિહાર કરતા અને સાધુસમુદાયથી શોભતા રાજગૃહી નગરીએ ગયા. તે નગરમાં સમાન વયવાળા ચાર વણીક રહેતા હતા અને ઉદ્યાનવૃક્ષની જેમ તેઓ ચારે સાથેજ વૃદ્ધિ પામ્યા હતા. તેઓ શ્રીભદ્રબાહુ સ્વામી પાસેથી કષાયરૂપ અગ્નિને શાંત કરવામાં જળવૃષ્ટિ સમાન આર્હતધર્મ સાંભળીને પ્રતિબોધ પામ્યા. પછી ઇદ્રિયોને દમીને તથા ગૃહવાસથી વિમુખ થઇને તે ચારેએ સાથેજ શ્રીભદ્રબાહુ ગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરી; ત્યારપછી તીવ્ર તપ તપતા, શ્રુતનું ઉપાર્જન કરતા, યુગ ( ધોંસરી ) પ્રમાણ

દૃષ્ટિ કરી વસુધાતલ પર વિહાર કરતા; પ્રિય, તથ્ય અને પરિમિત વાણી બોલતા, કુક્ષિ માત્ર શંબલવાળા, નિરીહ; નિર્મમ; સમતાવંત, સંતોષી, ધર્મોપદેશ આપવામાં કુશળ અને કરૂણારસના સાગર એવા તે ચારે મુનિઓ હંસ જેમ સરોવરમાં પ્રવેશ કરે તેમ ગુરૂના અંતઃકરણમાં પ્રવેશ કરી તેઓ તેમને અતિ પ્રિય થઇ પડ્યા.

પછી ગુરૂની અનુજ્ઞાથી એકાકી વિહાર કરતા અને પ્રતિમા ધારણ કરતા એવા તેઓ પુનઃ રાજગૃહી નગરીએ આવ્યા. તે અવસરે દરિદ્રજનોના બાળકો પાસે દંતરૂપ વીણા વગડાવનાર, પદ્મિની અને પદ્મના સમૂહમાં હિમરૂપ અગ્નિને નાખનાર, શીતતાની પીડાથી આલિંગન કરતા યુવાનોના પ્રણયકોપને હરનાર, ધનવંત જનોને જાગતા અગ્નિની સગડી પાસે બેસાડનાર, તેમજ વૃક્ષોપર આરૂઢ થયેલા અને ઉંચા મુખ કરી રહેલા એવા વાંદરાઓ જ્યાં કંઇક સૂર્યના તાપને મેળવી શકે છે અને મુસાફરો જ્યાં મૃત્યુની ઇચ્છા કરી રહ્યા છે એવી હેમંતઋતુ શીતતાનો અત્યંત પ્રભાવ દર્શાવતી આવી. એવા અવસરે તે મહામુનિઓ આહાર કરીને તેનાથી નિવૃત્ત થઇ દિવસનાં ત્રીજે પહોરે વૈભારપર્વત તરફ જતા હતા. જતાં જતાં અનુક્રમે એક મુનિને પર્વતગુફાના દ્વાર પાસે, બીજાને નગરના ઉદ્યાનમાં, ત્રીજાને ઉદ્યાનની નજીકમાં અને ચોથાને નગર પાસેજ ચતુર્થ પ્રહર થઇ ગયો. 'ભિક્ષા કે ગમન ત્રીજે પહોરેજ કરવું' આવા અભિગ્રહને લીધે તેઓ ચોથે પહોરે ત્યાંજ પ્રતિમાધારી થઇને રહ્યા. તેમાં જે મુનિ ગિરિગુહાના દ્વારપાસે પહોંચ્યા હતા તેમને અત્યંત શીતનો પરાભવ થયો. જે ઉદ્યાનમાં હતા તેમને તેનાથી કંઇક ઓછો પરાભવ થયો. જે ઉદ્યાનની પાસે હતા તેમને તો બહુ ઓછો પરાભવ થયો અને જે નગરી સમીપ હતા, તેમને નગરીની ઉષ્ણતાથી અતિ અલ્પ પરાભવ થયો. તેઓ ચારે શીતના પરાભવથી પ્રથમ, દ્વિતીય, તૃતીય અને ચતુર્થ એમ અનુક્રમે ચાર પહોરે મરણ પામીને સ્વર્ગે ગયા.

એ વખતમાં ચંપાનગરીમાં શ્રેણિક રાજાનો પુત્ર કોણિક મરણ પામવાથી તેનો પુત્ર ઉદાયી રાજા થયો હતો. દુર્દિનથી ચંદ્રમાની જેમ પોતાના પિતાના મરણના શોકથી આક્રાંત થયેલા અને નિગૂઢ તેજવાળા તેને રાજ્ય કરવામાં પ્રમોદ થતો ન હતો. એટલે તેણે અમાત્યોને કહ્યું કે—" આ આખા નગરમાં મારા પિતાના ક્રીડાસ્થાનોને જોતાં મારૂં મન બહુ દુભાય છે. આ તેજ સભા છે, કે જ્યાં તાત પ્રતિક્ષણે મને પોતાના અંક (ખોળા)થી અલગ ન કરતાં સિંહાસનને અલંકૃત કરતા હતા, અહીં મારા તાત ભોજન કરતા હતા, અહીં ક્રીડા કરતા હતા, અહીં આનંદ કરતા હતા અને અહીં શયન કરતા હતા—એમ જળમાં પ્રતિબિંબિત થયેલ ચંદ્રમાની જેમ સર્વત્ર હું તેમનેજ જોઉં છું; અને જાણે મારી દ્રષ્ટિની આગળજ બેઠા હોય એવા તાતને જોતાં રાજ્યના ચિન્હને ધારણ કરનાર એવા મારા વિનયવ્રતને અતિચાર લાગે છે. વળી અહીં રહેતાં 'પિતા સદા મારા હૃદયમાં સ્થિત છે' એમ વિચારતાં મને સુખ થાય છે, પરંતુ સદા શલ્યની જેમ વિસ્તાર પામેલ શોક મને બહુ સતાવે છે."

આ પ્રમાણેનાં તેમનાં ઉદ્‌ગારો સાંભળી વાચંયમની જેમ બહુદૃષ્ટ (જેમણે બહુ જોયેલ છે તેવા), બહુશ્રુત (જેમણે બહુ સાંભળેલ છે તેવા) અને અત્યંત હિતકારી એવા અમાત્યો શોકરૂપ શલ્યનો ઉચ્છેદ કરનારી વાણીવડે કહેવા લાગ્યા કે—"હે રાજન્! ઈષ્ટ જનના વિયોગથી કોને સંતાપ ન થાય ? પણ તમારે ભુક્તાન્નની જેમ તેને જીર્ણ કરી દેવો ઘટે છે; અથવા તો આ નગરમાં રહેતાં તમને શોક થયાજ કરશે, માટે હે ધરાધિપ ! ક્યાંઈક બીજું નગર વસાવો. પૂર્વે તમારા પિતા કુણિકે પણ પિતાના શોકને લીધે રાજગૃહી નગરીનો ત્યાગ કરીને આ ચંપાનગરી વસાવી છે." અમાત્યોની આવી સલાહ મળવાથી ઉદાયી રાજાએ સારા નૈમિત્તિકોને બોલાવીને નગરને વસાવવા યોગ્ય સ્થાનની ગવેષણા કરવાનો આદેશ કર્યો; એટલે તેઓ સર્વત્ર ઉત્તરોત્તર પ્રદેશોને જોતા દ્રષ્ટિને આનંદ આપનાર અને રમ્ય એવા ગંગાના તટપર

ગયા. ત્યાં પુષ્પોથી રક્ત થયેલું, બહુ પત્રોવાળું અને અવનીનું આતપત્ર (છત્ર) હોય તેવું બહુ છાયાવાળું પાટલિવૃક્ષ તેમના જોવામાં આવ્યું. તે જોતાંજ તેમને વિચાર થયો કે-' અહો ! આ વૃક્ષ ઉદ્યાનની બહાર હોવા છતાં અતિ વિસ્તૃત છે.' આમ ચમત્કાર પામતા તેઓએ ત્યાં એક ચાસપક્ષી જોયો. પાટલિવૃક્ષની શાખાપર બેઠેલો તે પક્ષી વારંવાર પોતાનું મુખ ઉઘાડતો હતો અને તેમાં ભક્ષ્ય થવાને કેટલીક જીવાતો પોતાની મેળે આવીને પડતી હતી. આ પ્રમાણે જોઇ તેઓ વિચારવા લાગ્યા કે-" જેમ આ પક્ષીના મુખમાં કીડાઓ પોતાની મેળે આવીને પડ્યા કરે છે, તેમ આ ઉત્તમ સ્થાનમાં નગર વસાવતાં આપણા પુણ્યવંત રાજાને સંપત્તિઓ સ્વયમેવ આવીને પ્રાપ્ત થશે." આ પ્રમાણે વિચાર કરીને નગરયોગ્ય તે સ્થાનનો નિર્ણય કરી તેઓ ઉદ્યાથી રાજા પાસે આવ્યા અને ચાસપક્ષીને પ્રાપ્ત થતા ભક્ષ્યરૂપ નિમિત્તનું વર્ણન કરીને તેઓએ રાજાને તે હકીકત નિવેદન કરી. એવામાં બોલવા કુશળ એવો એક વૃદ્ધ નૈમિત્તિક બોલ્યો કે-' આ પાટલવૃક્ષ સામાન્ય નથી, એમ પૂર્વે જ્ઞાનીએ કહ્યું છે. તે વૃક્ષની હકીકત આ પ્રમાણે છે,—

" સમાન સૌંદર્ય ગુણવાળી અને જાણે સાથે જન્મેલી બે બ્હેનો હોય તેવી ઉત્તરમથુરા અને દક્ષિણમથુરા નામની બે નગરીઓ છે. તેમાંની ઉત્તરમથુરામાં દેવદત્ત નામનો એક વણિકપુત્ર રહેતો હતો, તે એકદા દિગ્યાત્રા નિમિત્તે દક્ષિણમથુરામાં ગયો. ત્યાં જયસિંહ નામના એક વણિકપુત્રની સાથે તેને મિત્રાઈ થઈ; અને તેઓ બંને પરસ્પર ગુપ્ત નિધાનને પામ્યા હોય તેવા હર્ષિત થયા. જયસિંહને રૂપસંપત્તિમાં વસુધાપર આવેલી સ્વર્ગની સુંદરી સમાન અન્નિકા નામની એક કુમારિકા બ્હેન હતી.

એકદા જયસિંહે પોતાની અન્નિકા બ્હેનને આજ્ઞા કરી કે-" આજે મિત્ર સહિત હું અહીં ભોજન કરવાનો છું, માટે સુંદર રસોઇ તૈયાર કરજે " એમ કહીને જયસિંહે દેવદત્તને નિમંત્રણ કર્યું, એટલે દેવદત્ત તેને ઘેર જમવા આવ્યો અને તેઓ બંને

સાથે ભોજન કરવા બેઠા. એટલે મનોહર વેષ પહેરીને અગ્નિકાએ ષડ્રસના સ્વાદથી સુંદર એવી અઢાર પ્રકારની રસોઈ તે બંનેને પીરસી. પછી તે બંનેને પ્રસન્ન કરવાને અને મક્ષિકાઓને દૂર કરવાને વ્યજન (પંખા)ને હલાવતી એવી તે એક ક્રિયા કરતાં બે અર્થ (પ્રયોજન)ને સિદ્ધ કરતી તેમની પાસે ઉભી રહી. પંખાના આંદોલનથી હાથના કંકણનો અવાજ કરતી એવી તે ચંદ્રમુખીને જોતાં દેવદત્ત કામવશ થઈ ગયો. લાવણ્યરસની દીર્ઘિકા (વાવ) સમાન તે બાળાને જોતાં તેની સાથે ક્રીડા કરવાની ઇચ્છાથી પરવશ થયેલો તે ભોજનના આસ્વાદને પણ ભૂલી ગયો. લતાપરની વાનરીની જેમ તેની દ્રષ્ટિ અગ્નિકાના પાદતલથી મસ્તક સુધી આરોહ અને અવરોહ ( ચડવું ઉતરવું ) કરવા લાગી. 'આ સુંદરીપર નેત્રમૈત્રીમાં અંતરાય ન થાય' એવા કારણથી તે સ્થિર છતાં વધારે સ્થિર થઈને ગજલીલાથી ભોજન કરવા લાગ્યો અને ભોજન થઈ રહ્યા પછી તે તેનું સ્મરણ કરતો સ્વસ્થાને ગયો. પછી બીજે દિવસે તેણે જયસિંહની પાસે અગ્નિકાની માગણી કરવા પોતાના સેવકોને મોકલ્યા. તેઓ ત્યાં જઈને કહેવા લાગ્યા કે-'હે જયસિંહ ! તમારે આ કન્યા જ્યારે બીજા કોઈને પણ આપવાની તો છેજ, તો દેવદત્તને તે આપો; કારણ કે એની સ્થિતિ તમે સારી રીતે જાણો છો.'

આ પ્રમાણેની માગણી સાંભળીને જયસિંહ બોલ્યો કે-"એ કુલીન, કલાજ્ઞ, વિચક્ષણ અને યુવાન છે. વધારે શું કહેવું? વરને યોગ્ય બધા ગુણો એનામાં છે, પરંતુ હું મારી બ્હેન તો તેનેજ આપવાનો છું કે જે મારા ઘરમાંજ રહે, બીજે જાય નહિ. મારી જેમ તેને તો હું અહિંજ રહેલો જોવાને ઇચ્છું છું અને દેવદત્ત તો આજ કાલમાં જવાનો છે. શું તમે સાંભળ્યું નથી કે વિદેશી હોય તે પ્રાયઃ વહેલો મોડો અવશ્ય જાયજ; વળી એ બ્હેન મને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે, તે મારા ઘરમાં સાક્ષાત્ લક્ષ્મી સમાન છે, માટે હું તેને વરને ઘેર મોકલવાનો નથી; તેથી જો એક પુત્રનો જન્મ થાય, ત્યાં સુધી આ પ્રમાણે કરવાને ( અહીં

રહેવાને) કબુલ હોય, તો દેવદત્ત આ મારી અગ્નિકા બ્હેનને ખુશીથી પરણે." સેવકોએ જઈને તે વાત દેવદત્તને કરી અને દેવદત્તની આજ્ઞાથી તેઓએ એ વાત કબુલ રાખી; એટલે દેવદત્ત શુભ દિવસે તે કન્યાને પરણ્યો.

એકદા ત્યાં અગ્નિકાના પ્રેમતંતુથી બંધાઇને રહેતાં તેને ઉત્તરમથુરાથી તેના માતપિતાએ આવા પ્રકારનો એક લેખ (કાગળ) મોકલ્યો—"હે ચિરંજીવી વત્સ! અમે ચક્ષુહીન થઇ ચતુરિંદ્રિયપણાને પામ્યા છીએ, જરાથી અમારા સર્વ અંગ જર્જરિત થઇ ગયા છે અને હવે યમની આજ્ઞા ઉઠાવવાનો સમય નજીક આવ્યો જણાય છે, માટે હે કુલિન પુત્ર! જો અમને જીવતાં જોવાની ઇચ્છા રાખતો હોય તો અહીં આવી અમારા રડતા નેત્રને શાંત કર." આ પ્રમાણેના સ્નેહસાગરને વિકસિત કરવામાં સુધાકર સમાન તે લેખને તેણે વાંચ્યો અને અવિચ્છિન્નપણે ઝરતા નેત્રના નીરથી તેને પલાળ્યો. પછી તે વિચાર કરવા લાગ્યો કે—"અહો! મને પુનઃ પુનઃ ધિક્કાર થાઓ. મેં મારા વ્હાલા માબાપને પણ વિસારી મૂક્યા. હું અહીં વિષયમગ્ન થઇને બેઠો છું અને મારા માબાપની આવી દશા થઈ છે! અરે હવે શું કરૂં? સ્ત્રીને હજી બાળક અવતર્યો નથી એટલે મારે શી રીતે ત્યાં જવું? પોતાનાજ વચનરૂપ પાશથી બંધાયેલ એવા મારી હવે શી ગતિ થશે?" આ પ્રમાણે તે વિચારે છે એટલે અગ્નિકા પણ તત્કાળ તેના દુઃખથી દુઃખિત થઇ અને તેના અશ્રુપૂર્ણ નેત્રને લુંછવાવડે પોતાના વસ્ત્રને આર્દ્ર કરતી તે આ પ્રમાણે બોલી કે—"હે નાથ! તમારા નેત્રરૂપ ચંદ્રકાંતના દુર્વાર જળને દ્રવિત કરવામાં ચંદ્રમા જેવી કળાને ધારણ કરનારો આ લેખ કોણે મોકલ્યો છે? હે સ્વામિન્! દિવસના ચંદ્રમા જેવા તમારા નિસ્તેજ મુખને જોઇને મને ખાત્રી થાય છે કે આ અશ્રુપ્રવાહ હર્ષનો નથી, પણ દુઃખનો છે, માટે હે પ્રાણપ્રિય! દુઃખનું કારણ પ્રકાશવાનો પ્રસાદ કરવાવડે મારી ઉપર અનુગ્રહ કરો કે જેથી આપના દુઃખની હું પણ ભાગીદાર થાઉં." આ પ્રમાણે કહ્યા છતાં દુઃખિત દેવદત્તે

તેને કાંઈ પણ પ્રત્યુત્તર ન આપ્યો, પરંતુ પોતાના નયનનીરથી તે લેખને આર્દ્ર કરતોજ તે બેસી રહ્યો, એટલે અન્નિકાએ તે લેખ હાથમાં લઇને પોતે વાંચ્યો અને તેના દુઃખનું કારણ તે તરત સમજી ગઈ; એટલે કહેવા લાગી કે—"હે આર્યપુત્ર! તમે કોઈ રીતે ખેદ ન કરો. હું થોડાજ વખતમાં મારા ભાઇને સમજાવીશ અને તમારૂં મનોવાંછિત સિદ્ધ કરાવીશ."

આ પ્રમાણે કહીને તે ઉપરથી અત્યંત ક્રોધ બતાવતી પોતાના ભાઈ પાસે જઇને કહેવા લાગી કે—"હે વિવેકી બંધુ! આ તમે શું આદર્યું છે? પોતાના કુટુંબના વિયોગથી તમારો બનેવી અત્યંત દુઃખિત થાય છે અને સાસુ સસરાને મળવાને માટે હું પણ અતિ ઉત્કંઠિત થઈ છું; માટે પોતાના ઘરભણી જવાને મારા સ્વામીને અનુજ્ઞા આપો. હું પણ તેમની સાથેજ જઈશ; કારણ કે આ પ્રાણ તેમને આધીન છે; વળી પોતાના વચનથી બંધાયેલ મારા સ્વામી કદાચ અહીં રહેશે, તથાપિ હું તો સાસુ સસરાને પ્રણામ કરવાને માટે એકલી પણ જઇશ, તો પછી મારા સ્વામીને રાખવાથી તમારે શું પ્રયોજન છે?" આ પ્રમાણે આગ્રહ સહિત કહ્યું, એટલે જયસિંહે ઉત્તરમથુરા તરફ જવાની તેને રજા આપી. પછી દેવદત્તે તે નગરીથી પ્રયાણ કર્યું અને રાત્રિ જેમ સુધાકરને અનુસરે તેમ અન્નિકા પણ તેની સાથે ચાલી. તેમના પ્રયાણ વખતે અન્નિકા સગર્ભા અને નિકટપ્રસવા હતી; તેથી માર્ગમાંજ તેણે એક સારા લક્ષણવાળા બાળકને જન્મ આપ્યો, 'આપણા વૃદ્ધ માબાપ આ બાળકનું નામ પાડશે' એમ ધારીને તે દંપતીએ પોતાની બુદ્ધિથી તેનું નામ ન પાડ્યું; પણ સાથે આવનારા પરિજનો રસ્તામાં તે બાલકને આનંદપૂર્વક રમાડતાં 'અન્નિકા પુત્ર' એવા નામથી બોલાવવા લાગ્યા. એમ કરતાં અનુક્રમે દેવદત્ત ઉત્તરમથુરાએ પહોંચ્યો. પોતાના માબાપને નમ્યો. તેમણે તેના મસ્તક પર પ્રેમચુંબન કર્યું; પછી 'આ મારી પરદેશની કમાણી લ્યો.' એમ કહીને તેણે પ્રસન્ન થયેલા પોતાના માબાપના હાથમાં તે બાળક અર્પણ કર્યો. તે વખતે 'આ તમારી વધૂ અને

આ એની કુક્ષિથી જન્મ પામેલો તમારો પૌત્ર." એ પ્રમાણેને સંબંધ ભક્તિભાવિત વાણીથી તેણે કહી સંભળાવ્યો. પછી માતપિતાએ તે બાળકનું **સંધીરણ** એવું નામ પાડ્યું. પણ લોકમાં તો તે '**અગ્નિકાપુત્ર**' એવા નામથીજ પ્રસિદ્ધ થયો.

પછી કુટુંબજનથી લાલન પાલન કરાતાં વૃદ્ધિ પામતો તે અગ્નિકાપુત્ર ચાર વર્ગને ઉપાર્જન કરવાનું જેમાં કાર્ય રહેલું છે એવા મધ્યમ વયને પામ્યો. પરંતુ તે બુદ્ધિમાન્ અગ્નિકાપુત્રે યૌવનવયમાં પણ તૃણની જેમ ભોગસુખનો ત્યાગ કરીને **જયસિંહ** નામના આચાર્યની પાસે દીક્ષા લઈ લીધી અને વ્રતધારીઓમાં શ્રેષ્ઠ એવા તે અસિધારા જેવા તીક્ષ્ણ વ્રતથી પોતાના દારૂણ એવા કર્મ–કંટકોને વિદારવા લાગ્યા. અત્યંત પ્રદીપ્ત એવા તપરૂપ અગ્નિથી કર્મરૂપ તીવ્ર મળને દગ્ધ કરીને અગ્નિથી શોચ થયેલા વસ્ત્રની જેમ તે પોતાના આત્માને શોધવા (શુદ્ધ કરવા) લાગ્યા. અનુક્રમે પરિણુત જ્ઞાન, દર્શન અને ચારિત્રવાળા તે મુનિ પોતાના ગચ્છરૂપ કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન આચાર્યવર્ય થયા.

એકદા તે મુનિ વૃદ્ધાવસ્થામાં પોતાના પરિવાર સહિત વિહાર કરતા, ગંગાતટના વિભૂષણ સમાન પુષ્પભદ્ર નામના નગરમાં ગયા. ત્યાં **પુષ્પકેતુ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને કામદેવને રતિની જેમ પુષ્પવતી નામની વલ્લભા હતી અને તેમને પુત્ર અને પુત્રીનું એક જોડલું થયું હતું, તેના **પુષ્પચૂલ** અને **પુષ્પચૂલા** એવાં નામ રાખવામાં આવ્યા હતા. તે બંને બાળક સાથેજ વૃદ્ધિ પામતા હતા અને સાથેજ રમતા હતા; તેથી તે બંનેને પરસ્પર અત્યંત પ્રીતિ બંધાઇ ગઇ. આ જોઇને રાજા વિચારવા લાગ્યો કે–"પરસ્પર સ્નેહાળ એવા આ બાળકોનો જો વિયોગ થશે, તો તેઓ ખરેખર એક ક્ષણવાર પણ જીવી શકવાના નથી અને હું પણ એમનો વિયોગ સહન કરવાને અસમર્થ છું; માટે એમનુંજ પરસ્પર વિવાહમંગળ થાય તો સારૂં!"

આ પ્રમાણે વિચાર કરીને રાજાએ પોતાના મિત્રોને, મંત્રીઓને અને પુરજનોને બોલાવીને પૂછ્યું કે–'અંતઃપુરમાં જે રત્ન

ઉત્પન્ન થાય, તેનો માલીક કોણ ?' તેઓ બોલ્યા કે-'પોતાના દેશમાં પણ જે રત્ન ઉત્પન્ન થાય, તેનો માલીક રાજા થાય, તો અંતઃપુરની શી વાત કરવી ? પોતાના દેશમાં જે જે રત્ન ઉત્પન્ન થાય, તેનો રાજા યથેચ્છપણે નિયોગ કરી શકે. તેને બાધા કરનાર કોણ હોય ?' રાજાના કથનનો ભાવ ન જાણનારા એવાં તેમનાં વચનના આધારે રાજાએ પોતાના બંને બાળકો ( પુત્ર પુત્રી ) નો સંબંધ જોડી દીધો. તેની રાણી પુષ્પવતી શ્રાવિકા હતી, તેણે રાજાને તેમ કરતાં અટકાવ્યો, પણ તેણે તેની પણ દરકાર કરી નહિ.

પછી પુષ્પચૂલ અને પુષ્પચૂલા-બંને દંપતી અત્યંત અનુરાગી થઇ ગૃહસ્થધર્મ પાળવા લાગ્યા. અનુક્રમે પુષ્પકેતુ રાજા મરણ પામ્યો, એટલે નિર્મળ ગુણોથી શોભતો એવો પુષ્પચૂલ રાજા થયો. તે વખતે પતિના અકૃત્યને અટકાવતાં પતિથી અપમાન પામેલી પુષ્પવતી રાણીએ વૈરાગ્ય પામીને દીક્ષા લઇ લીધી. તે મરણ પામીને પ્રવ્રજ્યાના પ્રભાવથી દેવત્વ પામી. 'પ્રવ્રજ્યા કદાચ મોક્ષદાયક ન થાય, તો પણ નિઃસંશય સ્વર્ગદાયક તો થાયજ છે.' તે દેવતાએ અવધિજ્ઞાનથી પોતાના પુત્ર પુત્રીને અકૃત્યપરાયણ જોયા એટલે સ્નેહને લીધે તે વિચારવા લાગ્યો કે-'આ મારા પૂર્વજન્મના પ્રાણપ્રિય પુત્ર પુત્રી છે, માટે એ નરકમાં ન પડે તેવી યુક્તિ કરૂં.' આ પ્રમાણે વિચાર કરીને તે દેવતાએ પોતાની પુત્રીને સ્વપ્નમાં નરકાવાસથી દારૂણ, છેદન ભેદનાદિક દુઃખથી આર્ત્ત થઇને આરટન કરતા નારક જીવોથી આકુળ, પાતકથીજ જાણે વ્યાપ્ત હોય તેવા અને અંધકારના સમૂહથી દુર્દર્શ એવા બધા નરક દેખાડ્યા. એટલે શ્યેનથી મુક્ત થયેલ વર્તિકા ( ચકલી ) ની જેમ, દાવાનળથી નીકળેલ મૃગલીની જેમ, પરપુરૂષના હસ્તસ્પર્શના ભયથી પલાયિત થયેલ સતીની જેમ, અને પ્રાપ્ત થયેલ ચારિત્રમાં લાગેલ અતિચારથી વ્યાકુળ થયેલ સાધ્વીની જેમ તે સ્વપ્નમાં નરકને જોઇને જાગ્રત થતાં ભયથી કંપવા લાગી. નરકને જોવાથી જાણે પોતે નરકમાંજ પડેલી હોય, તેમ ભય પામતી પુષ્પચૂલાએ તે સ્વપ્નની બધી વાત પોતાના

પતિને નિવેદન કરી; એટલે પુષ્પચૂલાનું કુશળ ઇચ્છનાર એવા પુષ્પચૂલ રાજાએ શાંતિપાઠમાં કુશળ એવા પંડિતો પાસે સંપૂર્ણ શાંતિકર્મ કરાવ્યું. પરંતુ તે દેવ તો તેના હિતની ઇચ્છાથી દરરોજ રાત્રિએ તેને તેવાજ ભયંકર નરક દેખાડવા લાગ્યો; એટલે રાજાએ બધા પાખંડીઓને બોલાવીને પૂછ્યું કે-' નરક કેવા છે તે કહો.' આથી અલ્પબુદ્ધિવાળા તેઓ કહેવા લાગ્યા કે-' હે રાજન્! ગર્ભાવાસ, કારાગૃહવાસ, દરિદ્રતા અને પરતંત્રતા-એ બધા સાક્ષાત્ નરકજ છે.' આ સાંભળીને દુર્ગંધીને સુંઘનારની જેમ મુખ મરડતી એવી પુષ્પચૂલાએ પોતાના સ્વપ્ન કરતાં ભિન્ન બોલનારા એવા તેમને વિસર્જન કર્યા. પછી રાજાએ અગ્નિકાપુત્ર આચાર્યને બોલાવીને તેજ પ્રમાણે પૂછ્યું; એટલે જેવું પુષ્પચૂલાએ સ્વપ્નમાં જોયું હતું તેવું નરકનું સ્વરૂપ તેમણે કહી બતાવ્યું. તે સાંભળી રાણીએ કહ્યું કે-'હે ભગવન્! શું મારી જેમ તમે પણ સ્વપ્ન જોયું છે? નહિ તો આ પ્રમાણે તમે શી રીતે જાણી શકો?' આચાર્ય બોલ્યા કે-'હે ભદ્રે! સ્વપ્ન જોયા વિના પણ સંસારમાં એવી કોઇ વસ્તુ નથી કે જે જિનાગમથી જાણી ન શકાય.' પુષ્પચૂલાએ પૂછ્યું કે-' હે ભગવન્! આવા ઘોર નરક પ્રાણીને કયા કર્મથી પ્રાપ્ત થાય?' ગુરૂમહારાજે કહ્યું કે-' હે ભદ્રે! મહા આરંભ અને મહા પરિગ્રહથી, ગુરૂને ઓળવવાથી, પંચેંદ્રિય જીવોનો વધ કરવાથી અને માંસાહાર કરવાથી પ્રાણીઓ પાપ કરીને આવા નરકમાં જાય છે અને ત્યાં દુઃખોનો અનુભવ કરે છે.'

ત્યારપછી તે દેવે તેને સ્વપ્નમાં નરકની જેમ વિપુળ સુખપૂરિત સ્વર્ગ દેખાડયા, એટલે તેણે જાગ્રત થઇને સ્વર્ગદર્શનની વાત પતિને નિવેદન કરી. આથી તેણે પાખંડીઓને બોલાવીને પૂછ્યું કે 'સ્વર્ગનું લક્ષણ શું છે તે કહો.' એટલે તેઓમાંના કેટલાક કહેવા લાગ્યા કે 'પ્રિયજનનો સમાગમ એજ સ્વર્ગનું સ્વરૂપ છે.' બીજા કેટલાક બોલ્યા કે 'આ સંસારમાં જે જે સુખનાં કારણ છે તેજ સ્વર્ગ છે.' આ પ્રમાણે તેમણે કહેલ સ્વર્ગનું સ્વરૂપ પુ-

ષ્પચૂલાએ માન્યું નહિ; કારણ કે સ્વર્ગનું યથાર્થ સ્વરૂપ તેણે સ્વપ્નમાં જોયું હતું. પછી રાજાએ અગ્નિકાસુત આચાર્યને બોલાવીને દેવતાઓની સ્થિતિ પૂછી, એટલે તે કહેવા લાગ્યા કે-'દેવતાઓને મનોવાંછિત કાર્ય તરત સિદ્ધ થાય છે, તેમના શાશ્વત વિમાનોમાં કલ્પવૃક્ષસહિત આરામ હોય છે, સુવર્ણ કમળવાળી વાપીઓ હોય છે, દેવીઓ તેમના ચિત્તને અનુકૂળ હોય છે અને અત્યંત સ્વરૂપવતી તથા કલાવતી હોય છે, તેમના આભિયોગિક (સેવક) દેવતાઓ આજ્ઞા પ્રમાણે વર્ત્તનારા હોય છે, તેમની ઈચ્છા પ્રમાણે દિવ્ય સંગીત, નાટક તથા ઉત્સવો થાય છે, તેમના મનોહર રત્નના ઘર હોય છે અને પોતાના પરિવારમાં રહ્યા સતા તેઓ સર્વ પ્રકારની શક્તિ ધરાવે છે. અનુત્તર વિમાનથી તે વ્યંતરપુર સુધી દેવતાઓને જે કંઇ સુખ છે તે વચનદ્વારા શી રીતે કહી શકાય?' તે સાંભળીને પુષ્પચૂલા બોલી કે-'શું તમે સ્વપ્નમાં બધા સ્વર્ગો જોયા છે, કે જેથી આવું સ્વરૂપ જાણો છો.' મુનિ બોલ્યા કે-'હે કલ્યાણી! જિનાગમરૂપ સુધાનું પાન કરનારા અમે સ્વર્ગના સુખો જાણીએ છીએ અને ઈતર પણ સર્વ જ્ઞેય પદાર્થો અમે જાણીએ છીએ.'

પછી રાણીએ 'જિનેશ્વર ભગવંતનું વચન પ્રમાણ છે' એમ નિશ્ચય કરીને ઋષિને પૂછયું કે-'હે ભગવન્! કયા કર્મથી જીવને સ્વર્ગની પ્રાપ્તિ થાય?' આચાર્ય બોલ્યા કે-'જે સંસારી પ્રાણીનો અરિહંતમાં દેવપણાનો અને સુસાધુમાં ગુરૂપણાનો દૃઢ નિશ્ચય હોય તેને સ્વર્ગની પ્રાપ્તિ દૂર નથી.' એમ કહીને મુનિએ ચારિત્રધર્મનું સ્વરૂપ જણાવ્યું, એટલે રાણી લઘુકર્મીપણાથી સંસારથી વૈરાગ્ય પામીને કહેવા લાગી કે-'હે ભગવન્! પતિની રજા લઇને આપની પાસેજ આ માનવ જન્મરૂપ વૃક્ષના ફળ સમાન પ્રવ્રજ્યા હું અંગીકાર કરીશ.' એમ કહી તે ઋષિને નમસ્કારપૂર્વક વિસર્જન કરીને પુષ્પચૂલાએ રાજા પાસે અનુજ્ઞા માગી, એટલે રાજાએ કહ્યું કે-' હે સુન્દરી! તું સાધ્વી થઇને જો મારે ત્યાંથીજ ભીક્ષા લે, તો વ્રતને માટે હું તને અનુજ્ઞા આપું.' આ પ્રમા-

ણેની રાજાની સરત કબુલ રાખીને કલ્પલતાની જેમ યાચકોને દાન આપી રાજાએ જેનો નિષ્ક્રમણોત્સવ કર્યો છે, અને સ્ત્રીઓમાં જે મુગટપણાને પ્રાપ્ત થયેલી છે એવી તે મહાશય પુષ્પચૂલાએ અગ્નિકાપુત્રના ચરણ સમીપે જઇને દીક્ષા અંગીકાર કરી. પછી ગુરૂમહારાજના આદેશથી ઇર્યાપથિકી વિગેરે સર્વ શિક્ષા તેણે સ્વીકારી લીધી; કારણકે શુદ્ધાત્માઓને સામાચારી પ્રધાનજ સર્વ કાર્ય હોય છે.

એકદા અગ્નિકાપુત્ર આચાર્યે 'આ દેશમાં ભાવી દુષ્કાળ થશે' એમ જાણીને મુનિસમુદાયને દેશાંતરમાં મોકલ્યો. કારણ કે 'જ્યાં જીવન ચાલી શકે, તેજ દેશ કહેવાય.' 'બાર વર્ષ પર્યંત દુષ્કાળનો ઉપદ્રવ રહેશે.' એમ શ્રુતજ્ઞાનથી તથા ગુરૂમહારાજના ઉપદેશથી જાણીને સર્વમુનિઓ અન્ય સ્થળે ચાલ્યા ગયા; પરંતુ પોતાનું જંઘાબળ ક્ષીણ થવાથી આચાર્ય મહારાજ પોતાના પરિવાર વિના પણ પરિષહ સ્વીકારીને ત્યાંજ રહ્યા. પછી પ્રતિદિન અંતઃપુરમાંથી અન્નપાણી લાવીને ભક્તિમતિ પુત્રી જેમ પિતાને આપે, તેમ પુષ્પચૂલા સાધ્વી ગુરૂમહારાજને આપવા લાગી.

એકદા અનન્ય મનથી ગુરૂમહારાજની ઉપાસના કરતાં અને સંસારની અસારતા ભાવતાં પુષ્પચૂલાને અપૂર્વકરણના યોગે મોક્ષસંપત્તિના નિદાનરૂપ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પોતાને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા છતાં પુષ્પચૂલા ગુરૂની વિશેષ રીતે વૈયાવૃત્ય કરવા લાગી. આ સંબંધમાં આગમમાં પણ આ પ્રમાણે કહ્યું છે કે–'પૂર્વે કૃત્ય કરવાનું જેને સોંપવામાં આવેલ હોય, તેણે તે કામ જ્યાંસુધી અન્ય તેને કેવળી તરીકે જાણી ન શકે ત્યાંસુધી કેવળી થયા છતાં કર્યા કરવું.' પુષ્પચૂલા તો કેવળજ્ઞાનના પ્રભાવથી આચાર્ય મહારાજ જે જે ચિંતવતા હતા તે બધું કરી લેતી હતી. આથી આચાર્યે એકદા સાધ્વીને પૂછ્યું કે–'હે વત્સે! આ પ્રમાણે મારા અભિપ્રાયને તું શી રીતે જાણી શકે છે કે જેથી મારૂં ચિંતિત બધું સંપાદન કરે છે?' પુષ્પચૂલાએ કહ્યું કે–'હું તમારી પ્રકૃતિ જાણું છું, કારણકે જે નિરંતર જેની પાસે વસતું હોય, તે તેની પ્રકૃતિ યથાર્થ જાણી શકે છે.'

એકદા તે સાધ્વી વરસાદમાં આહાર લઈને આવ્યા, એટલે આચાર્યે કહ્યું કે–' હે વત્સે ! તું શ્રુતજ્ઞ છે તો તારે વૃષ્ટિમાં આમ લાવવું તે ઉચિત છે ? ' એટલે તે બોલી કે–' હે ભગવન્ ! માર્ગમાં જે માર્ગે અચિત્ત અપ્કાય હતા, તેજ માર્ગે થઈને હું આવી છું; માટે અહીં પ્રાયશ્ચિત્ત લાગવાનું કશું કારણ નથી. ' આ પ્રમાણેનો ઉત્તર સાંભળી સૂરિ બોલ્યા કે–' અચિત્ત અપ્કાયનો માર્ગ તેં શી રીતે જાણ્યો ?' એટલે પુષ્પચૂલાએ કહ્યું કે– ' મને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. ' તે સાંભળી આચાર્ય બોલ્યા કે–' અહો ! મેં કેવળીની આશાતના કરી, માટે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ' એમ કહીને તેઓ ચિંતવવા લાગ્યા કે– ' હું સિદ્ધ થઈશ કે નહિ ?' એટલે કેવળી સાધ્વી બોલ્યા કે– ' હે મુનિવર્ય ! તમે ખેદ ન કરો. ગંગા નદી ઉતરતાં તમને પણ અવશ્ય કેવળજ્ઞાન ઉત્પન્ન થશે. '

પછી ગંગાનદી ઉતરવાને આચાર્ય મહારાજ લોકોની સાથે તેજ વખતે નાવમાં બેઠા; કારણ કે સ્વાર્થની ઉપેક્ષા કોણ કરે ? હવે તે આચાર્ય નાવના જે જે ભાગપર બેસતા તે તે બાજુનો નાવનો ભાગ પાણીમાં ડુબી જવા લાગ્યો, એટલે આચાર્ય નાવના મધ્યભાગમાં બેઠા એટલે આખી નાવ લોહની જેમ ચારે બાજુએથી પાણીમાં ડુબવા લાગી. તે જોઈ નાવમાં બેઠેલા લોકોએ આચાર્યને પાણીમાં નાખી દીધા. એ વખતે શાસનની શત્રુભૂત એવી કોઈ દેવીએ તેમને શૂળીપર પરોવી ધારી લીધા. ગંગા નદીમાં શૂળીમાં પરોવાયા છતાં આચાર્ય આ પ્રમાણે ચિંતવવા લાગ્યા કે–" અહો ! આ મારૂં શરીર અનેક પ્રાણીઓને ઉપદ્રવનું કારણભૂત થાય છે. મારૂં રૂધિર જળમાં પડવાથી અનેક જીવોની વિરાધના થાય છે." આ પ્રમાણે અપ્કાયાદિક જીવોની દયાની ઉત્કૃષ્ટ ભાવના ભાવતાં અને ક્ષપકશ્રેણીપર આરૂઢ થતાં તે સૂરી અંતકૃત્કેવલી થયા અને ચતુર્થ શુકલધ્યાનમાં સ્થિત થઈ તરતજ નિર્વાણ પામ્યા, એટલે ત્યાં નિકટ રહેલા દેવતાઓએ તેમનો નિર્વાણમહોત્સવ કર્યો. દેવતાઓએ જે સ્થાને નિર્વાણ મ-

હિમા કર્યો તે સ્થાન પ્રયાગતીર્થના નામથી પ્રસિદ્ધ થયું

હવે અન્નિકાપુત્રની કરોટી (મસ્તક) મગર વિગેરે જળજંતુઓથી ત્રુટિત થતી જળતરંગોના યોગે નદીના કિનારાપર આવી. નદીના તટપર શુક્તિકાની જેમ આમતેમ ડોલાયમાન થતી તે કરોટી [ ખોપરી ] કોઇક ગુપ્ત અને વિષમ પ્રદેશમાં અટકી રહી. એક દિવસ દૈવયોગે તે કરોટિની અંદર પાટલવૃક્ષનું બીજ પડી ગયું અને તે કરોટિને ભેદીને તેના દક્ષિણ ચિબુકથી પાટલીવૃક્ષ ઉગ્યો અને તે વૃક્ષ અનુક્રમે વિશાળ થયો તેજ આ છે. મહામુનિના મસ્તકમાં ઉત્પન્ન થયેલ હોવાથી એ પાટલવૃક્ષ પવિત્ર ગણાય છે અને તેનો મૂળ જીવ એકાવતારી હોવાથી તે વિશેષ રીતે પવિત્ર છે.

માટે અહીં પાટલવૃક્ષના પ્રભાવના આધારે અને ચાસપક્ષીના નિમિત્તને જોઇને નગરની સ્થાપના કરો." તે વખતે સર્વ નૈમિત્તિકોની આજ્ઞાથી એક નૈમિત્તિક બોલ્યો કે–'નગરની સ્થાપના કરતાં શિયાલણીના શબ્દ પર્યંત સૂત્ર [ તંતુ ] લેવું.' પછી 'તમે કહો છો તે પ્રમાણ છે.' એમ કહીને રાજાએ તે નૈમિત્તિકોને નગર સ્થાપનાના વિભાગમાં સૂત્રપાતને માટે આદેશ કર્યો. તેઓએ પાટલીવૃક્ષના પૂર્વ વિભાગથી શરૂ કરીને પશ્ચિમમાં, ત્યાંથી ઉત્તરમાં, ત્યાંથી પુનઃ પૂર્વમાં અને ત્યાંથી દક્ષિણમાં શિયાલણીના શબ્દાવધિ જઇને સૂત્ર પાડ્યું, એટલે નગરનો આ પ્રમાણે ચતુરસ્ર [ સમચોરસ ] સન્નિવેશ થયો. પછી તેમણે અંકિત કરેલા ભૂપ્રદેશમાં રાજાએ નગર વસાવ્યું અને પાટલીવૃક્ષના નામથી પાટલીપુત્ર નગર નામ પાડવામાં આવ્યું. તે નગરમાં રાજાએ શાશ્વત જિનાલય સમાન એક ઉત્તમ જિનમંદિર કરાવ્યું. પછી રાજાએ શુભ દિવસે મહોત્સવપૂર્વક ગજ અને અશ્વશાળાથી સંયુક્ત, રાજમંદિરથી મનોહર, વિશાળ કિલ્લાયુક્ત, મોટા ગોપુર [ કિલ્લાના મુખ્ય દ્વાર ] સહિત મોટા આવાસોથી સુંદર, પુણ્યશાળા, સત્રશાળા અને પૌષધશાળાથી વિભૂષિત એવા તે નગરમાં પ્રવેશ કર્યો. લક્ષ્મીથી ઉદય પામતો અને પોતાના પરાક્રમની જેમ આર્હત

ધર્મને વિસ્તારતો ઉદાયી રાજા ત્યાં સુખે સુખે રાજ્ય કરવા લાગ્યો. શ્રી જિનેશ્વર દેવ, સુસાધુ ગુરૂ અને અર્હંતપ્રણીત ધર્મ—એમ દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વને તે હૃદયમાં શ્રદ્ધાથી ધારણ કરવા લાગ્યો. ચાર મુખ્ય પર્વમાં ઉપવાસાદિક તપપૂર્વક પોતાના આત્માની શુદ્ધિ કરવા મહામનવાળો તે રાજા પૌષધશાળામાં જઇને પૌષધ ગ્રહણ કરતો હતો. ધર્મને બાધા ન કરતાં ક્ષાત્રતેજને પણ પ્રસારતા એવા તેણે બધા રાજાઓને ચતુર્થ ઉપાય [ભેદ]થી પોતાના સેવકો બનાવી દીધા હતા. અત્યંત આક્રાંત થયેલા [ દબાયેલા ] એવા તે બધા રાજાઓ પણ ‘ જ્યાં સુધી આ ઉદાયીરાજા જીવે છે, ત્યાંસુધી આપણને રાજ્યસુખ નથી’ એમ જાણી તેની આજ્ઞા પૂરેપૂરી માન્ય કરતા હતા.

અન્યદા એક રાજાનો કંઇક અપરાધ થતાં પરાક્રમમાં ઇંદ્ર સમાન ઉદાયી રાજાએ તેનું રાજ્ય છીનવી લીધું; એટલે રાજ્ય ભ્રષ્ટ થયેલ તે રાજા રાજ્ય મૂકીને ભાગતાંજ મરણ પામ્યો અને તેનો એક પુત્ર ભમતો ભમતો ઉજ્જયિની નગરીમાં ગયો. ત્યાં રાજ્યભ્રષ્ટ એવો તે કુમાર અવંતિપતિની સેવા કરવા લાગ્યો. તેની વાતો સાંભળવાથી અવંતિપતિ પણ ઉદાયી નૃપપર અમર્શ કરવા લાગ્યો.

એકદા તે સેવક રાજપુત્રે અવંતીના રાજાને વિજ્ઞપ્તિ કરી કે—‘ હે દેવ ! જો આપની આજ્ઞા હોય તો હું ઉદાયી રાજાને સાધું ( વશ કરૂં ). પરંતુ તમારે મારા અવ્યભિચારી સહાયક થવું, કારણ કે પોતાના પ્રાણને તૃણ સમાન ગણીને વૃથા સાહસ કોણ કરે ?’ અવંતીનાથે તે વાત કબુલ કરી, એટલે તે રાજપુત્ર પાટલીપુત્ર નગરે ગયો અને ઉદાયી રાજાનો સેવક થઇને રહ્યો. ત્યાં વ્યંતર જેમ માંત્રિકના છિદ્ર જુએ તેમ તે ઉદાયી રાજાના છિદ્ર જોવા લાગ્યો, પરંતુ તે દુરાત્મા તેમાં કંઇ ફાવ્યો નહિ. અન્યદા પરમ શ્રાવક એવા ઉદાયી રાજાના મંદિરમાં સર્વદા અનિવાર્ય ગમન કરતા એવા જૈનમુનિઓનેજ તેણે જોયા, એટલે ઉદાયી રાજાના ભવનમાં પ્રવેશ કરવાની ઈચ્છાથી તેણે એક આચાર્ય પાસે દીક્ષા લીધી; અને માયાથી પણ નિરતિચારપણે વ્રત પાળતાં તેણે મુનિઓને

એવી રીતે સાધ્યા કે જેથી તેઓ તેને આધીનજ થઇ ગયા. દંભપ્રધાન તેનું સાધુપણું કોઇના જાણવામાંજ ન આવ્યું; કારણકે 'ચાલાકીથી કરવામાં આવેલ દંભનો ભેદ બ્રહ્મા પણ જાણી શકતો નથી.' ઉદાયીરાજા કાયમ અષ્ટમી અને ચતુર્દશીના દિવસે પૌષધ લેતો હતો અને તેને ધર્મકથા કહેવાને માટે તે દિવસે આચાર્ય તેમની પાસે રહેતા હતા.

એકદા જેમણે તે માયાવીને દીક્ષા આપી હતી, તે આચાર્ય પૌષધના દિવસે વિકાલ વખતે રાજમંદિર તરફ ચાલ્યા. એટલે તેમણે ઉતાવળથી પેલા શિષ્યને કહ્યું કે– 'હે ક્ષુલ્લક ! તું ઉપકરણો લઇ લે, આપણે રાજમંદિરમાં જઇએ.' એટલે તે માયાશ્રમણ ભક્તિ નાટક કરતો ઉપકરણો લઇને છળ મેળવવાની ઈચ્છાથી આચાર્યની આગળ ચાલ્યો. ઉદાયીરાજાને મારવાની ઇચ્છાથી તેણે ચિરકાળથી એક લોહની છરી પોતાની પાસે ગોપવી રાખી હતી, તે તેણે ગુપ્ત રીતે સાથે લઇ લીધી. 'આ શિષ્ય ચીરદીક્ષિત હોવાથી એને સમભાવ પરિણમ્યો હશે' એમ ધારીને આચાર્ય પણ તેને રાજમંદિરમાં સાથે લઈ ગયા. ત્યાં ધર્મગોષ્ઠી કરીને આચાર્ય નિદ્રાવશ થયા અને રાજા પણ સ્વાધ્યાય કરતાં કંઇક ખિન્ન થયેલ હોવાથી મહીતળને પ્રમાર્જીને સુઇ ગયો; પરંતુ તે માયાશ્રમણ દુરાત્મા તો જાગતોજ રહ્યો. કારણ કે નિદ્રા પણ જાણે ભયભીત થઈ હોય તેમ રૌદ્રધ્યાની માણસોની પાસે આવતી નથી. પછી તે માયાશ્રમણે સુતેલા રાજાના ગળાપર યમની જીભ સમાન તે લોહની છરી ચલાવી. એટલે કદલીના સ્તંભ સમાન રાજાનો કોમળ કંઠ તે છરીવતી કપાઇ ગયો; અને ઘટમાંથી જેમ પાણી નીકળે તેમ કંઠમાંથી રક્ત નીકળવા લાગ્યું; પછી તે પાપિષ્ઠ કાર્યચિંતાના મિષથી તેજ વખતે બહાર નીકળી ગયો અને યતિ ધારીને પહેરેગીરોએ પણ તેને અટકાવ્યો નહિ. એવામાં રાજાના તે રક્તથી સિક્ત થયેલા આચાર્ય જાગ્રત થયા. એટલે નાળ વિનાના કમળ સમાન રાજાનું છેદાયેલ મસ્તક તેમના જોવામાં

આવ્યું. પછી પેલો માયાશ્રમણ ત્યાં જોવામાં ન આવવાથી આચાર્ય વિચારવા લાગ્યા કે– " પેલો સાધુ અહીં દેખાતો નથી, તેથી ખરેખર તેણેજ આ દુષ્કર્મ કર્યું જણાય છે. અહા ! હે પાપિષ્ઠ ! તેં આ શું અકૃત્ય કર્યું ? કે ધર્મના આધારરૂપ એવા આ રાજાનો વિનાશ કર્યો અને શાસનની મલિનતા કરી. પરંતુ મેં એવા દુષ્ટને દીક્ષા આપી અને પોતાની સાથે અહીં લાવ્યો, તેથી આ શાસનની મલિનતા મેંજ કરી એમ ઠર્યું. માટે હું પણ આત્મઘાત કરીને શાસનની મલિનતાનું રક્ષણ કરૂં; પછી 'રાજા અને ગુરૂ બંનેને કોઇએ મારી નાખ્યા' એવી લોકવાયકા ભલે થાય. " આ પ્રમાણે વિચારીને ભવચરિમ પ્રત્યાખ્યાન ( અનશન ) કરીને તે છરીને પોતાના કંઠપર ચલાવી આચાર્ય પંચત્વ પામ્યા.

પ્રાતઃકાળ થતાં અંતઃપુરની શય્યાપાલિકાઓ ત્યાં આવી અને તે અમંગળ જોઇને પોતાની છાતી કૂટતી પોકાર કરવા લાગી. એટલે તત્કાળ ત્યાં રાજલોકો એકઠા થયા અને સર્વે વિચારવા લાગ્યા કે– " રાજા અને ગુરૂને નિશ્ચય તે ક્ષુલ્લકેજ માર્યા છે. જો બીજો કોઈ હણનાર હોય, તો ક્ષુલ્લક પ્રથમ તો જોવામાં આવવો જોઇએ; એટલા માટેજ તે આ મહાસાહસ કરીને ક્યાંક અદૃશ્ય થઇ ગયો જણાય છે. ખરેખર તે કોઇ વૈરીપુત્ર અથવા તો વૈરીએ મોકલેલ હોવો જોઇએ, કે જેથી તેણે માયાશ્રમણ થઇને વિશ્વાસપાત્ર રાજાનો વધ કર્યો. રાજા આચાર્યને પિતાસમાન ગણતા હતા અને આચાર્ય તેને પુત્ર સમાન ગણતા હતા, તેથી આચાર્યમહારાજે તેને અટકાવવાને યા પકડવાને પ્રયત્ન કર્યો હશે, એટલે તેમ કરતાં તપથી કૃશ શરીરવાળા એવા આચાર્યને પણ તે દુરાત્માએ પૃથ્વી પર પાડી દીધા હશે અને તેથી નરેંદ્રની જેમ તે પણ મરણ શરણ થયા જણાય છે. કપટયુક્ત વિનયથી તેણે સૂરિને પણ છેતર્યા અને તેથી એમણે તેને દીક્ષા આપી, કારણ કે ધૂર્ત્તજનો કોને છેતરતા નથી ! " હવે તે માણસ તો રાત્રિએજ

અદ્રશ્ય થઈ ગયો હતો, એટલે પ્રાતઃકાળે રાજાના સુભટો પણ તેનો પત્તો મેળવી ન શક્યા; કારણ કે જે એક ક્રમથી ત્યક્ત છે તે શતક્રમથી પણ ત્યક્તજ છે. પછી અત્યંત વિલાપ કરતા અને અશ્રુ પાડતા એવા પ્રધાન પુરૂષોએ રાજાના અને સૂરિના શરીરને અગ્નિસંસ્કાર કર્યો.

હવે રાજા અને સૂરિનો વધ કરનાર તે પાપી ઉજ્જયિની નગરીએ ગયો અને ઉદાયી રાજાના વધની બધી વાત તેણે ત્યાંના રાજાને કહી સંભળાવી; એટલે અવંતીપતિએ કહ્યું કે- "અરે પાપિષ્ઠ ! આટલો કાળ પ્રવ્રજ્યા ગ્રહણ કરીને અને મુનિ પાસે રહીને તથા નિરંતર ધર્મોપદેશ સાંભળીને પણ દુષ્ટ બુદ્ધિથી તેં આવું અકાર્ય કર્યું તેવો તું મને શી રીતે હિતકર થઈશ ? માટે હે પાપી ! તારૂં મુખ જોવું પણ અનુચિત છે. હવે તું અહીંથી સત્વર દૂર ચાલ્યો જા." આ પ્રમાણે કરી તેની નિર્ભર્ત્સના કરીને રાજાએ તેને નગરની બહાર કાઢી મૂક્યો. ત્યારથીજ અભવ્યશિરોમણિ એવો તે વસુધાપર **ઉદાયીનૃપમારક** એવા નામથી પ્રસિદ્ધ થયો.

હવે તેજ નગરમાં કોઇ ગણિકાની કુક્ષિથી જન્મેલો એક નાપિત ( હજામ ) નો **નંદ** નામનો પુત્ર હતો. તે નાપિતપુત્રે તે વખતે ( ઉદાયીરાજા મરણ પામ્યો ત્યારે ) પ્રભાત સમયે સ્વપ્નમાં પાટલીપુત્ર નગરને પોતાના આંતરડાથી વેષ્ટિત ( વીંટાયેલ ) થયેલ જોયું. પછી જાગ્રત થઈને નંદે તે સ્વપ્નની વાત ઉપાધ્યાયને નિવેદન કરી; એટલે તે સ્વપ્નને જાણનાર ઉપાધ્યાય પણ તેને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં ઉપાધ્યાયે પ્રીતિપૂર્વક તેને આભૂષણોથી અલંકૃત કર્યો અને પોતાની પુત્રી પરણાવી; પછી નવા જમાઇ નંદને શિબિકા ( પાલખી ) પર બેસાડીને ઉપાધ્યાય તેને સમસ્ત નગરમાં ફેરવવા લાગ્યા.

હવે ઉદાયીરાજા પુત્ર રહિત મરણ પામ્યા એટલે મંત્રીઓએ પાંચ દિવ્ય વસ્તુઓ નિયુક્ત કરી. પટ્ટહસ્તી, પ્રધાન અશ્વ, છત્ર, કુંભ અને બે ચામર–એ પાંચે દિવ્ય વસ્તુઓ અ-

ખિલ રાજમંદિરમાં ફરી વળી; પછી તે દિવ્ય વસ્તુ રાજમંદિરની બહાર ચાલી અને જ્યાં નવો પરણેલો નંદ શિબિકાપર બેઠો હતો, ત્યાં આગળ તે આવી. એટલે નંદકુમારને જોઈને પટ્ટહસ્તીએ શરદ્ ઋતુના મેઘના શબ્દ સમાન ગર્જારવ કર્યો અને તરત પોતાની સુંઢ ઉંચે કરી પૂર્ણકુંભથી નંદને અભિષેક કર્યો. પછી તે હસ્તીએ તેને ઉપાડીને પોતાના સ્કંધપર બેસાડ્યો. તે વખતે જાણે મંગળ બોલતો હોય તેમ અશ્વે હર્ષથી હેષારવ કર્યો, તથા પ્રભાતમાં કમળની જેમ આતપત્ર (છત્ર) વિકસિત થયું અને જાણે નૃત્ય કરતા હોય તેમ બંને ચામરો પ્રફુલ્લિત થઈને ઢળવા લાગ્યા. આ બનાવ જોઈને પ્રધાનપુરૂષો, નગરજનો તથા દેશવાસી જનોએ નંદનો આનંદપૂર્વક અભિષેક મહોત્સવ કર્યો. એ નંદ રાજા શ્રીમહાવીરસ્વામીના નિર્વાણ પછી સાઠ વર્ષે રાજ્યાસન પર આવ્યો.

પછી મદથી અંધ થયેલા કેટલાક સામંતો 'આ નહોતા પુત્ર છે' એમ ધારીને નંદરાજાને નમસ્કાર કરતા ન હતા. તેમના અંતર્ગત ભાવની પરીક્ષા કરવા અલક્ષ્ય બુદ્ધિવાળો નંદ રાજા પણ હાથી જેમ શાળાની બહાર આવે તેમ રાજસભામાંથી નીકળીને દ્વાર આગળ આવ્યો. માતા, ધાવમાતા યા તો બાળરક્ષક એમાંથી કોઈ પણ શિશુની સાથે જાય છે, પરંતુ નંદની સાથે તો કોઈ પણ આવ્યું નહિ. સામંત વિગેરે સર્વે ત્યાંજ બેસી રહ્યા; એટલે નંદે પુનઃ રાજસભામાં આવી સિંહાસનપર બેસીને પોતાના આરક્ષકોને આજ્ઞા કરી કે–' આ સામંતોને મારી નાખો.' તે સાંભળીને તે આરક્ષકો એક બીજાની સામું જોવા લાગ્યા અને ભૂતથી ઘેરાયેલા પુરૂષને જોવાની જેમ હાસ્ય નાટક કરવા લાગ્યા. એટલે તે આરક્ષકોને પણ સામંતોના જેવા જાણીને નંદે સભાના દ્વાર આગળ મૂર્તિરૂપે રહેલા બે દ્વારપાળ તરફ તરત દૃષ્ટિ ફેરવી, એટલે નંદના પુણ્યથી આકૃષ્ટ થયેલ કોઇ દેવી તે લેપ્યમય બંને પ્રતીહારમાં અધિષ્ઠિત થઇ અને તેથી તે પ્રતીહારો તરવાર ખેંચીને દોડ્યા:

તેણે કેટલાક દુર્વિનીત સામંતોને મારી નાખ્યા અને કેટલાકને નસાડી મૂકયા. ત્યારથી નંદરાજાની આજ્ઞા અખંડિત થઇ અને સમૃદ્ધિથી શોભાયમાન એવો નંદરાજા રાજાઓમાં અખંડિત આજ્ઞાવાળો થયો. શ્લાઘનીય વંશમાં સત્વહીન જન્મ છતાં પ્રાયઃ પુણ્ય યા પરાક્રમ પ્રમાણભૂત થાય છે.

ઇતિ આચાર્ય શ્રીહેમચંદ્રે રચેલા પરિશિષ્ટપર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે યશોભદ્રસૂરિ વિગેરે તથા અન્નિકાપુત્ર ચરિત્ર તથા પાટલીપુત્ર વર્ણનરૂપ છઠ્ઠો સર્ગ સમાપ્ત થયો.

---

## સપ્તમ સર્ગ.



હવે નંદરાજાથી સનાથ થયેલા તે નગરની બહારના પ્રદેશમાં એક કપિલ નામનો બ્રાહ્મણ રહેતો હતો. એકદા સંસારરૂપ હસ્તીને વિદારવામાં કેશરીસિંહ સમાન કોઈક આચાર્ય પોતાના પરિવાર સહિત તેના ઘર આગળ આવ્યા; તે વખતે સૂર્ય જાણે સમસ્ત નભઃક્રમણના ખેદથી હોય તેમ પશ્ચિમ પયોનિધિની લહરીમાં જળહસ્તીપણાને પામ્યો (અસ્ત થયો) એટલે દાડિમીના અગ્રભાગપર રહેલા પુષ્પના વર્ણવૈભવ ( શોભા ) ને હરણ કરનાર એવા સંધ્યાના વાદળાંથી આકાશે જાણે કસુંબી વસ્ત્ર ધારણ કર્યું હોય એવી પશ્ચિમ દિશા ભાસવા લાગી. પગલે પગલે ગૃહ અને હટ્ટમાં દેદીપ્યમાન થયેલી દીપમાળાઓથી આકાશની સાથે સ્પર્ધા કરવાના વિચારથી વસુધા જાણે સનક્ષત્ર થઇ હોય એવી દીસવાં લાગી. 'હે પ્રકાશજનક ! પુનઃ તું કયારે જોવામાં આવીશ ?' એમ પક્ષીઓ ચારે બાજુ કોળાહળ કરીને જાણે સૂર્યને કહેતા હોય એમ ભાસવા લાગ્યું. એમ લાગે છે કે સૂર્યે જતાં જતાં પોતાની કાંતિ અગ્નિમાં સ્થાપન કરી દીધી, નહિ તો તે વખત

અગ્નિ અત્યંત દેદીપ્યમાન શી રીતે થાય ? અંજનસદૃશ નિબિડ અંધકારને લીધે આકાશ તે વખતે એક પાતાળવિવર ( ગુફા ) જેવું થઈ ગયુ. રાત્રીએ નગરમાં પ્રવેશ કરવો ઘટિત નથી એમ ધારીને આચાર્યે પોતાના ચરણથી તે બ્રાહ્મણના ગૃહાંગણને પવિત્ર કર્યું ( ત્યાં પધાર્યા ) અને તે બ્રાહ્મણની પરવાનગી લઈને વિશ્વવત્સલ આચાર્ય તે રાત્રિ તેની અગ્નિહોત્રશાળામાં રહ્યા. ‘ આ આચાર્ય કંઇ પણ જાણે છે કે નહિં’ એવી પરીક્ષક બુદ્ધિથી તે કપિલ રાત્રિએ આચાર્ય પાસે ગયો; એટલે હૃદયમાં ઉલ્લાસ પામેલા શ્રુતાબ્ધિની લહરી સદૃશ વચનોથી સૂરિમહારાજે તેને ધર્મદેશના સંભળાવી. તે રાત્રિએજ તે ધર્મદેશનાથી કપિલ શ્રાવક થયો અને આચાર્યે બીજે દિવસે અન્યત્ર વિહાર કર્યો.

અન્યદા વર્ષાઋતુમાં કોઈ આચાર્ય શ્રાવક થયેલા એવા તે બ્રાહ્મણની આજ્ઞાથી તેના ભવનમાં રહ્યા. એક દિવસ કપિલવિપ્રને ઘેર પુત્રનો જન્મ થયો, પરંતુ જન્મતાંજ તે બાળક વ્યંતરીઓથી ગૃહિત (પરાભૂત) થયો, એટલે તે શ્રદ્ધાળુ બ્રાહ્મણે મુનિઓના ખાલી પડેલા ભાજનો નીચે તે બાળકને મૂકી દીધો. મહાપ્રભાવી એવા તે ઋષિઓના પાત્રના પવિત્ર જળથી અભિષિક્ત થયેલ તે બાળકને ક્રૂર વ્યંતરીઓએ તરતજ મૂકી દીધો, એટલે કલ્પ્ય એવા મુનિભાજનના જળથી અભિષિક્ત થઈ નિરોગી થયેલા તે બાળકનું કપિલ શ્રાવકે કલ્પક એવું નામ રાખ્યું. ત્યાર પછીથી કપિલને ઘેર વ્યંતરીનો કદાપિ પરાભવ ન થયો અને તેથી તે પુત્રસંતાનથી સમૃદ્ધ થયો. અનુક્રમે કપિલ મરણ પામ્યો, એટલે સમસ્ત નગરમાં કલ્પક સર્વ વિદ્યાઓના રહસ્યને જાણનાર તથા અદ્વિતીય કીર્તિનું ભાજન થયો. તે સદા શ્રાવકપણાના ભાવથી સંતોષધારી હતો અને વધારે પરિગ્રહ રાખવાનો મનોરથ માત્ર પણ તે કરતો ન હતો. તેને કુલીન, લાવણ્યવતીને રૂપવતી એવી કન્યાઓ પ્રાર્થનાપૂર્વક આપવામાં આવતી હતી, છતાં તે કન્યાઓને તે પરણતો ન હતો. બ્રહ્મચારીઓથી પરિવૃત્ત થઇને નિરંતર નગરમાં ફરતો કલ્પક નગરજનોને પૂજનીય થઇ પડ્યો હતો, કારણ કે

'વિદ્વાન અને સદાચારી સર્વત્ર પૂજાય છે.'

હવે કલ્પકના જવા આવવાના માર્ગમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક પુત્રી હતી, તે અત્યંત રૂપવતી છતાં તેને કોઇ પરણતું ન હતું; કારણ કે જળોદર રોગથી તેના રૂપની શોભા દૂષિત થયેલી હતી. પાણીથી ભરેલ તળકના જેવું તેનું ઉદર વધી ગયું હતું અને તે કન્યા છતાં સગર્ભા સુંદરીની જેમ ચાલવામાં પણ અસમર્થ થઇ ગઇ હતી. તે કન્યા છતાં લતાની જેમ અવસરે પુષ્પવતી ( રજસ્વલા ) થઇ, એટલે તેની માતાએ અત્યંત ખેદ પામીને તે વાત તેના પિતાને કહી. તે સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે-"હે પ્રિયે! એ દોષ આપણોજ છે કે એ કન્યાને આપણે પરણાવી નહિ. તેથી એ કન્યા છતાં પુષ્પવતી થઇ છે, એનો પતિ ન હોવાથી એનો રજોધર્મ જો નિષ્ફળ જશે તો આપણને બાળગર્ભહત્યાનું પાપ લાગશે.[1] પણ શું કરીએ ? એ જળોદરના રોગવ્યાપીને કોઈ વરતુંજ નથી, માટે હવે તો વચનછળથી કોઇને છેતરી પરણાવી દેવી યોગ્ય છે; વળી કલ્પક વિના બીજું કોઈ વાક્છળથી પણ છેતરાય તેમ નથી. તે એકજ સત્ય પ્રતિજ્ઞાવાળો છે તો તેને માટે પ્રયત્ન કરીએ." આ પ્રમાણે વિચારીને તે બ્રાહ્મણે પોતાના ઘર આગળ એક વાવડી ખોદી અને કલ્પકના આવવા વખતે તે કન્યાને તેમાં નાખી; પછી કલ્પકને આવતો જોઇને તે બ્રાહ્મણે પોકાર કર્યો કે-'જે મારી પુત્રીને બહાર કહાડે, તેનેજ હું એ પુત્રી આપું.' આ પ્રમાણે ઉંચેથી બોલતા તે કન્યાના પિતાના બોલ સાંભળ્યા વિનાજ મનમાં દયા લાવીને કલ્પકે તે બાળિકાને તત્કાળ વાવડીની બહાર ખેંચી કહાડી; એટલે તે બાળાનો પિતા બોલ્યો કે-"હે કલ્પક ! આ મારી કન્યાનું પાણિગ્રહણ કરો. કારણ કે 'વાવડીમાંથી બહાર કહાડનારને એ કન્યા આપવીજ' એવો મેં પ્રગટ રીતે સંકલ્પ કર્યો છે; વળી એનું સંપ્રદાન સાંભળીને તું એને પરણીજ ચૂક્યો છે. કારણ કે 'જેનો નિષેધ ન કરાય તે સંમત થયું' એવો ન્યાય છે. હે ભ્રાત ! તું

૧ અન્ય શાસ્ત્રોમાં એવી રીતે માન્યતા જણાવેલી છે.

વિદ્યાસ્થાનોના સ્રષ્ટા ( સરજનાર ) તુલ્ય છે, અત્યંત ન્યાયવાન્ અને સત્ય પ્રતિજ્ઞાવાળો છે. માટે જે ઉચિત લાગે તે કર." તે સાંભળી 'અહો ! હું આના બુદ્ધિબળથી છેતરાઇ ગયો, હવે શું કરવું?' આ પ્રમાણે વિચાર કરી પોતે વામાથી વિરક્ત છતાં કલ્પકે તેનું પાણિગ્રહણ કરવાની વાત કબૂલ રાખી. પછી કળાસમૂહરૂપ સમુદ્રનું પાન કરવામાં અગસ્ત્યઋષિ સમાન કલ્પકે આયુર્વેદોક્ત આષધિથી તે કન્યાને રોગરહિત કરીને તેનું પાણિગ્રહણ કર્યું.

હવે કલ્પકને પંડિત અને બુદ્ધિમાન્ જાણીને નંદરાજાએ તેને બોલાવી પ્રાર્થના કરી કે-'હે ભદ્ર! મારૂં પ્રધાનપણું સ્વીકાર.' તેણે કહ્યું કે-'હે રાજન્ ! હું માત્ર આજીવિકા ઉપરાંત અધિક પરિગ્રહને પણ ઇચ્છતો નથી. વળી ધાર્મિક અને દયાળુ જનોથી પ્રધાનપદની પ્રવૃત્તિ થઇજ શકે તેમ નથી. મારે એ પદનું પ્રયોજન નથી.' આ પ્રમાણે કહી રાજાની આજ્ઞાની અવજ્ઞા કરીને કલ્પક ચાલ્યો ગયો. ત્યારથી રાજા તેના છિદ્ર જોવાનો પ્રયત્ન કરવા લાગ્યો. નિરંતર ગવેષણા કરતાં પણ નંદને તેનું છિદ્ર કંઇ જોવામાં ન આવ્યું; કારણ કે 'નિઃસ્પૃહ મહાત્માઓનું છિદ્ર પ્રાયઃ દુર્લભ હોય છે.'

એક દિવસે બુદ્ધિમાન્ રાજાએ કલ્પકના ગૃહદ્વારની શેરીમાં રહેનાર પોતાના ધોબીને બોલાવીને પૂછ્યું કે-'કલ્પક બ્રાહ્મણ જે તારી પડોશમાં રહે છે તેના વસ્ત્રો તું ધુએ છે કે નહિ ?' રજકે (ધોબીએ) કહ્યું કે-'હું ધોઉં છું.' એટલે રાજાએ કહ્યું કે-'તો તે વસ્ત્રો હવે અટકાવી રાખજે, તેને આપીશ નહિ.' 'આપનો આદેશ પ્રમાણ છે' એમ કહીને ધોબી પોતાને સ્થાને ચાલ્યો ગયો.

એવામાં કૌમુદીમહોત્સવનો સમય આવ્યો; એટલે કલ્પકને તેની સુંદરીએ કહ્યું કે-"હે મનોરમ ! મારા વસ્ત્રરત્નોને રાજધોબી પાસે આજજ ધોવરાવી આપો કે જેથી અતિશય સ્વચ્છ અને ઉજ્વળ વસ્ત્રોને ધુપ દઇને હું કૌમુદી પર્વના દિવસે પહેરૂં." આ પ્રમાણે સાંભળી કલ્પક વિચારવા લાગ્યો કે-'પર્વનો દિવસ પાસે આવ્યો છે, તેથી રાજતેજસ્વી ધોબી ભાડાના લોભથી સારાં વસ્ત્રો

બીજાને આપશે પણ મને તે આપવાનો નથી; માટે પોતાને હાથે આ સંકલેશ સહિત પરાભવ કોણ વ્હોરી લે ?' આ પ્રમાણે ધીમંતોમાં અગ્રેસર એવા તેણે વિવેક દૃષ્ટિથી વિચારીને પત્નીના વચનની ઉપેક્ષા કરી. કારણ કે 'સુજ્ઞ જનો વનિતાને વશ થતા નથી.' આમ નિર્ણય કર્યો છતાં પત્નીના અત્યંત આગ્રહથી કલ્પકે તેનાં વસ્ત્રો તે ધોબીને આપ્યા. 'ખરેખર સ્ત્રીનો આગ્રહ બળવાન્ હોય છે.' પછી પર્વ દિવસ આવ્યો; એટલે કલ્પક ધોબી પાસે વસ્ત્રો લેવા ગયો. પણ રાજાના હુકમથી ધોબીએ તેને વસ્ત્રો આપ્યાં નહિ. 'આજ જાઓ, કાલે આવજો.' આ પ્રમાણે કલ્પકને તે વારંવાર વાયદા કરવા લાગ્યો; કારણ કે રાજનિયોગથી તે નિર્ભય હતો. એજ પ્રયોજનથી લેણદાર જેમ દેવાદારને ઘેર જાય તેમ કલ્પક પ્રતિદિન તે ધોબીને ઘેર જવા લાગ્યો. આ પ્રમાણે તેની પાસે વસ્ત્રો માગતાં બે વરસ ચાલ્યા ગયા, કારણ કે–'અત્યંત ક્ષમા દર્શાવવાથી પરાભવજ થાય છે.' પછી ત્રીજા વર્ષની શરૂઆત થતાં કલ્પકે ત્યાં જઈને તેને કહ્યું કે–' અરે ! ભલા માણસ ! તું ચોર થઈ મારાં વસ્ત્રો પચાવી ગયો લાગે છે; પરંતુ હે રજકાધમ ! તારાજ રક્તથી જો મારાં વસ્ત્રો રંગી લઉં, તોજ હું કલ્પક ખરો !'

એકદા રાત્રિએ જેમ વિદ્યાસાધનને માટે કોઈ સાહસિક નીકળે, તેમ કલ્પક એકલો તે ધોબીને ઘેર જવા નીકળ્યો. તે વખતે ચંડિકા, શ્રગુ, વેતાલાદિક અશેષ મતમાં કુશળ એવા તેણે યમની દેવી સમાન એક છરીને ગુપ્ત રીતે ધારણ કરી લીધી. પછી છલંગ મારીને ઉછળેલા સિંહની જેમ ભૃકુટીથી વિકટ મુખ કરી અત્યંત કુપિત થઈને કલ્પકે રજક પાસે જઈને કહ્યું કે–'હે નીચ ! તારે ઘેર સેવકની જેમ બે વર્ષ સુધી હું આવ્યો, હવે વસ્ત્ર આપે છે કે નહિ ? તે સત્વર બોલ.' આ પ્રમાણે ક્ષુધિત બ્રહ્મરાક્ષસના જેવા તેને જોઈને ધોબીએ ક્ષુભિત થઈને પોતાની સ્ત્રીને કહ્યું કે–'એને વસ્ત્રો આપી દે.' એટલે ધોબણે પણ તેમ કર્યું; પરંતુ કલ્પક છુરીને પ્રગટ કરીને કેસરી જેમ પુંછડાને

નચાવે તેમ તેને નચાવવા લાગ્યો. પછી કૃપીવલ જેમ કોશથી ભૂતળને વિદારે તેમ તેણે તે છરીવતી રજકના ચટચટ કરતા ઉદરને ચીરી નાખ્યું. અને સત્યવચની કલ્પકે નિઝરણાથી નીકળતા જળની જેમ તેના ઉદરમાંથી નીકળતા રક્તથી વસ્ત્રો રંગી લીધાં. આ બનાવથી આક્રંદન કરતી ધોબણ બોલી કે–'એ નિરપરાધીનો શા માટે વધ કર્યો ? રાજાની આજ્ઞાથીજ એણે ચિરકાળ સુધી વસ્ત્રો ઘરમાં રાખી મૂક્યાં હતાં.' આ પ્રમાણે સાંભળીને કલ્પક સંભ્રાંત થઇને વિચારવા લાગ્યા કે–'અહો ! મેં રાજાનું વચન ન માન્યું, તેથી આ તેનોજ કરેલો પ્રપંચ લાગે છે, માટે આજે આ ધોબીના વધના અપરાધી રાજપુરૂષો જેટલામાં મને પકડી ન લે, તેટલામાં હું પોતેજ રાજાની પાસે જાઉં.'

આ પ્રમાણે વિચાર કરીને કલ્પક પોતે નંદરાજાની પાસે ગયો. એટલે રાજાએ પણ તત્કાળ પ્રસન્ન થઇને તેને સન્માન આપ્યું. પછી કલ્પકને આકાંક્ષા સહિત સમજીને ઇંગિતાકારને જાણવામાં અતિ કુશળ એવા નંદરાજાએ અત્યંત અભ્યર્થના કરીને કહ્યું કે– 'હે ભદ્ર ! મારૂં અમાત્યપદ અંગીકાર કર.' પછી પોતાના અપરાધનો પ્રતીકાર કરવા ઇચ્છતા એવા કલ્પકે રાજાનું વચન માન્ય રાખ્યું; કારણ કે જે અવસરને જાણે તેજ સુજ્ઞ સમજવો. પછી પોતાને કૃતકૃત્ય માનતા અને પ્રમુદિત થતા એવા નંદરાજાએ પોતાના મનરૂપ મયૂરને મેઘ સમાન એવા કલ્પકને વાતોમાં લગાડ્યો અને પ્રાપ્ત થયેલ ઇષ્ટ વિદ્યાગુરૂની જેમ કલ્પકને રાજાએ પોતાના હૃદયના શલ્યભૂત કેટલાક સંશયો પૂછ્યા. એટલે વિશાળ બુદ્ધિવાળા કલ્પકે પણ તેમણે કરેલા સંદેહરૂપ લોષ્ઠને ચૂર્ણ કરવામાં મુદ્ગર સમાન વાક્યોથી સર્વ સંશયો દૂર કરાવીને રાજાને પ્રસન્ન કર્યો.

એવામાં અન્યાયનો પોકાર કરવા ધોબી લોકો ત્યાં આવી પહોંચ્યા; પરંતુ ત્યાં તો રાજાથી અત્યંત ગૌરવ પામેલા એવા કલ્પકને તેમણે જોયો. કલ્પકને તેવી સ્થિતિમાં જોઇને ધોબીઓ નિવૃત્ત થઈ ચાલ્યા ગયા. કારણ કે રાજસન્માનજ એક અનર્થનો

પ્રતીકાર છે.' પછી તેજ વખતે પૂર્વના અમાત્યને દૂર કરીને રાજાએ મુદ્રા અને કરેણુ વિગેરે યથોચિત રીતે કલ્પકને આપ્યા. એટલે તેણે અનેક રાજાઓની પાસેથી સમુદ્રપર્યંતની લક્ષ્મી ઉપાયરૂપ હસ્તોથી આકર્ષીને નંદરાજાને સ્વાધીન કરી. લક્ષ્મીને વશ કરવામાં એક માંત્રિક સમાન તે નવા અમાત્યનું આગમન થતાં નંદરાજાની લક્ષ્મી પાતાલઝરણાના જળની જેમ અક્ષય થતી ગઇ. કલ્પકના બુદ્ધિરૂપ જળથી સિક્ત થયેલ રાજાના પરાક્રમરૂપ વૃક્ષે આખા જગતને સુરભિમય કરે એવા યશરૂપ પુષ્પને ઉત્પન્ન કર્યું. નંદરાજાના પ્રતાપરૂપ અગ્નિને પરમ વૃદ્ધિને પમાડતો તે સચિવનો બુદ્ધિપ્રપંચ એક મહાવાયુ સમાન થઇ પડ્યો.

હવે પૂર્વે પ્રધાન પદથી ભ્રષ્ટ થયેલ મંત્રી તટસ્થ છતાં ભૂતની જેમ કલ્પકનો છળ શોધવા લાગ્યો. તેની પ્રવૃત્તિ જાણવાની ઇચ્છાથી તે દુષ્ટ કલ્પકની ઇષ્ટ દાસીને વસ્ત્રાદિકથી અત્યંત પ્રસન્ન કરવા લાગ્યો. તે દાસી પણ લાલચમાં લપટાઇને કલ્પકને ઘેર દરરોજ જે થતું અને બોલવામાં આવતું તે પૂર્વના મંત્રીને કહેવા લાગી. કલ્પકને અનુક્રમે ઘણા પુત્રો થયા. કારણ કે 'પરમ શ્રાવકો પ્રાયઃ પુત્રવંતજ હોય છે.'

અન્યદા કલ્પકે એક પુત્રનો વિવાહમહોત્સવ આરંભ્યો અને તેમાં રાજાને અંતઃપુરસહિત નિમંત્રણ કરવાનો વિચાર કર્યો. એટલે રાજાનું સ્વાગત કરવાની ઇચ્છાથી તેણે મુગટ, છત્ર અને ચામરાદિક કરાવવા માંડ્યા અને બીજું પણ જે રાજાને યોગ્ય હોય તે તૈયાર કરાવવા લાગ્યો. આ વૃત્તાંત તે દાસીએ પેલા પદભ્રષ્ટ પ્રધાનને કહી સંભળાવ્યો; એટલે અવસર મેળવીને તેણે પણ તે વાત જુદા રૂપમાં એકાંતમાં રાજાને નિવેદન કરી કે- "હે રાજન્ ! અત્યારે હું અમાત્ય નથી, તેમજ માન્ય પણ નથી, તથાપિ કુલીન અને અતિભક્ત છું, માટે સ્વામીને કંઇક હિત કહેવા ધારું છું. હે સ્વામિન્ ! તમારા પ્રિય મંત્રી કલ્પકે હમણા શું આરંભ્યું છે તે સાંભળો. તે હમણા છત્રાદિક રાજ્યાલંકારો કરાવે છે. આટલું કહેવાપરથી આપ

પોતેજ તેના આશયને સમજી લ્યો. કારણ કે સુજ્ઞ જનો એક કણ પરથી દ્રોણ ( પાત્ર વિશેષ )ના પાકને સમજી શકે છે. હે દેવ ! આપે આપેલ અન્નથી હું ઉછર્યો છું માટે આ કહું છું; પરંતુ કલ્પકપર મારે પ્રધાનપદની સમાનતાનો મત્સરભાવ નથી. કદાચ મત્સરભાવથી હું અસત્ય પણ બોલતો હોઉં, છતાં તમે ચરપુરૂષોદ્વારા એ સત્ય જાણી લ્યો, કારણ કે ચરપુરૂષો એજ રાજાઓની ચક્ષુઓ છે."

આ હકીકત સાંભળીને રાજાએ ચરપુરૂષો મોકલ્યા. તેઓએ કલ્પકના ઘરે જઈને મંત્રીના કથન પ્રમાણે જોઈ બધી વાત રાજાને નિવેદન કરી, એટલે નંદરાજાએ કલ્પકને કુટુંબ સહિત તરત આક્ષેપપૂર્વક એક અંધકૂપરૂપ કારાગૃહમાં નાખી દીધો અને સપુત્ર કલ્પકને માટે રાજા કોદ્રવ અને ચોખાની ધેંશ તથા એક પાણીનો ઘડો કુવામાં મોકલાવવા લાગ્યો. પછી અલ્પ ભોજન જોઇને કલ્પક પોતાના કુટંબીઓને કહેવા લાગ્યો કે– "આ ભોજનના ભાગ પાડીએ તો કણોથી સંવિભાગ થઇ શકે તેમ છે, તો કોળીઆની તો વાતજ શી કરવી ? વળી બત્રીશ કોળીઆથી ઉદર પૂરણ થઇ શકે; પંરતુ તેટલા કણમાત્રથી કાંઈ ઉદર પૂરણ થાય નહીં, તેથી એટલું જુજ ભોજન કરતાં તો આપણે સર્વે મરણ પામશું, માટે જે ભ્રષ્ટ મંત્રીના વૈરનું શોધન કરવાને સમર્થ થાય, તે એકજ આ સમસ્ત કોદ્રવના ભાતનું ભોજન કરે." પછી બધા કુટુંબે એકત્ર થઇને કલ્પકને કહ્યું કે–" હે તાત ! તમેજ એ ભોજન કરો અને તમને કુશળ થાઓ. હે તાત ! વૈર વિશોધન કરવાને અમારામાં કોઇ પણ સમર્થ નથી." પછી પ્રતિદિન કલ્પક તે અન્નનો ઉપયોગ કરવા લાગ્યો અને બીજા કુટુંબીજનો અનશનપૂર્વક મરણ પામીને સ્વર્ગે ગયા.

હવે તે અવસરે સામંત રાજાઓએ કલ્પકનો અભાવ જાણીને નંદને ઉન્મૂલન કરવાની ઈચ્છાથી પાટલીપુત્રને ઘેરી લીધું; એટલે નંદરાજાએ દરવાજા બંધ કરાવ્યાં. પ્રતિદિન પાટલીપુત્ર

નગરના દ્વાર નિરૂદ્ધ હોવાથી ભયભીત થયેલા પૌરજનોના પોકારથી ભાંડ (પાત્ર) પણ ફૂટી જવા લાગ્યા. આવેલા શત્રુઓને શિક્ષા કરવાને કે અટકાવવાને અસમર્થ એવો નંદરાજા દાહજ્વરથી આતુર થયેલાની જેમ સુતાં કે બેસતાં ક્યાંઈપણ નિવૃત્તિજ ના પામ્યો. તે વિચારવા લાગ્યો કે—"જ્યાં સુધી મારે કલ્પક મંત્રી હતો; ત્યાં સુધી સિંહગુફાની જેમ આ નગરને કોઈ આક્રમણ કરી શક્યું નહિ. અહા ! તે કલ્પક વિના નગરની આવી દશા થઇ, કારણ કે રક્ષક વિનાના ઉપવનનો તો મુસાફરો પણ ઉપભોગ કરે. હજુ પણ તે જો જીવતો હોય, તો તે પોતેજ આ નગરને ઘેરા રહિત કરી લે. કારણ કે પ્રાયઃ હાથીનો ભાર હાથીઓજ ખેંચી શકે." પછી રાજાએ કારાગૃહના અધિકારીઓને પૂછ્યુંકે–'કલ્પક જીવે છે?' એટલે તેઓ કહેવા લાગ્યા કે–'રાજન્ ! અંધકૂપમાં રહેલ કોઈ પણ અદ્યાપિ કોદ્રવને ગ્રહણ કરે છે. તે કોણ છે તેની અમને ખબર નથી." પછી તેજ વખતે કૂપમાં માંચી મૂકાવી, તેની ઉપર કલ્પકને બેસાડી નંદરાજાએ પોતાના નિધાનની જેમ તેને બહાર કઢાવ્યો. તે વખતે કલ્પક પક્વ વૃક્ષના પત્ર જેવો કૃશ થઈ ગયો હતો, છતાં તેને શિબિકાપર બેસાડીને રાજાએ નગરદેવતાની જેમ કિલ્લા ઉપર ફેરવ્યો. તેને જોઇને શત્રુઓ વિચારવા લાગ્યા કે– "નંદ તો ખરેખર નિર્બળ થઇ ગયો જણાય છે, કે જેથી આ બનાવટી કલ્પક દેખાડીને તે આપણને બીવરાવે છે." પછી નિર્ભય થઇને યંત્ર અને પ્રતિયંત્રાદિકની રચના કરીને તે વૈરીઓ વધારે ઉપદ્રવ કરવા પ્રવૃત્ત થયા. એટલે કલ્પકે તેમને એક દૂત મોકલીને કહેવરાવ્યું કે– "તમારો કોઇ અભિમત ( માનનીય ) પુરૂષ નાવમાં બેસીને ગંગાનદીમાં આવે કે જેથી હું પણ નાવમાં બેસી ત્યાં આવીને તે ધીમાનની સાથે સંધિ કરૂં, અથવા તો તમને જે અભીષ્ટ હોય તે કરી આપું." પછી તેમનો સાંધિવિગ્રહિક પુરૂષ અને કલ્પક બંને નાવમાં બેઠા બેઠા વક્ર અને અવક્ર ( સરલ ) ગ્રહની જેમ સન્મુખ મળ્યા. ત્યાં કોઈ

એક પુરૂષના હાથમાં રહેલ શેલડીના ભારાને જોઇને કલ્પક મંત્રીએ આંગળીની સંજ્ઞા કરીને તેને કહ્યું કે–'જો આ ઇક્ષુભારનું મૂળ અને પ્રાંત ભાગ કાપી નાખવામાં આવે, તો એના મધ્ય પ્રદેશની શી સ્થિતિ થાય ?' તે સંધિવિગ્રહિક વિદ્વાન્ અને બુદ્ધિમાન્ છતાં તેના આશયને સમજી શકયો નહિ. તેનો આશય એવો હતો કે–'ઇક્ષુયષ્ટિ મૂળ અને પ્રાંતભાગથી વૃદ્ધિ પામે છે, તેમ બે પ્રકારની સંધિથીજ ક્ષત્રિયસંતતિ ઉદય પામે છે. તેમાં જ્યાં બોલેલું અન્યથા ન થાય તે પ્રથમ સત્ય સંધિ, અને જ્યાં માયાની રચના કરવામાં આવે તે પ્રપંચ સંધિ કહેવાય છે. નંદપર તમારો અવિશ્વાસ હોવાથી તમને સત્ય સંધિની પ્રાપ્તિ થવાની નથી અને પ્રપંચ સંધિનો તો હું જાણનાર હોવા છતાં તમારાથી તે શી રીતે થઈ શકશે ? તેથી સંધિના બંધ રહિત થયેલા એવા તમારે મૂળ અને પ્રાંત ભાગથી છેદાયેલ ઈક્ષુયષ્ટિની જેમ નંદ ભૂપતિના આશ્રિત થવું પડશે." વળી પુનઃ તે પ્રદેશમાં રહેનાર કોઇ ભીલડીના મસ્તક પર દંડથી તાડિત એવી દહીંની થાળી કલ્પકે હસ્ત સંજ્ઞાથી તેને બતાવી, પણ તે પ્રધાન પુરૂષ પૂર્વની જેમ તેનો ભાવાર્થ સમજી શકયો નહિ. આ સંબંધમાં કલ્પકના હૃદયમાં એવો ભાવાર્થ હતો કે--'તમારા પક્ષસમૂહરૂપ થાળી મારા બાહુરૂપ દંડથી જો તાડિત થશે, તો તમારૂં બળ ( લશ્કર ) દહીંની જેમ વિખરાઇને દુર્જનરૂપ કાકપક્ષીને ઉચિત થશે.' પુનઃ કલ્પકે પોતાના નાવથી તેના નાવને ત્રણ પ્રદક્ષિણા કરી તેમાં પણ તે તેનો અભિપ્રાય જાણી શકયો નહિ. ત્યાં એવો ભાવાર્થ હતો કે– 'જેમ મારા નાવથી તમારો નાવ આવૃત્ત ( આચ્છાદિત ) થઈ ગયો, તેમ અમારા તેજથી તમારૂં તેજ આચ્છાદિત થઇ જશે.' આ પ્રમાણે ત્રણે સંજ્ઞામાં કલ્પકના ભાવાર્થને ન સમજતાં ઉહાપોહ કરતો તે કાકના બચ્ચાની જેમ મુખને પહોળું કરી બેસી રહ્યો. પછી કલ્પક પોતાને સ્થાને ચાલ્યો ગયો, એટલે સંધિવિગ્રહિક પણ તેના ભાવને ન જાણવાથી વિલક્ષ થઇને પોતાની છાવણીમાં ગયો.

ત્યાં તેના સૈનિકોએ પૂછ્યું એટલે તે વિષાદમગ્ન થઇને કહેવા લાગ્યો કે-' કલ્પક બ્રાહ્મણ અત્યંત સંબંધ રહિત પ્રલાપ કર્યા કરે છે.' પછી તેઓએ વિશેષ રીતે પુનઃ પુનઃ પૂછ્યું, પણ તે કંઇ બોલ્યો નહિં. કારણ કે 'હું તેના ભાવાર્થને સમજી શકયો નહિ' એમ બોલતાં તેને લજ્જા આવતી હતી. આમ થવાથી 'આ પણ કલ્પકની સાથે મળી ગયો લાગે છે' એમ નિશ્ચય કરીને તે સામંત રાજાઓ જેવા આવ્યા હતા તેવા જુદી જુદી દિશાઓમાં પલાયન કરી ગયા. એટલે ભાગતા એવા તે રાજાઓના હસ્તી, અશ્વ, રત્ન અને ભંડાર વિગેરે કલ્પકની આજ્ઞાથી નંદરાજાએ છીનવી લીધા, પછી 'ભકત એવા કલ્પકનો આ અનર્થ કરનાર છે, એવા ક્રોધથી નંદરાજાએ પૂર્વના દુષ્ટ મંત્રીને સખ્ત શિક્ષા કરી. અનંતર નંદની લક્ષ્મીનું રક્ષણ કરવામાં અતિ કુશળ, સુબુદ્ધિમાન્ અને ન્યાય તથા ઉપાયરૂપ નદીઓના સાગરરૂપ કલ્પક મંત્રીશ્વરે વસુંધરાને નંદનરેશ્વરની આજ્ઞાથી નિયંત્રિત કરી દીધી.

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટપર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળીચરિત્રને વિષે કલ્પકચરિત્રવર્ણનરૂપ સાતમો સર્ગ સમાપ્ત થયો.





# અષ્ટમ સર્ગ.



છી બુદ્ધિના નિધાન એવા કલ્પકને પુનઃ અનેક પુત્રો ઉત્પન્ન થયા અને તેણે નંદરાજાની પ્રધાનપદવી ચિરકાળ સુધી ભોગવી. (રાજ્ય ચલાવ્યું.) વખત જતાં અનુક્રમે નંદના વંશમાં સાત રાજાઓ થયા, અને કલ્પકના વંશમાં તેમના ઘણા મંત્રીઓ થયા. પછી કૃષ્ણની જેમ ત્રણખંડ વસુધાના સ્વામી, શત્રુરૂપ કંદને ઉખેડી નાખનાર એવો નવમો નંદરાજા થયો અને તેનો લક્ષ્મીના વિશાલ વાસરૂપ અને બુદ્ધિના અસાધારણ શકટ (વાહન) રૂપ તથા કલ્પકના વંશમાં ઉત્પન્ન થયેલો **શકટાલ** નામે મંત્રી થયો; તેને સાક્ષાત્ લક્ષ્મીસમાન અને શીલ--ભૂષણને ધારણ કરનારી **લક્ષ્મીવતી** નામે પત્ની હતી. તે દંપતીને વિશાળ બુદ્ધિશાળી, વિનયગુણથી અલંકૃત અને ભદ્ર આકારવાળો સુધાકર સમાન **સ્થૂલભદ્ર** નામે જયેષ્ઠ પુત્ર હતો. અને ભક્તિનિષ્ઠપણાથી નંદરાજાના હૃદયને અપરિમિત આનંદ આપવામાં ગોશીર્ષચંદન સમાન **શ્રીયક** નામે કનિષ્ઠ પુત્ર હતો. વળી તે નગરમાં રૂપની શોભામાં ઉર્વશી સમાન, જગતના ચિત્તને વશ કરનારી, જીવનની એક ઔષધિરૂપ **કોશા** નામે વેશ્યા રહેતી હતી; કે જેને ઘેર અહર્નિશ વિવિધ પ્રકારના ભોગ ભોગવતાં સ્થૂલભદ્ર બાર વરસ સુધી તન્મય થઇને રહ્યો હતો; અને રાજાના દ્વિતીય હૃદયની જેવો અત્યંત વિશ્વાસપાત્ર શ્રીયક નંદરાજાનો અંગરક્ષક થઇને રહ્યો હતો.

તે નગરમાં કવિ, વાદી અને વૈયાકરણના મુગટ સમાન **વરરૂચિ** નામે એક વિપ્રવર્ય રહેતો હતો. તે પ્રતિદિન

નવા નવા એકસો આઠ કાવ્ય રચીને રાજાને રંજન કરવા પ્રવૃત્ત થયો. પરંતુ 'આ મિથ્યાદૃષ્ટિ છે' એમ ધારીને શકટાલમંત્રી કદાપિ તેની પ્રશંસા કરતો ન હતો; અને તેથી રાજા સંતુષ્ટ થયા છતાં તેને તુષ્ટિદાન આપતો ન હતો. પોતાને તુષ્ટિદાન ન મળવાનું તે કારણ જાણીને વરરુચિ વિપ્રે તે મંત્રીની પત્નીને પ્રસન્ન કરવાની કોશીશ કરી. અન્યદા મંત્રીભાર્યાએ પ્રસન્ન થઇને તેને તેવા પ્રયત્નનું પ્રયોજન પૂછ્યું. એટલે વિપ્રે કહ્યું કે–' તમારો પતિ રાજાની સમક્ષ મારા કાવ્યની પ્રશંસા કરે એમ કરો.' વિપ્રના ઉપરોધથી તેણે પોતાના પતિને વિજ્ઞપ્તિ કરી, એટલે તે કહેવા લાગ્યો કે–' હે પ્રિયે! એ મિથ્યાદૃષ્ટિના વચનની હું શી રીતે પ્રશંસા કરૂં ?' છતાં તેણે બહુ આગ્રહથી કહ્યું, એટલે મંત્રીએ તે વાત કબૂલ રાખી. 'ખરેખર ! અંધ, બાળ, સ્ત્રી અને મૂર્ખ—એમનો આગ્રહ બહુ બળવાન હોય છે.' ત્યારપછી રાજાની સમક્ષ તે વિપ્ર કાવ્યો બોલ્યો, એટલે 'અહો ! આ સુભાષિત છે' એમ મંત્રીશ્વરે પ્રશંસા કરી. તેથી રાજાએ તેને એકસો આઠ સોનામહોર દાનમાં આપી. કારણ કે ' રાજમાન્ય પુરૂષની અનુકૂળ વાણીથી ઘણાઓનું રક્ષણ થઇ શકે છે.' પછી દરરોજ તેને એકસો આઠ સોનામહોર મળવા લાગી; એટલે મંત્રીએ રાજાને વિજ્ઞપ્તિ કરી કે–' હે રાજન્! આટલું બધું આને શામાટે આપો છો ?' રાજાએ કહ્યું કે–' હે મંત્રી ! હું તો તમારી કરેલી પ્રશંસાને લીધે અપાવું છું, તે વિના જો આપવું હોત તો પ્રથમ કેમ ન આપત ?' એટલે મંત્રી બોલ્યો કે–' હે દેવ ! મેં એની પ્રશંસા કરી નથી, પણ તે વખતે પરકીય ( બીજાના બનાવેલા ) કાવ્યોની મેં પ્રશંસા કરી હતી. એ પરના કાવ્યોને પોતાના કરીને આપની આગળ બોલે છે.' રાજાએ કહ્યું કે–' શું આ વાત સત્ય છે ?' એટલે પ્રધાન બોલ્યો કે–' હે રાજન્! એના બોલેલા કાવ્યો તો મારી બાળિકાઓ પણ જાણે છે અને તે હું આપને પ્રાતઃકાળે બતાવી આપીશ.'

હવે તે મંત્રીની યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, એણિકા

(સેણા), વેણા અને રેણા એવા નામની સાત પુત્રીઓ હતી. તેમાં સહુથી મોટી એકવાર બોલેલું ધારી શકતી અને બીજી અનુક્રમે બેવાર, ત્રણવાર, વિગેરે ક્રમથી ગ્રહણ કરી શકતી હતી. બીજે દિવસે પ્રધાન તેમને રાજાની સમીપે લઇ ગયો અને તેને પડદામાં બેસાડી. પછી વરરૂચિ વિપ્ર આવ્યો તે એકસો આઠ શ્લોક પોતે નવા બનાવીને બોલ્યો; એટલે તે સાતે બાળિકાઓ પણ અનુક્રમ પ્રમાણે તે શ્લોકો બોલી ગઇ. આથી રાજાએ રૂષ્ટમાન થઇને વરરૂચિને દાન આપવાનું બંધ કર્યું. કારણ કે–'પ્રધાનોના ઉપાયો નિગ્રહ અને અનુગ્રહ બંને કરવામાં સમર્થ હોય છે.'

પછી વરરૂચિએ ગંગાના જળમાં એક યંત્ર ગોઠવ્યું, અને તેમાં એકસો આઠ સોનામહોર વસ્ત્રમાં બાંધીને રાખી પ્રભાતે ગંગાની સ્તુતિ કરીને તેણે યંત્રને પોતાના ચરણથી દબાવ્યું, એટલે તેમાંથી તે સોનામહોરો ઉછળીને તેના હાથમાં પડી. આ પ્રમાણે તે દરરોજ કરવા લાગ્યો. જેથી લોકો આશ્ચર્ય પામવા લાગ્યા. રાજાએ તે વાત જનશ્રુતિથી સાંભળીને પ્રધાનને કહી; એટલે તેણે કહ્યું કે–'જો આ સત્ય હશે, તો પ્રભાતે આપણે જાતે જઇને જોશું.' રાજાએ તે માન્ય રાખ્યું.

સાયંકાળે મંત્રીએ એક ચરપુરૂષને શિખામણ આપીને ત્યાં મોકલ્યો. તે પક્ષીની જેમ છાની રીતે એક વૃક્ષના કોટર (બખોલ) માં જઇને છુપાઇ રહ્યો. એવામાં વરરૂચિ ત્યાં આવ્યો અને છાની રીતે એકસો આઠ સોનામહોરની ગ્રંથી (પોટકી) ગંગાના જળમાં રાખીને ઘેર ચાલ્યો ગયો. પછી તે ચરપુરૂષે તેના જીવિત સમાન તે સોનામહોરની ગ્રંથી આદરપૂર્વક લઇને ગુપ્તરીતે મંત્રીને સોંપી દીધી. પ્રભાતે તે સોનામહોરની ગ્રંથીને ગુપ્ત રીતે સાથે લઇને મંત્રી રાજા સાથે ગંગા પાસે આવ્યો અને તે વખતે વરરૂચિ પણ ત્યાં આવ્યો. પછી જોવાને ઉત્કંઠિત થયેલ રાજાને જોઇને અત્યંત અભિમાની અને મૂઢ એવો વરરૂચિ ગંગાની સવિસ્તર સ્તુતિ કરવા લાગ્યો. સ્તુતિને અંતે વરરૂચિએ જો કે યંત્ર દબાવ્યું; પરંતુ સોનામહોરની ગ્રંથી ઉછળીને તેના હાથમાં પડી નહિ, એ-

ટલે ગ્રંથીને જળમાં હાથવતી શોધવા લાગ્યો. ત્યાં જોવામાં ન આવવાથી તે બિચારો મુંગો થઈ ગયો. કારણ કે-'ધૂર્ત્ત સ્ખલના પામે એટલે મુંગોજ થઈ જાય છે.' પછી પ્રધાને કહ્યું કે-'થાપણ કરી રાખેલ દ્રવ્ય પણ ગંગા કેમ તને આપતી નથી કે જેથી વારંવાર તેની તપાસ કરવી પડે છે?' પછી 'આ તો તારૂં દ્રવ્ય નથી, ઓળખીને લઇ લે.' એમ કહી તેણે પેલી સોનામહોરની ગ્રંથી વરરૂચિના હાથમાં આપી. આથી જાણે હૃદયની ગાંઠ ઉંચે ચડી આવી હોય તેમ દીનારગ્રંથી મળવાથી તે ઉલટો મરણ કરતાં પણ દુઃસહ અવસ્થા પામ્યો. મંત્રીએ રાજાને કહ્યું કે-'લોકોને છેતરવાને માટે એ વિપ્ર સાંજે અહીં દ્રવ્ય રાખી જાય છે અને સવારે પુનઃ લઇ લે છે.' પછી 'અહો! આ પ્રપંચ ઠીક પ્રગટ થયો.' એમ મંત્રીશ્વરને કહેતો અને વિસ્મયથી નયનને વિકસિત કરતો રાજા સ્વસ્થાને ગયો. ત્યારથી વરરૂચિ મનમાં અમર્ષ લાવીને તેના પ્રતિકારની ચિંતા કરતો સતો સચિવના ઘરનું સ્વરૂપ તેની દાસી વિગેરેને વારંવાર પૂછવા લાગ્યો.

એકદા મંત્રીની કોઇક દાસીએ તેને કહ્યું કે-' શ્રીયકના વિવાહમાં રાજા મંત્રીને ઘરે ભોજન લેવા પધારશે, તે વખતે નંદરાજાને શસ્ત્રાદિ ભેટ કરવા માટે મંત્રી તૈયાર કરાવે છે. કારણ કે શસ્ત્રપ્રિય રાજાઓને શસ્ત્ર એ સર્વથી ઉત્કૃષ્ટ ભેટ છે.' પછી છળજ્ઞ એવા વરરૂચિએ તેનું છિદ્ર મેળવીને છોકરાઓને કંઇક ચણા વિગેરે આપીને આ પ્રમાણે બોલવાનું શિખવી રાખ્યું કે—

"न वेत्ति राजा यदसौ, शकटालः करिष्यति ।
व्यापाद्य नंदं तद्राज्ये, श्रीयकं स्थापयिष्यति" ॥ १ ॥

'અહો! રાજા જાણતો નથી કે આ શકટાલ શું કરશે? નંદને મારીને તેના રાજ્યપર તે શ્રીયકને સ્થાપન કરશે.' એ રીતે બાળકો દરરોજ પ્રતિસ્થાને બોલવા લાગ્યા; અને તે જનશ્રુતિથી રાજાના પણ સાંભળવામાં આવ્યું, એટલે નંદ વિચારવા લાગ્યો કે-'બાળકો અને સ્ત્રીઓ જે બોલે છે તે સ્વાભાવિકજ બોલે છે કે જે પ્રમાણે ભાવી બનવાનું હોય છે, તે વિના બો-

લતા નથી.' પછી તેનો નિશ્ચય કરવા માટે રાજાએ મંત્રીને ઘરે પોતાના એક સેવકને મોકલ્યો; એટલે તેણે આવીને યથાદૃષ્ટ બધું રાજાને નિવેદન કર્યું.

પછી સેવા અવસરે મંત્રીએ આવીને પ્રણામ કર્યા, એટલે રાજા કોપ કરીને વિમુખ થઇને બેઠો. આથી રાજાના ભાવને જાણનારા પ્રધાને ઘરે આવીને શ્રીયકને કહ્યું કે-"હું શત્રુની જેમ અભક્ત છું એમ રાજાને કોઇએ સમજાવ્યું છે, તેથી અકસ્માત્ આપણા કુળક્ષયનો અવસર આવ્યો જણાય છે, પણ હે વત્સ! જો મારો આદેશ માને તોજ કુળનું રક્ષણ થાય તેમ છે. તે આદેશ એ છે કે કાલે હું જ્યારે રાજાને શિર નમાવું; ત્યારે તારે મારૂં તરવારવડે શિર છેદી નાખવું અને પછી કહેવું કે'સ્વામીનો અભક્ત એવો પિતા પણ વધ્ય છે.' વળી વૃદ્ધાવસ્થાને લીધે હું જવાની તૈયારીમાં તો છુંજ; પણ આ પ્રમાણે મારૂં મરણ થશે, તો તું ચિરકાળ પર્યંત મારા કુળ અને ઘરના સ્તંભરૂપ થઇશ." આ પ્રમાણે સાંભળીને શ્રીયક રડતો રડતો ગદ્ગદ્ સ્વરે કહેવા લાગ્યો કે—'હે તાત! ચાંડાળ પણ શું આવું કર્મ કદી કરે?' પ્રધાને કહ્યું કે-'હે વત્સ! આમ વિચાર કરવાથી તો તું શત્રુઓના મનોરથ પૂર્ણ કરીશ. કારણકે યમની જેમ ઉદ્દંડ થયેલો રાજા જ્યાં સુધી કુટુંબ સહિત મને મારી ન નાખે, ત્યાં સુધી મારા એકનો ક્ષય કરીને તું આખા કુટુંબનું રક્ષણ કર. હું મુખમાં તાલપુટ વિષ રાખીનેજ રાજાને નમસ્કાર કરીશ, એટલે લગભગ મરી જતા એવા મારૂં શિર છેદવામાં તને પિતૃહત્યાનું પાપ લાગશે નહીં.' આ પ્રમાણે પિતાએ આગ્રહપૂર્વક કહ્યું, એટલે તેણે તેમ કરવાનું સ્વીકાર્યું અને બીજે દિવસે તે પ્રમાણે કર્યું. કારણ કે 'ધીમંત જનો ભાવી શુભને માટે આપાતદારૂણ (શરૂઆતમાં ભયંકર) કર્મ પણ કરે છે.' તે જોઇ રાજાએ સસંભ્રમપણે શ્રીયકને કહ્યું કે-' અરે વત્સ! આ મહા અકાર્ય તેં કેમ કર્યું?' તે બોલ્યો કે-" આ રાજદ્રોહી છે એમ જ્યારે આપના જાણવામાં આવ્યું, ત્યારે મેં એમને મારી નાખ્યા,

કારણકે સેવકોની પ્રવૃત્તિ પોતાના સ્વામીના ચિત્તને અનુકૂળજ હોય છે. પોતાનો દોષ જો જાણવામાં આવે, તો સેવકોને તે સંબંધી વિચારણા કરવી યોગ્ય છે. પણ સ્વામીના જાણવામાં આવેલ દોષનો તો પ્રતિકારજ કરવો યોગ્ય છે; તેમાં વિચારણા કરવાની જરૂર નથી. ”

પછી તેની ઉત્તરક્રિયા કરીને નંદનૃપતિએ શ્રીયકને કહ્યું કે 'સર્વ વ્યાપાર સહિત આ પ્રધાનમુદ્રાનો સ્વીકાર કર.' એટલે શ્રીયકે પ્રણામ કરીને રાજાને જણાવ્યું કે–" હે સ્વામિન્! પિતૃતુલ્ય સ્થૂલભદ્ર નામનો મારો મોટો ભાઈ છે. તેને પિતાના પ્રસાદથી નિરંકુશપણે કોશા વેશ્યાના ઘરે ભોગ ભોગવતાં બાર વરસ થઇ ગયા છે, તેને બોલાવીને આપો.' એટલે રાજાએ સ્થૂલભદ્રને બોલાવીને તે બાબત જણાવી; એટલે તેણે કહ્યું કે–' આ બાબતનો વિચાર કરીને હું જવાબ આપીશ. રાજાએ કહ્યું કે–' હમણાંજ વિચાર કર.' પછી સ્થૂલભદ્ર અશોકવાડીમાં જઇને વિચારવા લાગ્યા કે–"શયન, ભોજન, સ્નાન અને બીજા સુખના કારણોને સેવકજનો નારક જીવોની જેમ અવસરે પણ ભોગવી શકતા નથી. પોતાના અને પારકા દેશની ચિંતાથી વ્યગ્ર થયેલા અધિકારીઓના મનમાં પૂર્ણકુંભમાં જળની જેમ પ્રિય પ્રેમદાઓને અવકાશજ મળી શકતો નથી. પોતાનો સર્વ સ્વાર્થ તજીને માત્ર રાજાને માટે કાર્ય કરતાં છતાં પણ ઉંચે બાંધેલ વસ્તુને જેમ કાગડાઓ ઉપદ્રવ કરે, તેમ પિશુનજનો તેમને સતાવે છે. જેમ પોતાના દેહના અને દ્રવ્યના વ્યયથી પણ રાજાના શ્રેયને માટે પ્રયત્ન કરવામાં આવે છે, તેમ સુજ્ઞ જનો પોતાના આત્માને માટે કેમ પ્રયત્ન કરતા નહીં હોય ?' આ પ્રમાણે વિચાર કરીને સ્થૂલભદ્રે ત્યાંજ પંચ મુષ્ટિથી કેશનો લોચ કર્યો અને રત્નકંબલના તંતુઓથી એક રજોહરણ બનાવી લીધું, પછી તે મહાભાગે રાજસભામાં જઇને ' મેં આ આલોચ્યું ' એમ કહીને રાજાને ધર્મલાભ આપ્યો.

પછી સંસારરૂપ હસ્તીને વિદારવામાં સિંહસમાન અને

મહા સત્ત્વશાળી એવા સ્થૂલભદ્ર મુનિ ગુફામાંથી જેમ કેસરી સિંહ નીકળે તેમ રાજસભામાંથી બહાર નીકળ્યા. પછી 'શું આ રીતે કપટ કરીને તે પુનઃ વેશ્યાના ઘરે જવા ધારે છે?' એવી શંકા પડવાથી ખાત્રી કરવા માટે રાજાએ ગવાક્ષમાંથી તે તરફ જોયું. પરંતુ શબથી દુર્ગંધવાળા પ્રદેશમાં પણ નાકને મરડ્યા વિના ચાલ્યા જતા તે સ્થૂલભદ્રને જોઇને રાજાએ પોતાનું મસ્તક ધુણાવ્યું અને બોલ્યા કે– "આ મુનિ તો રાગ દ્વેષ રહિત જણાય છે. અહો ! એમના દોષ જોનારા એવા મને ધિક્કાર થાઓ !" આ પ્રમાણે તેમને અભિનંદન આપતાં નંદરાજાએ ઉચ્ચ ભાવથી પોતાની આત્મનિંદા કરી. સ્થૂલભદ્રે પણ શ્રીસંભૂતિવિજય આચાર્ય પાસે જઇને સામાયિકના ઉચ્ચારપૂર્વક દીક્ષા અંગીકાર કરી.

પછી નંદરાજાએ ગૌરવપૂર્વક શ્રીયકને આલિંગન કરીને તેને નિઃશેષ વ્યાપારયુક્ત એવા પ્રધાનપદ પર સ્થાપ્યો; એટલે શ્રીયક નિરંતર સાવધાન થઇને સાક્ષાત્ શકટાલની જેમ પ્રકૃષ્ટ ન્યાયની પટુતાથી રાજ્યચિંતા કરવા લાગ્યો. તે વિનીત શ્રીયક નિત્ય કોશાને ઘેર પણ જતો હતો; કારણ કે 'કુલીન જનો ભ્રાતાના સ્નેહથી તેની પ્રિયાનું પણ બહુમાન કરે છે.' પ્રથમ દિવસે સ્થૂલભદ્રના વિયોગથી આર્ત્ત થયેલી તે શ્રીયકને જોઇને રડી પડી. કારણ કે–' દુઃખાર્ત્ત જનો પોતાના ઇષ્ટ જનના સંબંધીને જોતાં દુઃખને દાબી શકતા નથી.' શ્રીયક તેને કહેવા લાગ્યો કે–" હે આર્યે! આ પાપી વરરૂચિએજ અમારા પિતાનો ઘાત કરાવ્યો અને એજ પાપીએ અકાંડે ઉત્પન્ન થયેલા વજ્રાગ્નિના પ્રદીપન સદૃશ સ્થૂલભદ્રનો તમને વિયોગ કરાવ્યો. માટે હે મનસ્વિનિ ! તારી બ્હેન ઉપકોશાપર જ્યાં સુધી એ ખળ આસક્ત છે, ત્યાં સુધીમાં કંઇક તેના પ્રતિકારનો વિચાર કરો. તેને માટે ઉપકોશાને તમે એવો આદેશ કરો કે–કોઇ રીતે પણ એ વરરૂચિને મદ્યપાનમાં આસક્ત બનાવે." પછી પ્રિયજનનો વિયોગ કરાવ્યાના વૈરભાવથી અને દિયરના દાક્ષિણ્યથી તેણે તરતજ તે વાતની પ્રતિજ્ઞા કરીને

ઉપકોશાને આદેશ કર્યો. કોશાના આદેશથી ઉપકોશાએ તેને એવી રીતે સમજાવ્યો કે જેથી તેણે મદ્યપાન શરૂ કર્યું. 'વનિતાને વશ થયેલો પુરૂષ શું શું કરતો નથી ?' પ્રભાતે ઉપકોશાએ કોશાને કહ્યું કે-' આજ વરરૂચિ વિપ્રને યથેષ્ટ સુરાપાન કરાવ્યું છે.' અનંતર શ્રીયકે પણ કોશાના મુખથી તે બધું સાંભળ્યું, એટલે 'પિતાના વૈરનો કંઇક પ્રતિકાર થયો' એમ તે માનવા લાગ્યો.

હવે શકટાલ મંત્રીના અવસાન પછી રાજાની સેવા કરવા માટે વરરૂચિ વિપ્ર અહર્નિશ તત્પર રહેતો હતો. તે સેવા અવસરે દરરોજ રાજમંદિરમાં આવતો હતો અને રાજા તથા રાજલોકો તેને માનદૃષ્ટિથી જોતા હતા.

એકદા મંત્રીના ગુણોનું સ્મરણ થવાથી વિહ્વળ બનેલા નંદરાજાએ રાજસભામાં શ્રીયકમંત્રીને ગદ્ગદ્સ્વરે કહ્યું કે-"અહો! સદા ભક્તિમાન્, શક્તિમાન્ અને મહાબુદ્ધિશાળી એવો અને ઇંદ્રને બૃહસ્પતિની જેવો મારે શકટાલ મહામંત્રી હતો. અહો ! તે દૈવયોગે એમજ મરણ પામ્યો, હવે શું કરૂં ? તેના વિના આ મારૂં સભાસ્થાન મને શૂન્ય જેવું લાગે છે." આ પ્રમાણે સાંભળીને શ્રીયક બોલ્યો કે 'હે દેવ! એ બધું પાપ મદ્યપ ( મદ્ય પીનાર ) વરરૂચિએ કર્યું છે.' આથી રાજા ચકિત થઇને બોલ્યો કે-'શું એ ભટ્ટ સુરા પીએ છે, એ વાત સત્ય છે ?' એટલે શ્રીયકે કહ્યું કે-' હું આવતી કાલે બતાવી આપીશ.' પછી બીજે દિવસે સર્વ સભાસદો રાજસભામાં આવ્યા, એટલે શ્રીયકે પોતાના સાંકેતિક પુરૂષ પાસે તેમને એક એક સુગંધી પદ્મ અપાવ્યું. તે વખતે મીંઢોળના રસથી વ્યાપ્ત એવું એક કમળ દુરાત્મા વરરૂચિને પણ આપવામાં આવ્યું. 'આ અદ્ભુત પરિમળ ક્યાંથી આવે છે ?' એમ પ્રશંસા કરતા રાજા વિગેરે પોતપોતાનું કમળ સુંઘવાને નાસિકા આગળ ધરવા લાગ્યા, એટલે તે ભટ્ટે પણ પોતાનું કમળ સુંઘવાને નાસિકા આગળ ધર્યું, તેથી તેણે રાત્રીએ પીધેલ ચંદ્રહાસમદિરા તરત સભાસ્થાનમાંજ વમી નાખી; આથી' મદ્ય પીનાર અને બધ તથા બંધને ઉચિત એવા આ અધમ બ્રાહ્મણને ધિક્કાર થાઓ.' આ પ્ર-

માણેના શબ્દોમાં સર્વ જનોથી તિરસ્કાર પામતો તે સભામાંથી તરતજ ચાલ્યો ગયો; પછી અન્ય બ્રાહ્મણો પાસે જઇને તેણે પ્રાયશ્ચિત્ત માગ્યું. એટલે તેઓએ કહ્યું કે-' તમ સીસાના પાનથીજ સુરાપાનથી લાગેલ પાપનો પ્રલય થઇ શકે.' પછી વરરૂચિએ મૂષા (તપાવવાની ચ્યાલી)માં તપાવેલ સીસાનું પાન કર્યું; તેથી જાણે તેના દાહના ભયથીજ હોય તેમ તેના પ્રાણોએ તરતજ તેને તજી દીધો, અર્થાત્ તે મરણ પામ્યો.

સ્થૂલભદ્રમુનિ સંભૂતિવિજય આચાર્ય પાસે શ્રુતસાગરનો પાર પામવા સારૂ સમ્યગ્ રીતે પ્રવ્રજ્યા પાળવા લાગ્યા અને જ્ઞાનાભ્યાસ કરવા લાગ્યા. અન્યદા વર્ષાકાળ આવતાં સંભૂતિવિજય ગુરૂને પ્રણામ કરીને કેટલાક મુનિઓએ આ પ્રમાણે અભિગ્રહ લીધા. એક મુનિએ એવો નિયમ લીધો કે-'હું સિંહગુફાના દ્વાર આગળ ચાર માસ સુધી ઉપવાસ કરીને કાયોત્સર્ગમાં રહીશ.' બીજા મુનિએ એવો અભિગ્રહ લીધો કે-'હું દૃષ્ટિવિષ સર્પના બિલના દ્વાર આગળ ઉપવાસી થઇ કાયોત્સર્ગમાં રહીને ચાતુર્માસ કરીશ.' ત્રીજા સાધુએ એવી પ્રતિજ્ઞા લીધી કે-'હું કૂપના ભારવટપર ઉપવાસી થઇ ચાર માસ સુધી કાયોત્સર્ગમાં રહીશ.' આ પ્રમાણે તે સાધુઓને યોગ્ય જાણીને ગુરૂમહારાજે અનુમતિ આપી. એટલે સ્થૂલભદ્ર નમસ્કાર કરીને બોલ્યા કે-' હે ભગવન્! કોશા નામની વેશ્યાને ઘરે કામશાસ્ત્રમાં કહેલા એવા વિચિત્ર પ્રકારના ચિત્રોથી શોભાયમાન ચિત્રશાળામાં વિશેષ તપઃકર્મ કરતો અને ષડ્રસભોજન કરતો હું ચાર માસ પર્યંત રહીશ, એવો હું અભિગ્રહ કરૂં છું.' ગુરૂમહારાજે ઉપયોગથી તેને યોગ્ય જાણીને અનુમતિ આપી, એટલે સર્વ સાધુઓ પોતપોતાના નિયત સ્થાને ગયા. તીવ્ર તપમાં સ્થિત અને શાંત એવા તે મુનીશ્વરોને જોઇને સર્પ, સિંહ તથા અરઘટ્ટક ( અરઘટ્ટથી પાણી કહાડનાર ) એ ત્રણે શાંત થઇ ગયા.

હવે સ્થૂલભદ્ર કોશાવેશ્યાને ઘરે ગયા, એટલે કોશા પણ અંજળી જોડી સન્મુખ આવીને ઉભી રહી અને ' આ કદલીના

સ્તંભ જેવા પ્રકૃતિએ સુકુમાર છે, તેથી દુર્ધર એવા વ્રતભારથી કાયર થઇને અહીં આવ્યા લાગે છે. આ પ્રમાણે વિચાર કરીને તે સ્વાગતપૂર્વક બોલી કે–' હે સ્વામિન્ ! આપ ફરમાવો, હું શું કરૂં ? કારણ કે આ શરીર ધન અને પરિજન–એ બધું આપનુંજ છે.' સ્થૂલભદ્રે કહ્યું કે–' ચાતુર્માસ રહેવાને માટે આ ચિત્રશાળા મને આપો.' એટલે તે બોલી કે–'ખુશીથી ગ્રહણ કરો.' પછી કોશાએ ચિત્રશાળા ખાલી કરાવી; એટલે તે મહામુનિએ પણ કામદેવના સ્થાનમાં પોતાના બળિષ્ટપણાથી સાક્ષાત્ ધર્મની જેમ પ્રવેશ કર્યો.

પછી સ્થૂલભદ્રે ષડ્રસાહારનું ભોજન કર્યા પછી કોશા વિશેષ રીતે શૃંગાર સજીને તે મહાત્માને ક્ષોભ પમાડવા તેમની પાસે આવી અને કોઇ ઉત્કૃષ્ટ અપ્સરાની જેવી રમણીય લાગતી તે રમણી તેમની સન્મુખ આવીને વારંવાર ચતુરાઈપૂર્વક અધિક હાવભાવ કરવા લાગી. તેમજ જાતે અનુભવેલી એવી ઉદ્દામ ક્રીડાઓનું અને પૂર્વના તે તે પ્રકારના રતિસુખનું તે વારંવાર સ્મરણ કરાવવા લાગી. આ પ્રમાણે તે મહામુનિને ક્ષોભ પમાડવાને માટે તેણે જે જે ચેષ્ટાઓ કરી તે બધી વજ્રપર નખવિલેખનની જેમ વૃથા ગઈ. એ રીતે તેમને ચળાયમાન કરવા તે દરરોજ ચેષ્ટા કરવા લાગી;પરંતુ તે મહાત્મા લેશમાત્ર પણ ક્ષોભ ન પામ્યા,ઉલટો તેણીએ ઉપસર્ગ કરવાથી તે મહામુનિનો ધ્યાનરૂપ અગ્નિ જળથી વીજળીની જેમ વધારે પ્રદીપ્ત થયો. છેવટે 'હે ઇશ ! પૂર્વકાળની જેમ તમારી સાથે રતિક્રીડા કરવાને આતુર થયેલી એવી મને ધિક્કાર થાઓ.' એ પ્રમાણે આત્મનિંદા કરતી કોશા તે મહામુનિના ચરણમાં પડી અને તે મહાત્માના ઇંદ્રિયજયના પ્રકર્ષથી ચમત્કાર પામીને તેણે શ્રાવકપણું અંગીકાર કર્યું. તથા આ પ્રમાણે અભિગ્રહ લીધો કે 'કદાચ રાજા તુષ્ટમાન થઇને મને કોઈ પુરૂષને સુપ્રત કરી દે તો તેની છુટ છે, તે સિવાય બીજા સર્વને માટે મારે નિયમ છે.'

વર્ષાકાળ વ્યતીત થતાં તે ત્રણે સાધુઓ પોતપોતાનો અ-

ભિગ્રહ પૂર્ણ કરીને અનુક્રમે આચાર્ય પાસે આવ્યા. સિંહગુફાવાસી મુનિ આવતાં 'અહો ! દુષ્કરકારક ! તમને કુશળ છે?' એમ સૂરિ મહારાજે કંઇક ઉભા થઇને તેને કહ્યું, તેમ બીજા બેને પણ એવીજ રીતે તેમણે બોલાવ્યા, કારણ કે 'સમાન પ્રતિજ્ઞાના નિર્વાહમાં સ્વામીનો સત્કાર સમાન હોય છે.' પછી સ્થૂલભદ્ર આવતાં ગુરૂમહારાજ ઉભા થઇને બોલ્યા કે—' હે દુષ્કર દુષ્કરકારક ! હે મહાત્મન્ ! તમે કુશળ છો ?' આથી તે સાધુઓ ઇર્ષ્યા લાવીને ચિંતવવા લાગ્યા કે—' અહો ! ગુરૂનું આ બહુમાન ખરેખર મંત્રીપુત્રત્વના નિમિત્તનું લાગે છે. જો એ ષડ્રસાહારથી દુષ્કરદુષ્કરકારક થયા હોય તો આપણે પણ હવે પછીના વર્ષમાં એવી પ્રતિજ્ઞા કરશું.' આ પ્રમાણે નિશ્ચય કરીને અમર્ષ સહિત તે મહર્ષિઓએ સંયમ પાળતાં અનુક્રમે આઠ માસ વ્યતીત કર્યા.

પછી ચતુર્માસનો અવસર આવતાં લેણદારની જેમ હર્ષિત થઇને સિંહગુફાવાસી સાધુએ ગુરૂમહારાજ પાસે પ્રતિજ્ઞા કરી કે—' હે ભગવન્! નિત્ય ષડ્રસ આહારનું ભોજન કરતાં કોશાવેશ્યાના ઘરે હું ચાતુર્માસ કરીશ.' તે સાંભળી 'આ સાધુ સ્થૂલભદ્રના માત્સર્યથી આ કામ સ્વીકારે છે' એમ વિચારતાં ગુરૂએ કહ્યું કે— 'હે વત્સ! અતિ દુષ્કર એવો એ અભિગ્રહ તું ન કર, કારણકે એ અભિગ્રહ નિભાવવાને તો મેરૂ પર્વતના જેવા અચળ સ્થૂલભદ્રજ સમર્થ છે.' આથી તે મુનિએ પુનઃ ગુરૂને કહ્યું કે—' હે પ્રભો! આ કાર્ય તો મને દુષ્કર પણ લાગતું નથી, તો દુષ્કરદુષ્કર તો હું શી રીતે સમજું? માટે એ કામ તો હું અવશ્ય કરીશજ.' ગુરૂએ કહ્યું કે—' આ કાર્ય કરતાં પૂર્વ તપસ્યાથી પણ તારો ભ્રંશ થશે; કારણકે અતિ ભાર ઉપાડતાં શરીરનો ભંગ થાય છે.' આ પ્રમાણે ગુરૂએ સમજાવ્યા છતાં તેમના વચનનો અનાદર કરીને પોતાને શૂરવીર માનનાર એવા તે મુનિ કામદેવના સ્થાનરૂપ કોશાને ઘેર ગયા. તેને આવતા જોઇ ' આ મુનિ સ્થૂલભદ્રની સ્પર્ધાથી અહીં આવતા જણાય છે, માટે સંસારમાં

પતિત થતા એવા તેમનો બચાવ કરવો.' આ પ્રમાણે વિચારીને કોશાએ ઉભા થઇ તેમને નમસ્કાર કર્યો. પછી તે મુનિએ રહેવાને માટે ચિત્રશાળા માગી, એટલે કોશાએ તે સમર્પણ કરી અને મુનિ ત્યાં રહ્યા.

પછી ષડ્રસ આહારનું ભોજન કરનાર એવા તે મુનિની પરીક્ષા કરવા લાવણ્યના ભંડારરૂપ એવી કોશા પણ મધ્યાન્હ કાળે ત્યાં આવી, એટલે તે કમળાક્ષીને જોઇને તે મુનિ તો તરતજ ક્ષોભ પામી ગયા. કારણકે 'તેવી સ્ત્રી અને તેવું ભોજન શું વિકાર ન કરે?' પછી કામની પીડાથી ભોગની યાચના કરતા તે મુનિને કોશાએ કહ્યું કે-'હે ભગવન્! અમે વેશ્યાઓ ધનદાનથી વશ થઇએ.' એટલે મુનિએ કહ્યું કે-'હે મૃગલોચને! વાલુકામાં તેલની જેમ અમારી પાસે દ્રવ્ય ક્યાં છે? માટે તું પ્રસન્ન થા.' આથી કોશાએ તે મુનિને નિર્વેદ પમાડવા માટે કહ્યું કે-'હે મહાત્મન્! નેપાલદેશનો રાજા પૂર્વે નહિ ગયેલા નવીન સાધુને એક રત્નકંબળ આપે છે, તે લઈ આવો.' આ પ્રમાણે સાંભળીને પોતાના વ્રતની સાથે કાદવવાળી જમીનમાં બાળકની જેમ સ્ખલના પામતા તે મુનિ વર્ષાકાળમાં પણ નેપાલ દેશમાં ગયા. ત્યાં જઇને અને રાજા પાસેથી રત્નકંબળ મેળવીને જે રસ્તામાં ચોરો રહેતા હતા, તે રસ્તેથી તે મુનિ પાછા વળ્યા, એટલે ત્યાં બેઠેલા પક્ષીએ ચોરોને કહ્યું કે-'લક્ષ આવે છે.' આ સાંભળીને ચોરોના અધિકારીએ વૃક્ષપર બેઠેલા પુરૂષને પૂછ્યું કે-'શું આવે છે?' એટલે વૃક્ષારૂઢ પુરૂષે ચોરોના સેનાપતિને જણાવ્યું કે-'માત્ર એક ભિક્ષુક આવે છે, બીજો કોઇ પુરૂષ આવતો નથી.' એવામાં સાધુ ત્યાં આવી પહોંચ્યા, એટલે તેને પકડીને ચોરોએ તપાસ કરી. પણ કંઇ અર્થ (દ્રવ્ય) જોવામાં ન આવવાથી ચોરોએ તેને છોડી મૂકયા. એવામાં પક્ષી પુનઃ બોલ્યો કે-'લક્ષ જાય છે.' એટલે ચૌરપતિએ મુનિને પૂછ્યું કે-'તારી પાસે શું છે તે સત્ય કહે.' આથી મુનિએ કહ્યું કે-'આ વાંસમાં વેશ્યાને માટે એક રત્નકંબળ છુપાવેલું છે.' એટલે

ચોરપતિએ તેને છોડી મૂકયા અને જવા દીધા.

પછી તેણે આવીને કોશાને રત્નકંબળ આપ્યું. તેણે સ્નાન કરી પગ લુછીને નિઃશંક રીતે ઘરની ખાળમાં તે નાખી દીધું, એટલે મુનિએ કહ્યું કે–'હે કંબુકંઠી ! મહામુલ્યવાળાં આ રત્નકંબળને અશુચિ કાદવમાં તેં કેમ નાખી દીધું ?' કોશાએ અવસર જોઇને કહ્યું કે–'હે મૂઢ ! નરકમાં પડતા એવા ગુણોથી રત્નમય પોતાના આત્માનો શોક ન કરતાં આ રત્નકંબળનો શું શોક કરે છે?' આ પ્રમાણે સાંભળી સંવેગ પામીને તે મુનિ કહેવા લાગ્યા કે-'હે ભદ્રે ! તેં મને સમ્યક્ પ્રકારે બોધ આપ્યો અને આ સંસારથી બચાવ્યો. હે ભદ્રે ! હવે અતિચારથી લાગેલા આત્મદોષનું ઉન્મૂલન કરવા હું ગુરૂ મહારાજ પાસે જઇશ. તને ધર્મલાભ થાઓ.' કોશાએ પણ મુનિને કહ્યું કે–"હે મહાનુભાવ ! હું બ્રહ્મવ્રતમાં સ્થિત છતાં આપને મેં ખેદ પમાડ્યા–એ મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. આ આપની આશાતના મેં માત્ર બોધને માટેજ કરી છે, માટે તે ક્ષંતવ્ય છે. હે ભગવન્ ! હવે સત્વર જાઓ અને ગુરૂની આજ્ઞાનો આશ્રય કરો." 'હું પણ એજ ઇચ્છું છું.' એમ કહીને તે મુનિ સંભૂતિવિજય ગુરૂ પાસે ગયા અને આલોચના ગ્રહણ કરીને પુનઃ તીક્ષ્ણ તપ આચરવા લાગ્યા. અનુક્રમે સંભૂતિવિજય આચાર્ય સમાધિપૂર્વક મરણ પામીને સ્વર્ગસ્થ થયા.

એકદા રાજાએ સંતુષ્ટ થઇને કોશા કોઇ રથકારને સમર્પણ કરી, એટલે રાજાને આધીન હોવાથી વેશ્યાએ પણ રાગવિના તેનો આશ્રય કર્યો; પછી 'સ્થૂલભદ્ર વિના (સમાન) બીજો કોઇ પુરૂષજ નથી, એ પ્રમાણે નિરંતર કોશા તે રથિકની પાસે વર્ણન કરતી હતી. અન્યદા તેનું મનરંજન કરવા રથીકે ગૃહોદ્યાનમાં જઇ પલંગપર બેસીને આ પ્રમાણેનું પોતાનું વિજ્ઞાન ( કળાકૌશલ્ય ) તેને દર્શાવ્યું. પ્રથમ તેણે બાણથી માકંદ ( આમ્રવૃક્ષ ) ની એક લુંબ વીંધી, પછી તે બાણને પુંખ (અગ્રભાગ) માં બીજા બાણથી વીંધ્યું, બીજાને ત્રીજા બાણથી વીંધ્યું–એમ પોતાના હસ્તપર્યંત

લક્ષ્યવેધની શ્રેણી કરી; પછી ક્ષુરપ્ર (કાપી નાખે એવા બાણ)-થી વૃંત (ડાળીના મૂળ) ને છેદીને બાણશ્રેણીના અગ્રભાગપર રહેલ લુંબને પોતાના હાથવતી ખેંચીને ત્યાં બેઠાજ કોશાને સમર્પણ કરી. આ પ્રમાણે જોઇને 'હવે મારૂં વિજ્ઞાન પણ જુઓ.' એમ કહીને કોશાએ પણ સરસવના દાણાનો એક ઢગલો કરાવ્યો અને તેની ઉપર સૂચિ (સોય) રાખી. તેને પુષ્પથી ઢાંકીને તેનાપર નૃત્ય કર્યું, છતાં સોયથી પોતે વિદ્ધ ન થઇ અને સરસવનો ઢગલો અસ્તવ્યસ્ત ન થયો. આથી રથીક સંતુષ્ટ થઇને બોલ્યો કે–'આ તારા દુષ્કર કાર્યથી હું પ્રસન્ન થયો છું, મારી પાસે જે માગવાનું હોય તે માગી લે, હું તે આપવા તૈયાર છું.' એટલે તે બોલી કે– "મેં એવું દુષ્કર તે શું કર્યું કે જેથી તું રંજીત થયો? આ પણ કંઈ વિશેષ નથી, એ કરતાં દુષ્કર કાર્ય પણ અભ્યાસથી સાધ્ય થાય છે; વળી આમ્રલુંબનો છેદ અને આ દુષ્કર નૃત્ય તો શું માત્ર છે? પણ સ્થૂલભદ્રે જે અશિક્ષિત (શિક્ષણ લીધા વિના) કર્યું તે દુષ્કર છે. જ્યાં મારી સાથે એણે બાર વરસ સુધી ભોગ ભોગવ્યા તેજ ચિત્રશાળામાં તે મહાત્મા અખંડિત વ્રતથી રહ્યા. નોળીઆના સંચારથી દુધની જેમ સ્ત્રીઓના પ્રચારથી એક સ્થૂલભદ્ર મહાત્મા વિના અન્ય સર્વ યોગીઓનું મન દૂષિત થઈ જાય. જેમ સ્થૂલભદ્ર મુનિ પોતાની પૂર્વપ્રિય સ્ત્રીની પાસે ચાર માસ સુધી અક્ષત વ્રતથી રહ્યા, તેમ એવા પ્રસંગમાં એક દિવસ પણ રહેવાને કોણ સમર્થ છે? ષડ્રસયુક્ત આહાર, ચિત્રશાળામાં વાસ અને અંગનાજનનો સંસર્ગ–એમાંના એકથી પણ અન્ય શૂરવીરના વ્રતનો લોપજ થાય. અગ્નિની જેમ સ્ત્રી પાસે ધાતુમય વસ્તુ (સુવર્ણાદિ પદાર્થો અને પુરૂષો) પીગળી જાય છે. પરંતુ હું ધારૂં છું કે તે સ્થૂલભદ્ર મહામુનિ તો વજ્રમયજ છે. દુષ્કર દુષ્કર કરનાર અને મહાસત્ત્વશાળી એવા સ્થૂલભદ્ર મુનિનું વર્ણન કર્યા પછી બીજાનું વર્ણન કરતાં મુખને મુદ્રાજ યુક્ત છે. (મુખ બંધ રાખવુંજ યોગ્ય છે.)"

પછી રથીક પૂછવા લાગ્યો કે–' જેનું તું આટલું બધું વ-

ર્ણન કરે છે એ મહાસત્ત્વશિરોમણિ સ્થૂલભદ્ર કોણ છે?' એટલે કોશા બોલી કે–'એ સ્થૂલભદ્ર નંદરાજાના મંત્રી શકટાલના પુત્ર છે કે જેનું હું તારી પાસે વર્ણન કરૂં છું.' આ પ્રમાણે સાંભળી તે સંભ્રાંત થઈ અંજલી જોડીને બોલ્યો કે–'હું તો એ સ્થૂલભદ્ર મહામુનિનો એક કિંકરજ છું.' આ પ્રમાણે તેને સંવેગવાસિત જાણીને કોશાએ ધર્મોપદેશ આપ્યો અને તેથી તે સદ્બુદ્ધિ મોહનિદ્રાનો ત્યાગ કરીને જાગ્રત થયો (પ્રતિબોધ પામ્યો); પછી તેને પ્રતિબોધ પામેલો જાણીને કોશાએ પોતાનો અભિગ્રહ કહી બતાવ્યો, એટલે વિસ્મયથી નયનને વિકસિત કરીને તે બોલ્યો કે–" હે ભદ્રે ! સ્થૂલભદ્રના ગુણો વર્ણવીને તેં મને પ્રતિબોધ પમાડ્યો છે; માટે હું હવે તેં આજે દર્શાવેલ એવા તે મહામુનિના માર્ગેજ જઈશ. હે ભદ્રે ! તારૂં કલ્યાણ થાઓ અને પોતાનો અભિગ્રહ તું સાચવ." આ પ્રમાણે કહી સદ્ગુરૂની પાસે જઇને તેણે દીક્ષા લીધી. ભગવંત સ્થૂલભદ્ર પણ તીક્ષ્ણ વ્રત પાળવા લાગ્યા. એવામાં ત્યાં બાર વરસનો દુષ્કાળ પડ્યો.

હવે ગોલ્લ ( ગોંડ ) દેશમાં **ચણક** નામના ગામમાં **ચણી** નામે બ્રાહ્મણ હતો અને તેને **ચણેશ્વરી** નામની ભાર્યા હતી. ચણી જન્મથી શ્રાવકપણામાં કુશળ હતો અને તેથી જ્ઞાની જૈનમુનિઓ તેને ઘેર પધારતા હતા. એકદા ચણેશ્વરીએ દંતસહિત બાળકને જન્મ આપ્યો એટલે તરત જન્મેલા બાળક પાસે ચણીએ તે સાધુઓને નમસ્કાર કરાવ્યો અને તે દાંતસહિત જન્મેલા તે બાળકની વાત ચણીએ સાધુઓને નિવેદન કરી. એટલે જ્ઞાની મુનિઓએ કહ્યું કે–' આ બાળક રાજા થશે.' આ પ્રમાણે સાંભળી ' રાજ્યના આરંભથી મારો પુત્ર નરકગામી ન થાઓ.' એમ ધારીને ચણીએ બાળકને થતી પીડાને ન ગણકારતાં તેના દાંત ઘસી નાખ્યા અને તે વાત પણ તેણે મુનિઓને કહી; એટલે મુનિઓ બોલ્યા કે–' દાંત ઘસી નાખવાથી એ બિંબાંતરિત (રાજા નહિ પણ રાજ્યની સંપૂર્ણ સત્તા ધરાવનાર ) રાજા થશે.' પછી ચણીએ તે બાળકનું **ચાણક્ય** એવું નામ રાખ્યું. અને

તે ચાણુક્ય પણ સર્વ વિદ્યા—સાગરનો પારંગત અને શ્રાવક થયો. શ્રાવકપણાથી તે સદા સંતોષી થઇ કુલીન બ્રાહ્મણની માત્ર એકજ કન્યા પરણ્યો.

એક દિવસ ચાણુક્યની સ્ત્રી પોતાની માતાને ઘેર ગઇ, તે વખતે ત્યાં તેના ભાઇનો વિવાહમહોત્સવ ચાલતો હતો. તે મહોત્સવમાં તેની અન્ય બ્હેનો વસ્ત્રાલંકારો ધારણ કરીને આવી હતી. કારણકે તેઓ મોટા શ્રીમંતોની સ્ત્રીઓ હતી. તેઓ સર્વે સુંદર વાહનો પણ લાવી હતી, સર્વે દાસીઓના પરિવારથી પરવરેલી હતી, સર્વે સારા છત્ર વિગેરેની સાહણી સહિત હતી, મસ્તકપર માળાની રચનાથી સુશોભિત હતી, દિવ્ય અંગરાગથી યુક્ત હતી, સર્વેએ હાથમાં તાંબુલ રાખ્યું હતું અને બધી વૈક્રિયરૂપધારી જાણે સાક્ષાત્ લક્ષ્મીઓ હોય એવી શોભતી હતી. ચાણુક્યની ગૃહિણી તો રાત દિવસ એકજ સ્થૂલ વસ્ત્ર પહેરતી હતી, વિશુદ્ધ અને શ્વેત એવું એકસરિકા (કાષ્ઠ વિશેષ) નું આભરણ તેણે ધારણ કર્યું હતું, તેની કંચુકી જીર્ણ થઇ ગયેલી હતી, ઉપરનું કસુંબી વસ્ત્ર પણ જીર્ણ હતું, તેનું મુખ તાંબુલરહિત હતું, શરીરના મેલરૂપ અંગરાગજ તેણે ધારણ કર્યો હતો, કામ કરવાથી તેના હાથ કર્કશ થઇ ગયા હતા, અને તેના મસ્તકના વાળ બહુ મલિન થઇ ગયા હતા. તેની આવી સ્થિતિ જોઇને શ્રીમંતોને ઘેર પરણેલી તેની બ્હેનો હસવા લાગી; તથા વિવાહમાં આવેલ બીજા પણ બધા લોકો તેને જોઇને હસવા લાગ્યા. એટલે તેણે લજ્જા પામીને ઘરના એક ખુણામાંજ બેસીને વિવાહસમય વ્યતીત કર્યો. પછી તે પોતાને ઘેર ગઇ; અને ત્યાં વિષાદથી મલિન મુખ કરી અંજન સહિત પોતાના અશ્રુબિંદુથી ભૂમિને તિલકયુક્ત કરતી તે બેસી રહી. એટલે પ્રાતઃકાળની કમલિની જેવી તેને મ્લાનમુખી જોઇને તેના દુઃખથી દુઃખી થતા ચાણુક્યે મધુર વચનથી પૂછ્યું કે—' હે પ્રિયે ! શું મેં તારૂં કંઇ અપમાન કર્યું કે તારી કોઇ પાડોશણે અપમાન કર્યું યા તો તારા પિતાને ઘેર કોઇએ તારૂં અપમાન કર્યું ? કે

જેથી તું આમ ખેદ કરે છે?' અપમાનથી કદર્થના પામેલી એવી તે પોતાના મનનું દુઃખ કહેવાને પણ અસમર્થ હતી, છતાં પતિના અત્યંત આગ્રહથી તેણે તે વાત કહી બતાવી.

આ પ્રમાણે પોતાની પત્નીના દુઃખનું કારણ જાણીને તેણે નિર્વિઘ્ન રીતે દ્રવ્ય ઉપાર્જન કરવા માટે વિચાર કર્યો કે-'પાટલીપુત્ર નગરમાં નંદરાજા બ્રાહ્મણોને વિશિષ્ટ દક્ષિણા આપે છે, માટે ત્યાં જાઉં.' આ પ્રમાણે નિશ્ચય કરીને ચાણુક્ય ત્યાં ગયો અને રાજસભામાં પ્રવેશ કરીને અગ્ર ભાગમાં માંડેલા આસનોમાં પ્રથમ આસનપર તે બેઠો. ચાણુક્ય જે આસનપર બેઠો તે આસનપર હમેશાં નંદરાજાજ બેસતો હતો; કારણ કે તે તેનું ભદ્રાસન હતું. એવામાં નંદરાજાની સાથે ત્યાં આવેલ નંદપુત્ર બોલ્યો કે-'આ બ્રાહ્મણ રાજાની છાયાનું આક્રમણ કરીને બેઠો છે.' એટલે રાજાની એક દાસીએ આવીને ચાણુક્યને મીઠે વચને કહ્યું કે-'અહો વિપ્ર ! તમે આ બીજા આસનપર બેસો.' એટલે 'અહીં મારૂં કમંડળ રહેશે.' એમ કહીને તે બીજા આસનપર તેણે કમંડળ મૂક્યું, પણ પ્રથમનું આસન મૂક્યું નહિ. એ રીતે તેને ઉઠાડીને બીજા આસનો પર બેસવાનું કહેવાં જતાં તેણે ત્રીજા આસનપર દંડ, ચોથાપર જપમાળા અને પાંચમા આસન પર જનોઈ રાખીને તે આસનો રોકી લીધાં, એટલે દાસી બોલી કે-'અહો ! આ ધૃષ્ટ આદ્ય આસનને મૂકતો નથી અને બીજા આસનોને પણ રોકતો જાય છે; માટે આવા ધૃષ્ટ અને વાતુલ બ્રાહ્મણનું અહીં શું પ્રયોજન છે?' એમ કહીને તે દાસીએ તેને પગવતી પ્રહાર કરીને ઉઠાડી મૂક્યો; એટલે દંડથી દબાયેલા સર્પની જેમ તરતજ રૂષ્ટમાન થયેલા ચાણુક્યે સર્વ લોકના દેખતાં આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી કે-'મહાવાયુ જેમ વૃક્ષને મૂળથી ઉખેડી નાખે, તેમ હું નંદરાજાનું ભંડાર અને ભૃત્યસહિત, મિત્ર અને પુત્ર સહિત તથા બળ ( સૈન્ય ) અને વાહન સહિત ઉન્મૂલન કરી નાખીશ.' ગ્રંથાંતરમાં એમ પણ કહ્યું છે કે-'અસાધારણ ગર્વના પર્વતરૂપ નંદરાજાનો સંહાર કર્યા વિના

શત્રુઓને કાળરાત્રિ સમાન આ શિખા છૂટવાની નથી.' આ પ્રમાણે કરી માથાનાં કેશ બાંધીને પ્રતિજ્ઞા કરતાં તેને ગળાથી પકડીને 'તને રૂચે તે કરજે' એમ કહીને નંદના માણસોએ કહાડી મૂકયો. ત્યાર બાદ બળતા અગ્નિની જેમ ક્રોધથી તપાવેલા તાંબા સમાન રક્ત મુખ કરીને ચાણકય ભ્રગુટી ફેરવતો તરતજ નગરની બહાર નીકળી ગયો. પછી ધીમંત જનોમાં મૌલિમાણિકય સમાન તે ચાણકયને સ્મરણ થયું કે-'હું બિંબાંતરિત રાજા થવાનો છું, તેથી રાજયયોગ્ય કોઈ પુરૂષની શોધ કરૂં.' એમ ધારીને તે પૃથ્વીપર ભમવા લાગ્યો. 'અભિમાની પુરૂષો પોતાના અપમાનને કદી પણ વિસરતા નથી.'

અન્યદા તે ચાણકય વિપ્ર, જ્યાં નંદરાજાના મયૂરરક્ષકો રહેતા હતા ત્યાં ગયો અને પરિવ્રાજકનો વેષ ધારણ કરીને કણભિક્ષાને માટે ચાણકયે તે મયૂરપોષકના ગામમાં પ્રવેશ કર્યો. તે વખતે મયૂરપોષકના મુખીની સગર્ભા પુત્રીને ચંદ્રનું પાન કરવાનો દોહદ (દોહલો) ઉત્પન્ન થયો હતો. તેના કુટુંબે ચાણકયને કહ્યું કે-'આ દોહદ શી રીતે પૂર્ણ થાય?' એટલે તે બોલ્યો કે- 'જો એનો બાળક જન્મતાંજ મને આપો તો હું ચંદ્રપાનનો દોહદ પૂર્ણ કરૂં.' પછી 'દોહદ પૂર્ણ ન થવાથી એના ગર્ભનો નાશ ન થાય.' એવા વિચારથી તેના માતપિતાએ ચાણકયનું વચન માન્ય રાખ્યું. એટલે ચાણકયે છિદ્રસહિત એક તૃણમંડપ કરાવ્યો અને તેની ઉપર તે છિદ્ર પૂરી દેવાને એક ગુપ્ત માણસ રાખ્યો. તે મંડપની નીચે દુગ્ધપૂર્ણ એક થાળ મૂકાવ્યો. તેમાં કાર્ત્તિકપૂર્ણિમાની મધ્યરાત્રિએ ચંદ્રમા પ્રતિબિંબિત થયો; એટલે તે સગર્ભાને તેમાં પ્રતિબિંબિત થયેલો તે પૂર્ણચંદ્રમા દેખાડ્યો અને કહ્યું કે-'આ ચંદ્રમાનું પાન કર.' એટલે તે પ્રેમદા પ્રસન્નમુખથી પૂર્ણેંદુનું પાન કરવા લાગી. તે જેમ જેમ પાન કરતી ગઈ તેમ તેમ ગુપ્ત પુરૂષ તે તૃણમંડપના છિદ્રને ઢાંકતો ગયો. આ પ્રમાણે દોહદ પૂર્ણ થતાં સમયપર તેણે એક પુત્રને જન્મ આપ્યો અને માતપિતાએ તેનું ચંદ્રગુપ્ત એવું

નામ રાખ્યું. મયૂરપોષકના કુળરૂપ કમળવનને વિકસ્વર કરવામાં ચંદ્રસમાન એવો ચંદ્રગુપ્ત દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો. અહીં સુવર્ણ ઉપાર્જન કરવાની બુદ્ધિથી ભ્રમણ કરતો ચાણક્ય પણ ધાતુવાદ સાધવામાં વિશારદ એવા પુરૂષોને શોધવા લાગ્યો.

હવે ચંદ્રગુપ્ત દરરોજ બાળકોની સાથે રમત કરતાં રાજાની જેમ તેમની પાસેથી હમેશાં ગ્રામાદિક લેવા લાગ્યો; અને તે બાળકોને હસ્તી અને અશ્વ બનાવીને તેમની ઉપર સ્વારી કરવા લાગ્યો. કારણકે–'પ્રાયઃ ભાવી લક્ષ્મી ઇંગિતથી પણ સૂચિત થાય છે.' એવામાં અનુક્રમે ભ્રમણ કરતો ચાણક્ય ત્યાંજ આવી ચઃ ડ્યો અને ચંદ્રગુપ્તને તથાપ્રકારની ચેષ્ટા કરતો જોઇને તે અત્યંત વિસ્મય પામ્યો. પછી ચાણક્યે તેની પરીક્ષા કરવા તેને આ પ્રમાણે કહ્યું કે–' હે રાજન્! મને પણ કંઇક આપો ' એટલે ચંદ્રગુપ્ત બોલ્યો કે–' હે બ્રહ્મન્ ! આ ગામની ગાયોને યથારૂચિ લઇ લ્યો, હું આપું છું, તેનો કોણ નિષેધ કરનાર છે?' આથી ચાણક્યે જરા હસીને કહ્યું કે–' એ ગાયોને હું કેમ લઇ શકું ? કારણકે તેમના સ્વામીથી હું ભય પામું છું, કે વખતપર તેઓ મને સખ્ત માર મારે.' ચંદ્રગુપ્તે કહ્યું કે–' હે વિપ્ર ! તમે ભય ન પામો, તે ગાયો મેં આપી છે, માટે લઇ લ્યો; કારણકે આ વસુંધરા વીરભોજ્યા ( વીર પુરૂષને ભોગવવા લાયક )જ છે.' આ પ્રમાણે સાંભળીને ચાણક્ય વિચારવા લાગ્યો કે–' અહો ! આ વિજ્ઞાનવાન્ પણ છે.' પછી ચાણક્યે તેની પાસે રહેલા બાળકોને પૂછ્યું કે–' આ કોનો પુત્ર છે? ' એટલે બાળકો બોલ્યા કે–' એ અમુક પરિવ્રાજકનો પુત્ર છે. જે વખતે એ ઉદરમાં હતો ત્યારે એની માતાએ પરિવ્રાજકને સોંપી દેવાની કબુલત આપી છે. ' પછી તે બાળકને સ્વયમેવ પ્રાપ્ત થયેલ જાણીને ચાણક્યે તેને કહ્યું કે–' હે ભદ્ર ! જેનો તું પુત્ર છે, તે હું પોતેજ છું, માટે ચાલ, તને રાજ્ય આપું. ' એટલે રાજ્યાર્થી ચંદ્રગુપ્ત પણ તેની આંગળીએ વળગ્યો અને ચાણક્ય પણ તેને લઇને તસ્કરની જેમ તરતજ ત્યાંથી પલાયન કરી ગયો.

પછી નંદનું ઉચ્છેદન કરવા તૈયાર થયેલા ચાણક્યે ધાતુવાદથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી પાયદળ વિગેરે સામગ્રી તૈયાર કરી અને પોતાના સર્વસ્વરૂપ તે સેનાથી પાટલીપુત્ર નગરને તેણે ચારે બાજુથી ઘેરી લીધું; પરંતુ ચાણક્યનું સૈન્ય અલ્પ પ્રમાણમાં હોવાથી નંદરાજાએ બહાર આવીને બકરીઓને મારવાની જેમ એક લીલામાત્રમાં તે સર્વને કૂટી નાખ્યું; એટલે સમયજ્ઞ ચાણક્ય ચંદ્રગુપ્તને લઇને ભાગી ગયો. પલાયન કરીને પણ પોતાનું રક્ષણ કરવું. કારણ કે-'પોતાની હૈયાતી હશે તો પુનઃ લક્ષ્મી પ્રાપ્ત થશે.' પછી નંદરાજાએ ચંદ્રગુપ્તને પકડવાને પોતાના શ્રેષ્ઠ ઘોડેસ્વારોને આજ્ઞા કરી; કારણ કે-'રાજાઓ રાજ્યાભિલાષી રિપુને સહન કરી શકતા નથી.' પછી વિજયશીલ એવા નંદરાજાએ પુનઃ નગરમાં પ્રવેશ કર્યો; એટલે નગરજનોએ પોતપોતાની સંપત્તિ પ્રમાણે તેનો પ્રવેશોત્સવ કર્યો. તે ઘોડેસ્વારોમાં એક ઘોડેસ્વાર પોતાના અશ્વને વિશેષ વેગથી ચલાવીને ભાગી જતા ચંદ્રગુપ્તની નજીક જઇ પહોંચ્યો; એટલે ચાણક્યે દૂરથી આવતા તેને જોઇને તાત્કાળિક બુદ્ધિથી ચંદ્રગુપ્તને કહ્યું કે-'પદ્મની ખંડથી મંડિત એવા આ સરોવરના જળમાં અત્યંત ચાલાકીથી ડુબી જા અને હું કહું ત્યારે ઉપર આવજે.' પછી જાણે વારિસ્તંભનિકા વિદ્યા સાધી હોય, તેમ તે ધીર ચંદ્રગુપ્ત અગાધ જળમાં તત્કાળ ડુબી ગયો અને પોતે ચાણક્ય સરોવરના તીરે સ્થિર આસન રાખીને નિર્મમ યોગીની જેમ સમાધિનો ડોળ કરીને બેસી રહ્યો. એવામાં વસુધારૂપ નગારાના કોણ (એક ભાગ) પરના આઘાત સદૃશ પગ ચલાવતા વાયુવેગી અશ્વથી તે નંદનો ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો અને તેણે ચાણક્યને પૂછયું કે-'હે ભગવન્! મને શીઘ્ર કહો કે તમે અત્યારે કોઇ અભિનવ યૌવનવાળા પુરૂષને અહીંથી જતાં જોયો છે?' એટલે ચાણક્યે સમાધિભંગના ભીરૂત્વનો ડોળ બતાવી હુંકાર કરતાં તેને આંગળીની સંજ્ઞાથી જળ બતાવ્યું. એટલે ચંદ્રગુપ્તને પકડવાને તે ઘોડેસ્વારે પાણીમાં ડુબકી મારવાને નર્તકી જેમ વેશ ઉતારે તેમ શસ્ત્ર મૂકીને વસ્ત્ર ઉતારવા

લાગ્યો. એવામાં નિર્દય ચાણક્યે તેનીજ તરવાર લઈને જાણે જળદેવીને બળિદાન કરવાની ઈચ્છાથી હોય તેમ તેનું શિર છેદી નાખ્યું. પછી 'હે વત્સ ! હવે બહાર આવ.' એ પ્રમાણે ચાણક્યના કહેવાથી ચંદ્ર જેમ સમુદ્રમાંથી બહાર આવે, તેમ ચંદ્રગુપ્ત સરોવરમાંથી બહાર નીકળ્યો; એટલે તેને પેલા ઘોડેસ્વારના અશ્વપર બેસાડીને ચાણક્યે કહ્યું કે–'હે વત્સ ! મેં જ્યારે ઘોડેસ્વારને તારી તરફ આંગળી બતાવી ત્યારે તેં શું ચિંતવ્યું ?' ચંદ્રગુપ્ત બોલ્યો કે–'હે આર્ય ! તે વખતે મેં વિચાર્યું કે–'આર્ય એમ કરવામાંજ શ્રેય સમજતા હશે, હું શું સમજું ?' એટલે ચાણક્યે વિચાર્યું કે–'ખરેખર ! સર્વરીતે એ મને વશવર્તી છે: તેથી ભદ્ર હસ્તીની જેમ આગળ જતાં પણ એ મારો વિરોધી થવાનો નથી.' આગળ જતાં યમના જેવો ઉદ્ભટ નંદરાજાનો બીજો ઘોડેસ્વાર પવનવેગી અશ્વથી તેમની પુંઠે આવી પહોંચ્યો. તેને આવતો જોઈને ચાણક્યે પુનઃ ચંદ્રગુપ્તને કહ્યું. એટલે તે હંસની જેમ તરત સરોવરમાં ડુબી ગયો. પછી તળાવને આરે બેઠેલા ધોબીને ચાણક્યે કહ્યું કે–'રાજા ધોબીઓપર રૂષ્ટમાન થયો છે, માટે જો જીવવા ઇચ્છતો હોય તો ભાગી જા.' આથી તે ધોબી આયુધ ઉછાળતા ઘોડેસ્વારને દૂરથી આવતો જોઇને 'ખરેખર તેજ આવે છે' એમ ધારી જીવ લઈને નાઠો; પછી વસ્ત્રપ્રક્ષાલનમાં પણ પ્રથમ પરિશ્રમ કર્યો છે એવો ચાણક્ય પોતે તેના વસ્ત્રો ધોવા લાગ્યો. એવામાં તે અસ્વારે આવીને પૂર્વવત્ પૂછ્યું, એટલે કુશાગ્ર બુદ્ધિવાળા ચાણક્યે તેને પણ પ્રથમના ઘોડેસ્વારની જેમ મારી નાખ્યો. પછી ચાણક્ય અને ચંદ્રગુપ્ત ત્યાંથી આગળ ચાલ્યા. રસ્તે જતાં ચંદ્રગુપ્ત ક્ષુધાથી અકળાઇને ખેદ કરવા લાગ્યો, એટલે ચંદ્રગુપ્તને બહાર મૂકીને ચાણક્ય ખાવાનું (ભાતું) લાવવા ગામ ભણી ચાલ્યો; કારણ કે ગામ વિના ભાતું મળી શકતું નથી. એવામાં તેણે ગામમાંથી નીકળતા અને તત્કાળ જેણે ભોજન કરેલ છે એવા મંદ મંદ પગલે ચાલતાં અને પેટપર હાથ ફેરવતા એક બ્રાહ્મણને જોયો.

અને પૂછ્યું કે–'હે ભટ્ટ ! અહીં બ્રાહ્મણોની પંગત જમવાની હોય એમ લાગે છે?' ભટ્ટ બોલ્યો કે–'હા, હું પંગતમાંજ હતો.' પુનઃ ચાણક્યે પૂછ્યું કે–'હે ભટ્ટ ! ત્યાં તેં શું ભોજન કર્યું?' તે બોલ્યો કે–'સરસ દહીંથી બનાવેલ કરંબાનું મેં ભોજન કર્યું.' ચાણક્યે વિચાર કર્યો કે–"ગામમાં ભોજનને માટે ભમતાં મને વિલંબ થશે, અને મારા વિના ચંદ્રગુપ્તનું શું થશે? વખતસર દુર્વાર્ય પરાક્રમવાળા નંદના ઘોડેસ્વારો કૂતરા જેમ સૂકરને પકડે, તેમ એકલા ચંદ્રગુપ્તને પકડી લેશે; અને જો તેઓ તેને લઈ જશે, તો મારો મનોરથ સ્વપ્નરાજ્ય સમાન થશે. માટે આ ભટ્ટના ઉદરમાંથીજ કરંબક આકર્ષીને તેને ખવરાવું; કારણ કે ગમે તે પ્રકારે પ્રાણોની રક્ષા કરવી જોઇએ." એમ વિચારીને ચાણક્યે તરતજ રસોયો જેમ કોળાના ફળને વિદારે તેમ તે ભટ્ટનું ઉદર ચીરી નાખ્યું અને તેના જઠરમાંથી કરંબક લઇને ચંદ્રગુપ્તની પાસે જઈ તે ભોજન કરાવ્યું. પછી આગળ ચાલતાં તેઓ બંને સાંજે પક્ષી જેમ માળામાં આવે, તેમ એક ગામમાં આવી પહોંચ્યા. તે વખતે ભિક્ષાને માટે તે ગામમાં ભમતાં ચાણક્ય કોઇ વૃદ્ધ ચંડાળણીના ઘર પાસે આવી ચડ્યો. ત્યાં તે ચંડાળણીએ તે વખતે પોતાના બાળકોને ગરમ રાબ પીરસી હતી, એવામાં અતિ ક્ષુધાતુર થયેલા એક બાળકે તે ગરમ રાબમાં હાથ નાખ્યો; એટલે આંગળીઓ દાઝવાથી રડતા બાળકને તે વૃદ્ધા કહેવા લાગી કે–'અરે મૂર્ખ ! ચાણક્યની જેમ તું પણ કંઈ જાણતો નથી.' આ પ્રમાણેનું તેનું વચન સાંભળીને ચાણક્યે તેના ઘરમાં પ્રવેશ કરી તે વૃદ્ધાને પૂછ્યું કે–'ચાણક્યનું દૃષ્ટાંત આ બાળક સાથે શી રીતે ઘટે છે?' એટલે તે વૃદ્ધા બોલી કે–'બહારના આસપાસના પ્રદેશને સાધ્યાવિના પ્રથમજ નંદના

જનગરને ઘેરી લેતાં તે અલ્પ બુદ્ધિવાળો ચાણક્ય લઘુતાને પામ્યો. તેમ ધીમે ધીમે પડખેથી ન લેતાં વચમાંજ હાથ નાખવાથી આ બાળક અત્યુષ્ણ રાબથી દાઝ્યો.' પછી 'અહો ! આ સ્ત્રીની પણ બુદ્ધિમત્તા કેવી છે?' એમ વિચારતો ચાણક્ય હિ

વત્કૂટ નામના સંનિવેશમાં ગયો. ત્યાં પર્વતક નામના રાજાની સાથે ચાણકયે તેની સહાયતા લેવાની ઇચ્છાથી મિત્રાઇ કરી.

એકદા ચાણકયે તે પર્વતકને કહ્યું કે-'નંદરાજાનું ઉન્મૂલન કરીને આપણે બંને ભ્રાતાની જેમ તેનું રાજ્ય વહેંચી લઇએ.' તેનું આ વચન પર્વતકે પણ કબુલ રાખ્યું અને કેસરીની જેમ તે સજ્જ થઈ ગયો. પછી ચાણક્ય, ચંદ્રગુપ્ત અને પર્વતક-એ ત્રણે નંદનો દેશ સાધવાને માટે તેના બહિઃપ્રદેશમાં આવી પહોંચ્યા અને બહિઃપ્રદેશ સાધતાં તેના એક નગરને ઘેરો ઘાલ્યો; પણ તે નગરનો ભંગ કરી શકયા નહિ. એટલે ભિક્ષુનો વેષ લઇને ચાણકયે તે નગરમાં પ્રવેશ કર્યો. ત્યાં ત્રિદંડી થઇને ચોતરફ ભ્રમણ કરતાં ચાણકયે પરચાવાળી અનાદિક સપ્ત માતૃકાનું દેવાલય જોયું. તે જોઇને તેણે વિચાર કર્યો કે-'આ દેવતાઓજ આ નગરનું રક્ષણ કરે છે. ખરેખર એમના પ્રભાવથીજ આ નગરનો ભંગ થતો નથી. હવે એ માતાઓનું ઉત્થાપન શીરીતે થાય ?' એમ તે વિચાર કરે છે, તેવામાં નગરના નિરોધથી કાયર થઈ ગયેલા નગરવાસીઓએ આવીને ચાણક્યને પૂછ્યું કે-'હે ભગવન્ ! આ નગર કયારે ઘેરાથી મુક્ત થશે તે કહો; કારણ કે આપનાં જેવા પ્રાયઃ બધું જાણે છે.' ચાણક્ય બોલ્યો કે-'હે નાગરો ! સાંભળો, જ્યાંસુધી આ માતાઓ બેઠેલી છે, ત્યાંસુધી આ નગર મુક્ત શી રીતે થાય ? માટે જો મુક્ત થવું હોય તો તેનું ઉત્થાપન કરો.' એટલે નગરવાસીઓએ તે માતૃમંડળ ઉત્થાપી નાખ્યું. પીડિત અને તેમાં પણ ધૂર્તને વશ થયેલા પુરૂષો શું કરતા નથી ?' તે વખતે ચાણક્યના સંકેતથી ચંદ્રગુપ્ત અને પર્વતક બંને છેટા ચાલ્યા ગયા. તેથી નગરજનો અત્યંત હર્ષ પામ્યાં. પછી થોડો વખત રહીને પુનઃ સમુદ્રની ભરતીની જેમ પાછા વળીને દુર્ધર અને શત્રુને સંતાપ કરનાર એવા તે બંનેએ અચિંતિત રીતે તે નગર ઉપર હલ્લો કર્યો અને નગરમાં પ્રવેશ કર્યો. પછી તે નગરનો ભંગ કરીને એક મોટા રથપર આરૂઢ થઇ અને ચાણકયને સારથિ બનાવીને તે બંનેએ નંદનો દેશ સાધ્યો.

પછી ચાણક્યની બુદ્ધિથી મોટા પરાક્રમી એવા તે બંનેએ સન્નદ્ધ (સજ્જ) થઇને પોતાના અપરિમિત લશ્કરથી પાટલીપુત્ર નગરને ચારે બાજુથી ઘેરી લીધું. તે વખતે નંદરાજા પુણ્યનો ક્ષય થવાથી કોશહીન, બળહીન, બુદ્ધિહીન અને વિક્રમહીન થઇ ગયો હતો; કારણકે 'પુણ્ય હોય ત્યાં સુધીજ ઋદ્ધિ વિગેરે રહે છે.' એટલે જીવિતની છેલ્લી ઘડીએ પહોંચેલા નંદે ચાણક્ય પાસે દયા માગી (જીવિતદાન માગ્યું). 'જીવિત કોને પ્રિય ન હોય?' ચાણક્યે તેને જણાવ્યું કે–'હે નંદ ! તું એક રથથી બહાર ચાલ્યો જા અને તેમાં યથેષ્ટ વસ્તુ તારાથી લેવાય તેટલી લઈ લે. એક રથથી જતાં તારો કોઈપણ ઉપદ્રવ કરશે નહિ. તું શાંત થા, ભય ન પામ. વિપ્રની જેમ તને મારવાનો નથી." પછી પોતાની બે સ્ત્રી, એક કન્યા અને યથાશક્તિ દ્રવ્ય–રથમાં લઇને નંદરાજા નગરમાંથી બહાર નીકળ્યો. એવામાં સામે આવતા ચંદ્રગુપ્તને જોઇને રથમાં બેઠેલી નંદની પુત્રી તેના પરના અનુરાગથી દેવીની જેમ અનિમેષ ( સ્થિર ) લોચનવાળી થઇ ગઈ. અને મુખરૂપ ચંદ્રના મયૂખ ( કિરણ ) રૂપ કટાક્ષથી તે નંદસુતા ચંદ્રગુપ્તને જાણે સંભોગનો સત્યંકાર ( કોલ ) આપતી હોય એવી ભાસવા લાગી. એટલે નંદ તેને કહેવા લાગ્યો કે–" હે વત્સે ! તું યથેષ્ટ સ્વયંવરા (સ્વયંવર પસંદ કરનારી ) થા. કારણ કે ક્ષત્રિયકન્યાઓનો સ્વયંવર પ્રાયઃ વખણાય છે. હે આયુષ્મતિ ! તારૂં કલ્યાણ થાઓ ! તું રથથી ઉતર અને મને મુક્ત કર, તે સાથે મારી પણ તને પરણાવવાની ચિંતા નષ્ટ થાઓ." આ પ્રમાણે પિતાની અનુમતિ મળવાથી તે બાળા રથમાંથી તરતજ નીચે ઉતરીને ચંદ્રગુપ્તના રથપર ચડવા લાગી. ચંદ્રગુપ્તના રથ પર ચડતાં તેના નવ આરા ચંત્રમાં દબાયેલ ઇક્ષુયષ્ટિની જેમ ભાંગી ગયા. એટલે 'આ અમંગલ કરનારી કોણ મારા રથમાં આવે છે ?' એમ વિચારીને ચંદ્રગુપ્તે તેને રથપર ચડતાં અટકાવી; તે વખતે ચાણક્ય બોલ્યો કે–"હે ચંદ્રગુપ્ત ! એને રથપર ચડતાં અટકાવ નહિ, આ શકુન શુભંકર છે; તું એને

અન્યથા ન માન. હે વત્સ ! આ શકુનથી તારો વંશ નવ પુરૂષો સુધી અધિકાધિક વૃદ્ધિજ પામ્યા કરશે."

પછી ચંદ્રગુપ્ત અને પર્વતક બંને નંદના સદનમાં જઇને નંદની વિપુલ સંપત્તિનો વિભાગ કરવા લાગ્યા. ત્યાં સર્વસ્વની જેમ રક્ષિત થયેલી એક કન્યા હતી. નંદરાજાએ તેને જન્મથી વિષ પાઇને ઉછેરી હતી. તેને જોતાં પર્વતકને તેનાપર એવો અનુરાગ થયો કે જેથી તેણે ધ્યાતવ્ય દેવતાની જેમ તેને હૃદયમાં ધારણ કરી. તે કન્યા ચાણકયે પર્વતકનેજ આપી અને તેણે તેજ વખતે તેનો પાણિગ્રહણમહોત્સવ શરૂ કર્યો. તે પ્રસંગે હોમાગ્નિના તાપથી ઉત્પન્ન થયેલ તેના સ્વેદજળના સંગમમાત્રથી તેનું વિષ પર્વતકના શરીરમાં સંક્રમિત થઇ ગયું. એટલે સંક્રાંત થયેલા વિષના વેગથી આર્ત્ત થયેલ અને સર્વાંગે શિથિલ બની ગયેલ પર્વતકે ચંદ્રગુપ્તને કહ્યું કે- " હે વત્સ ! જાણે વિષપાન કર્યું હોય તેમ હું બોલી શકવાને પણ અસમર્થ છું; માટે મારૂં રક્ષણ કર; નહિં તો આજ અવશ્ય મારૂં મરણજ થવાનું." પછી 'હે માંત્રિકો ! હે વૈદ્યો !' આ પ્રમાણે વારંવાર બોલાવવાને ત્વરિત થયેલા ચંદ્રગુપ્તને ચાણકયે તરત કાન પાસે આવીને કહ્યું કે-'જો ઔષધ વિનાજ આ તારો વ્યાધિ જતો હોય તો જવા દે; માટે મૌન રહીને એની ઉપેક્ષા કરી દે. એના વિનાજ તારૂં શ્રેય થાઓ. વળી 'અર્ધ રાજ્યને લઇ લેનાર એવા મિત્રનો જે નાશ ન કરે, તે પોતેજ નાશ પામે.' આ ન્યાયવાકય પ્રમાણે પણ એ વધ્યજ છે, છતાં જો તે પોતાની મેળે મરણ પામતો હોય, તો તારા સુભાગ્યની વાત છે.' આ પ્રમાણે સમજાવીને ઉંચે ચઢાવેલ ભ્રકુટીભંગની સંજ્ઞાથી સુજ્ઞ શિરોમણિ ચાણકયે ચંદ્રગુપ્તને અટકાવ્યો: એટલે હિમવત્કૂટનો રાજા તરતજ પંચત્વ પામ્યો અને ચંદ્રગુપ્ત આખા ( પર્વતકનું રાજ્ય પણ તેને મળ્યું ) સામ્રાજ્યનો સ્વામી થયો. આ પ્રમાણે ચંદ્રગુપ્ત શ્રીમહાવીર નિર્વાણ પછી એકસો ને પંચાવન વર્ષે રાજા થયો.

હવે નંદના કેટલાક અનુજીવી પુરૂષો વિષમ પ્રદેશમાં રહીને

ચંદ્રગુપ્તના રાજ્યમાં ચોરી કરવા લાગ્યા. એ વખતે નગરની રક્ષા કરવામાં સમર્થ એવા કોઇક પુરૂષને શોધતો ચાણક્ય એક કૌલિક ( કોળી ) ના ઘરે ગયો. તે વખતે તે મંકોડાના દરમાં અગ્નિ નાખતો હતો. એટલે ચાણકયે તેને પૂછ્યું કે–' આ શું કરે છે ?' તેણે કહ્યું કે–' મારા પુત્રને ઉપદ્રવ કરનાર આ દુષ્ટ મંકોડાઓનું મૂળમાંથી ઉન્મૂલન કરૂં છું; કારણકે દુષ્ટોને એવીજ શિક્ષા ઉચિત છે.' આ પ્રમાણે સાંભળીને ચાણકયે વિચાર કર્યો કે–' અહો ! આ કોલિક બુદ્ધિ અને વ્યવસાય-બંનેમાં પ્રકૃષ્ટ જણાય છે.' એમ ધારી ચાણકય ચંદ્રગુપ્ત પાસે ગયો અને ત્યાં કૌલિકને બોલાવીને શિક્ષામાં વિચક્ષણ એવા ચાણકયે ચંદ્રગુપ્તના હાથે તેને નગરનો અધ્યક્ષ (કોટવાળ) બનાવ્યો. પછી ચોર બનેલા નંદપુરૂષોને તેણે વિવિધ ભોજનાદિકથી વિશ્વાસ પમાડીને મારી નાંખ્યા; કારણકે ચાણકયની બુદ્ધિ વૃથા થાય તેવી નહોતી.

હવે મૌર્ય (ચંદ્રગુપ્ત) ના એ ગુરૂએ (ચાણકયે) પૂર્વે જે ગામમાંથી તે ભિક્ષા પામ્યો નહોતો તે ગામના કુટુંબીઓને બોલાવ્યા અને તેમની ક્ષુદ્ર બુદ્ધિથી કોપ કરીને ચાણકયે એવો હુકમ કર્યો કે–' આમ્રોને વંશીઓની વાડ કરો.' આ પ્રમાણે ચાણકયના હુકમથી તે ગામના કુટુંબીઓએ વંશીઓને છેદીને આમ્રવૃક્ષોની ફરતી વાડ કરી; એટલે ' અરે ! મેં તો એમ કહ્યું હતું કે–' આમ્રવૃક્ષોથી વંશીઓની વાડ કરો.' એ પ્રમાણે કહીને ચાણકયે કોપાટોપ કર્યો અને તેના પર કૃત્રિમ દોષ ઉભો કરીને રોષમાં ચાણકયે બાળ અને વૃદ્ધ સહિત તે કુટુંબીઓનું ગામ બળાવી નાંખ્યું.

એકદા 'ચંદ્રગુપ્તનો કોશ (ભંડાર) દ્રવ્યથી ભરપૂર નથી.' એમ ધારીને તેમાં દ્રવ્યનો સંચય વધારવા સારૂ ચાણકયે સોના મહોરથી થાળ ભરીને લોકોને કહ્યું કે–" મારી સાથે અક્ષપાસાથી રમત રમો, તેમાં એવી શરત કે–જે મને જીતે તે આ સોનામહોરથી ભરેલો થાળ લઈ લે અને હું જીતું તો મને માત્ર એકજ સોનામહોર આપે. આ બોલ પાષાણની રેખા જેવો સમજવો."

પછી ચાણક્ય રાતદિવસ લોકોની સાથે રમવા લાગ્યો અને ફૂટ-પાસાથી તેમને જીતવા લાગ્યો. એ પ્રમાણે પુષ્કળ સોનામહોરો મેળવી છતાં 'દ્રવ્ય ઉપાર્જન કરવાનો આ ઉપાય વિલંબવાળો અને અલ્પ લાભદાયી છે.' એમ ધારીને બીજો ઉપાય કરવા સારૂ તેણે બધા પૌરજનોને બોલાવ્યા અને તેમને ભોજન કરાવીને તીવ્ર મદિરાપાન કરાવ્યું તથા પાનગોષ્ઠીમાં તેમને મત્ત બનાવીને તેમની પાસે ઉંચેથી તાળીઓ વગડાવી. પછી અર્થોપાર્જનના ઉપાયમાં કુશળ એવા ચાણક્યે હાસ્ય, નૃત્ય અને ગાયન કરતાં તેમજ અન્ય ઉન્મત્ત ચેષ્ટા બતાવતાં કહ્યું કે–'મારી પાસે ગેરૂથી રંગેલા બે વસ્ત્ર, ત્રિદંડ અને સુવર્ણની કુંડિકા છે, અને રાજા મારે વશવર્તી છે, માટે ઝુંબરી વગાડો.' એટલે કૌલિક લોકોએ ઝુંબરીવાદ્ય વગાડ્યું. તે જોઈ એક મત્ત થયેલા નગરજને પોતાનો હાથ ઉંચો કરીને કહ્યું કે–'હજાર યોજન પ્રમાણ માર્ગમાં જેટલાં હાથીનાં પગલાં સમાય તે પ્રત્યેક પગલાંને હું હજાર હજાર સોનામહોરથી પૂજી શકું એટલું મારી પાસે દ્રવ્ય છે.' પછી પૂર્વની જેમ ઝુંબરી વાગતાં બીજો પૌરજન બોલ્યો કે–'એક આઢક તલ વાવતાં, તે ઉગે અને અત્યંત ફલિત થતાં તેના જેટલા તલ થાય, તેટલી હજાર સોનામહોરો મારે ઘેર છે, તેની બીજી રીતે સંખ્યા થાય તેમ નથી.' એટલે પુનઃ પૂર્વવત્ ઝુંબરી વાગતાં અન્ય કોઇ બોલ્યો કે–"વરસાદ આવતાં મોટા જળપૂરથી વહેતી ગિરિનદીના જળવેગને એક દિવસમાં ઉત્પન્ન થયેલા ગાયોના માખણથી પણ હું મોટી પાળ બાંધીને અટકાવી શકું, એટલી મારે ત્યાં ગાયો છે." પુનઃ પૂર્વપ્રમાણે ઝુંબરી વાગતાં બીજો એક નાગરિક બોલ્યો કે–"ખરેખર! એકજ દિવસે જન્મેલા જાત્ય એવા નવકિશોર–વછેરાઓના સ્કંધના કેશ ઉખેડીને, કરોળીઓ જેમ પોતાના તંતુથી વૃક્ષને વીંટે, તેમ હું પાટલીપુત્ર નગરને ચારે બાજુથી વીંટી શકું છું; અર્થાત્ એટલા વછેરાઓ મારે ત્યાં રોજ જન્મે છે." એટલે પુનઃ પૂર્વની જેમ ઝુંબરી વાગતાં અન્ય પૌરજન બોલ્યો કે–"મારે ઘેર ભિન્નભિન્ન

શાલિબીજને ઉત્પન્ન કરનાર એક શાલિ (ચોખાની જાત) છે. અને અન્ય ગર્દભિકાશાલિ છે, તેને જેમ જેમ લણતા જઇએ, તેમ તેમ તે પુનઃ પુનઃ ફળેજ જાય છે. મારે ત્યાં આ બે રત્ન છે." વળી પુનઃ પૂર્વવત્ ઝુંબરી વાગતાં એક મદવિહ્વળ નાગરિક બોલ્યો કે–" મારે ઘેર એક હજાર પ્રમાણ દ્રવ્ય છે. હું ઋણરહિત, સુગંધી અને જાત્ય ચંદનથી ચર્ચિત થઇને રહું છું તથા મારી સ્ત્રી સદા મારે વશ છે, તેથી મારા જેવો બીજો કોઈ સુખી નથી." પુનઃ પૂર્વવત્ ઝુંબરી વાગતાં મતિજ્ઞાનના નિધાનરૂપ ચાણકયે તે બધા શ્રીમંતોની લક્ષ્મી જાણી લીધી.

ત્યારપછી તેઓ સાવધ થયા એટલે તેમની પાસે માગણી કરવાથી એક યોજનપ્રમાણ હાથીના પગલાં જેટલું સુવર્ણ, એક તલથી ઉત્પન્ન થયેલા તલની સંખ્યા જેટલી હજાર હજાર સોનામહોરો, પ્રતિમહિને એક દિવસના માખણથી થયેલું ઘૃત, એક દિવસે ઉત્પન્ન થયેલા જાત્ય કિશોરક અને કોઠારમાં ભરાય તેટલા શાલિ–એ પ્રમાણે તેઓએ ચાણકયને આપ્યું; કારણ કે તેમના મર્મની વાત ચાણક્ય જાણી ગયો હતો. આ પ્રમાણે ચાણકયે તે દ્રવ્યથી ચંદ્રગુપ્તને સમર્થ કર્યો; કારણ કે–'ધીમાન્ અમાત્ય રાજાઓને કામધેનુ સમાન છે.'

હવે પ્રથમ જણાવ્યા પ્રમાણે પડેલા બાર વરસના વિકરાળ દુષ્કાળમાં સુસ્થિત નામના આચાર્ય ચંદ્રગુપ્તના નગરમાં રહેતા હતા. તેમણે અન્નની દુઃસ્થિતિને લીધે નિર્વાહમાં સ્ખલના પડવાથી પોતાના ગચ્છસમુદાયને દેશાંતરમાં મોકલી દીધો અને પોતે ત્યાં રહ્યા; પરંતુ બે ક્ષુલ્લક સાધુ પાછા વળીને પુનઃ ત્યાંજ આવ્યા. એટલે આચાર્ય મહારાજે પૂછ્યું કે–' તમે કેમ પાછા આવ્યા ?' તેઓ બોલ્યા કે–' અમે આપનો વિયોગ સહન કરવાને અસમર્થ છીએ, માટે આપની પાસેજ અમારે જીવિત કે મરણ શ્રેય છે.' આચાર્ય બોલ્યા કે–' તમોએ આ ઠીક ન કર્યું; કારણકે આમળ જતાં હે મુગ્ધ! તમે કલેશરૂપ અગાધ જલધિ ( સમુદ્ર )માં પડશો.' આ પ્રમાણે કહ્યા છતાં તેઓ ન

જવાથી ગુરૂએ તેમને રહેવાની આજ્ઞા આપી, એટલે તેમના ચરણ-કમળના મધુકર થઇને ભક્તિપૂર્વક તેમની શુશ્રૂષા કરતા તે બંને ત્યાં રહ્યા. પછી દુર્ભિક્ષના પ્રભાવથી અત્યંત અલ્પ ભિક્ષા મળતાં ગુરૂની સારવાર કરીને પછી આહાર કરતાં તેઓ બહુ પશ્ચાત્તાપ (ખેદ) કરવા લાગ્યા. પૂર્ણ આહાર ન મળવાથી ક્ષુધાને લીધે ક્ષીણ થતા તે ક્ષુલ્લક એકાંતમાં (બીજો કોઈ ન સાંભળે તેમ) પરસ્પર વિચાર કરવા લાગ્યા કે-' ગુરૂમહારાજે ગીતાર્થ મુનિઓને કહેલ અદૃશ્યત્વકારક દિવ્ય અંજન આપણે સાંભળ્યું છે. તો ઉદરભરણને માટે આપણે એ પ્રયોગ કરીએ અને ક્ષુધાની પીડા દૂર થતાં આપણે નિશ્ચિંત થઇને ગુરૂમહારાજના ચરણની સેવા કરીએ. ' આમ વિચારીને તે બંને સાથે રહી અદૃશ્ય થઇને તેજ દિવસે ભોજનના અવસરે ચંદ્રગુપ્ત રાજાની પાસે ગયા; અને અદૃશ્ય એવા તે બંને ક્ષુલ્લકે પ્રાણપ્રિય બંધુની જેમ ચંદ્રગુપ્તના ભાજનમાંથી ઇચ્છા પ્રમાણે આહાર કર્યો. એ પ્રમાણે દિવસે દિવસે તેઓ ભોજન કરતા હોવાથી રાજા ઉન(ક્ષીણ ) ઉદરપણાને લીધે જિતેંદ્રિય તપસ્વી જેવો ભાસવા લાગ્યો. તે મુનિઓ આહાર કરી જતા હોવાથી ચંદ્રગુપ્ત રાજા કૃષ્ણ પક્ષના ચંદ્રમાની જેમ આસ્તે આસ્તે ક્ષીણ (અશક્ત) થતો ગયો; છતાં પોતાની અતૃપ્તિની વાત તેણે કોઇને કહી નહિ. મદોન્મત્ત હાથીની જેમ તે નિત્ય ક્ષુધાથી દુઃખી થઇને રહેવા લાગ્યો.

એકદા ચાલાક ચાણક્યે એકાંતમાં તેને પૂછ્યું કે-'હે વત્સ ! ક્ષયરોગીની જેમ તું પ્રતિદિન ક્ષીણ કેમ થતો જાય છે ?' ચંદ્રગુપ્તે કહ્યું કે-" હે આર્ય ! લજ્જાને લીધે હું કાંઇ કહી શકતો નથી, પણ પ્રેતની જેમ કોઇ મારૂં ભોજન છીનવી લે છે. તમે દૂર હોવાથી મને પૂર્ણ આહાર કરતોજ જાણો છો, પરંતુ હું તો અર્ધ આહાર પણ કરતો નથી. આ બાબતમાં હું કંઇ પણ સમજી શકતો નથી" ચાણક્ય બોલ્યો કે-'તો અદ્યાપિ આમને આમ ભ્રમમાં કેમ રહ્યો ? અને અતત્ત્વજ્ઞ મુમુક્ષુની જેમ આત્માને ચિરકાળ સુધી ખેદિત કેમ કર્યો ? હવે અત્યારે પણ કહ્યું

એ સારૂં કર્યું; હવે હું તારા ભોજનમાંથી ખાઇ જનારાને અલ્પ સમયમાં પકડી લઇશ' એમ કહીને ચંદ્રગુપ્તના ભોજન-સ્થાનની ભૂમિપર અત્યંત કોમળ ( બારીક ) રેતી પથરાવી. પછી રાજા ભોજન કરવા બેઠો અને તે ક્ષુલ્લક આવ્યા. એટલે ત્યાં રેતીવાળી જમીન પર તેમના પગલાં પ્રતિબિંબિત થયાં. રાજા જમીને ઉઠયો એટલે ત્યાં ભૂતળપર ચાણકયે તેમની પદપંક્તિ જોઇને મનમાં વિચાર કર્યો કે-'ખરેખર કોઇ સિદ્ધાંજન મનુષ્યજ જમીનપર પદસંચાર કરી અદૃશ્ય રીતે રાજાના થાળમાંથી ભોજન ખાઇ જાય છે.' આમ નિશ્ચય કરીને બીજે દિવસે ચાણકયે ભોજનાવસરે ભોજનગૃહમાં નિબિડ ધૂમ ( ધુમાડો ) કરાવ્યો; એટલે પૂર્વની જેમ રાજાની સાથે એકજ થાળમાં ભો[illegible] કરતાં પેલા ક્ષુલ્લકોના નેત્રોમાંથી અશ્રુ ઝરવા લાગ્યા, એટલે [illegible] દૃશ્ય થવામાં કારણભૂત એવું તેમણે નેત્રમાં આંજેલું અં[illegible] બાષ્પજળથી પંકની જેમ તરત દૂર થઇ ગયું. પછી અંજન ર[illegible] દૃષ્ટિ થતાં ત્યાં ભાજનનાં ભોજન કરતા તે બંને ક્ષુલ્લક કો[illegible] ભ્રકુટી ચડાવતા એવા રાજપુરૂષોના જોવામાં આવી ગયા. [illegible] ચાણકયના ભયથી તેમનું અપમાન કરવા જેવું કોઇ બોલી ન શકયું પણ જિનશાસનની આશાતનામાં ભીરૂ એવા ચાણકયે આ[illegible] માણે કહ્યું કે-'હે મા બાપ! તમે ઋષિઓ પરમાત્મા છો, મા[illegible] અમારાપર પ્રસાદ કરીને સ્વસ્થાને ચાલ્યા જાઓ.' પછી [illegible] ચાલ્યા ગયા, એટલે રાજા વિષાદ સહિત બોલ્યો કે-'એમના ઉચ્છિષ્ટ ભોજનથી હું દૂષિત થયો છું.' આથી ચાણકય બોલ્યો કે-'હે વત્સ! ગુણમાં દોષપણાનું આરોપણ ન કર; કાર[illegible] મુનિઓને આહાર સંવિભાગ આપવાથી તું ઉલટો ભાગ્યવ[illegible] થયો છે. જે અનગારને ભિક્ષા આપે છે; તે પણ ધન્ય કહેવા[illegible] છે, તો તારા એક થાળમાંજ મુનિ અતિથિ થયા, એટલે તા[illegible] ધન્યપણાનું તો કહેવુંજ શું?' આ પ્રમાણે ચંદ્રગુપ્તને સમ[illegible] વીને ચાણકયે આચાર્ય પાસે આવી ક્ષુલ્લકના અન્યાયને પ્રકા[illegible] તેમને ઉપાલંભ આપ્યો. એટલે આચાર્ય બોલ્યા કે-'હે ભદ્ર

જવાથી ગુરૂએ તેમને રહેવાની આજ્ઞા આપી, એટલે તેમના ચરણ-કમળના મધુકર થઈને ભક્તિપૂર્વક તેમની શુશ્રૂષા કરતા તે બંને ત્યાં રહ્યા. પછી દુર્ભિક્ષના પ્રભાવથી અત્યંત અલ્પ ભિક્ષા મળતાં ગુરૂની સારવાર કરીને પછી આહાર કરતાં તેઓ બહુ પશ્ચાત્તાપ (ખેદ) કરવા લાગ્યા. પૂર્ણ આહાર ન મળવાથી ક્ષુધાને લીધે ક્ષીણ થતા તે ક્ષુલ્લક એકાંતમાં (બીજો કોઈ ન સાંભળે તેમ) પરસ્પર વિચાર કરવા લાગ્યા કે–'ગુરૂમહારાજે ગીતાર્થ મુનિઓને કહેલ અદૃશ્યત્વકારક દિવ્ય અંજન આપણે સાંભળ્યું છે. તો ઉદરભરણને માટે આપણે એ પ્રયોગ કરીએ અને ક્ષુધાની પીડા દૂર થતાં આપણે નિશ્ચિંત થઈને ગુરૂમહારાજના ચરણની સેવા કરીએ.' આમ વિચારીને તે બંને સાથે રહી અદૃશ્ય થઈને તેજ દિવસે ભોજનના અવસરે ચંદ્રગુપ્ત રાજાની પાસે ગયા; અને અદૃશ્ય એવા તે બંને ક્ષુલ્લકે પ્રાણપ્રિય બંધુની જેમ ચંદ્રગુપ્તના ભાજનમાંથી ઇચ્છા પ્રમાણે આહાર કર્યો. એ પ્રમાણે દિવસે દિવસે તેઓ ભોજન કરતા હોવાથી રાજા ઉન(ક્ષીણ ) ઉદરપણાને લીધે જિતેંદ્રિય તપસ્વી જેવો ભાસવા લાગ્યો. તે મુનિઓ આહાર કરી જતા હોવાથી ચંદ્રગુપ્ત રાજા કૃષ્ણ પક્ષના ચંદ્રમાની જેમ આસ્તે આસ્તે ક્ષીણ (અશક્ત) થતો ગયો; છતાં પોતાની અતૃપ્તિની વાત તેણે કોઇને કહી નહિ. મદોન્મત્ત હાથીની જેમ તે નિત્ય ક્ષુધાથી દુઃખી થઇને રહેવા લાગ્યો.

એકદા ચાલાક ચાણક્યે એકાંતમાં તેને પૂછ્યું કે–'હે વત્સ ! ક્ષયરોગીની જેમ તું પ્રતિદિન ક્ષીણ કેમ થતો જાય છે ?' ચંદ્રગુપ્તે કહ્યું કે–"હે આર્ય ! લજ્જાને લીધે હું કાંઇ કહી શકતો નથી, પણ પ્રેતની જેમ કોઇ મારૂં ભોજન છીનવી લે છે. તમે દૂર હોવાથી મને પૂર્ણ આહાર કરતોજ જાણો છો, પરંતુ હું તો અર્ધ આહાર પણ કરતો નથી. આ બાબતમાં હું કંઇ પણ સમજી શકતો નથી" ચાણક્ય બોલ્યો કે–'તો અદ્યાપિ આમને આમ ભ્રમમાં કેમ રહ્યો ? અને અતત્ત્વજ્ઞ મુમુક્ષુની જેમ આત્માને ચિરકાળ સુધી ખેદિત કેમ કર્યો ? હવે અત્યારે પણ કહ્યું

એ સારૂં કર્યું; હવે હું તારા ભોજનમાંથી ખાઇ જનારાને અલ્પ સમયમાં પકડી લઇશ' એમ કહીને ચંદ્રગુપ્તના ભોજન-સ્થાનની ભૂમિપર અત્યંત કોમળ ( બારીક ) રેતી પથરાવી. પછી રાજા ભોજન કરવા બેઠો અને તે ક્ષુલ્લક આવ્યા. એટલે ત્યાં રેતીવાળી જમીન પર તેમના પગલાં પ્રતિબિંબિત થયાં. રાજા જમીને ઉઠયો એટલે ત્યાં ભૂતળપર ચાણકયે તેમની પદપંક્તિ જોઇને મનમાં વિચાર કર્યો કે–'ખરેખર કોઇ સિદ્ધાંજન મનુષ્યજ જમીનપર પદસંચાર કરી અદૃશ્ય રીતે રાજાના થાળમાંથી ભોજન ખાઇ જાય છે.' આમ નિશ્ચય કરીને બીજે દિવસે ચાણકયે ભોજનાવસરે ભોજનગૃહમાં નિબિડ ધૂમ ( ધૂમાડો ) કરાવ્યો; એટલે પૂર્વની જેમ રાજાની સાથે એકજ થાળમાં ભોજન કરતાં પેલા ક્ષુલ્લકોના નેત્રોમાંથી અશ્રુ ઝરવા લાગ્યા, એટલે અદૃશ્ય થવામાં કારણભૂત એવું તેમણે નેત્રમાં આંજેલું અંજન બાષ્પજળથી પંકની જેમ તરત દૂર થઇ ગયું. પછી અંજન રહિત દૃષ્ટિ થતાં ત્યાં ભાજનમાં ભોજન કરતા તે બંને ક્ષુલ્લક કોપથી ભ્રકુટી ચઢાવતા એવા રાજપુરૂષોના જોવામાં આવી ગયા. છતાં ચાણકયના ભયથી તેમનું અપમાન કરવા જેવું કોઇ બોલી ન શકયું, પણ જિનશાસનની આશાતનામાં ભીરૂ એવા ચાણકયે આ પ્રમાણે કહ્યું કે–'હે મા બાપ! તમે ઋષિઓ પરમાત્મા છો, માટે અમારાપર પ્રસાદ કરીને સ્વસ્થાને ચાલ્યા જાઓ.' પછી તેઓ ચાલ્યા ગયા, એટલે રાજા વિષાદ સહિત બોલ્યો કે–'એમના ઉચ્છિષ્ટ ભોજનથી હું દૂષિત થયો છું.' આથી ચાણકય બોલ્યો કે–'હે વત્સ! ગુણમાં દોષપણાનું આરોપણ ન કર; કારણકે મુનિઓને આહાર સંવિભાગ આપવાથી તું ઉલટો ભાગ્યવંત થયો છે. જે અનગારને ભિક્ષા આપે છે; તે પણ ધન્ય કહેવાય છે, તો તારા એક થાળમાંજ મુનિ અતિથિ થયા, એટલે તારા ધન્યપણાનું તો કહેવુંજ શું?' આ પ્રમાણે ચંદ્રગુપ્તને સમજાવીને ચાણકયે આચાર્ય પાસે આવી ક્ષુલ્લકના અન્યાયને પ્રકાશી તેમને ઉપાલંભ આપ્યો. એટલે આચાર્ય બોલ્યા કે–' હે ભદ્ર!

જ્યાં સંઘમાં રહેલા તમારા જેવા પુરૂષો માત્ર પોતાની કુક્ષિનાજ ભરનારા છે, ત્યાં આ બિચારા ક્ષુલ્લકોનો શો દોષ ? ' આથી ચાણક્યે મિથ્યાદુષ્કૃતપૂર્વક આચાર્યને વંદન કરીને કહ્યું કે-' હે મહાત્મન્ ! અત્યંત પ્રમાદી એવા મને આપે ઠીક શીખામણ આપી. હવે આજથી સાધુઓને જે ભક્ત, પાન અને ઉપકરણાદિક જોઇએ, તે મારા ઘરેથી લઇ જવા. ' આ પ્રમાણે અભિગ્રહ લઇને ચાણક્ય ત્યારથી દૃઢ નિશ્ચયપૂર્વક પોતાના ગૃહસ્થધર્મને કૃતાર્થ કરતો તેનું પાલન કરવા લાગ્યો.

હવે ચંદ્રગુપ્ત મિથ્યાદૃષ્ટિ અને પાંખડીમતમાં ભાવિત હોવાથી તેના હિતકર પિતાની જેમ ચાણક્ય તેને શીખામણ આપવા લાગ્યો-"હે ભદ્ર ! આ અન્યમતના સંયતો પ્રકૃતિએ પાપી અને સ્ત્રીલંપટ હોવાથી તેઓ બોલાવવાને પણ યોગ્ય નથી, તો તેમનો સત્કાર શી રીતે થાય ? વળી કષાયરૂપ પક્ષીઓને વૃક્ષ સમાન, કૃતઘ્ન અને દુરાત્મા એવા એમને આપવામાં આવેલ દાન, ક્ષારભૂમિમાં પડેલ જળવૃષ્ટિની જેમ નિષ્ફળ થાય છે. હે રાજન્ ! એઓ લોહના નાવની જેમ સંસારસાગરમાં પોતાને અને તેના આશ્રિતને બુડાડનાર છે. માટે તેમની ભક્તિ ન કરવી તે યોગ્ય છે." આ પ્રમાણે સાંભળી ચંદ્રગુપ્ત બોલ્યો કે-"હે આર્ય ! આ તમારૂં વચન મારે ગુરૂની જેમ માન્ય છે, તથાપિ 'એઓ અસંયત છે' એમ મને ખાત્રી કરાવી આપો." એટલે ચાણક્યે નગરમાં આ પ્રમાણે ઉદ્ઘોષણા કરાવી કે-' રાજા બધા મતવાદીઓનો ધર્મ સાંભળવા ઇચ્છે છે માટે દરેક ધર્મના નેતાઓએ રાજમહેલમાં આવવું; પછી વિવેકમા વિકસિત બુદ્ધિવાળા ચાણક્યે તે સર્વે આવ્યા એટલે તેમને અંતઃપુરની નજીકના સ્થાનમાં બેસાર્યા અને અંતઃપુરની નજીકના ભાગમાં પ્રથમથીજ તેણે જમીનપર લક્ષ્યમાં ન આવે તેવી બારીક રેતી પથરાવી રાખી; હવે ચાણક્યે તેમને ઉપદેશને માટે જ્યાં બેસાર્યા હતા ત્યાં બીજું કોઇ ન હોવાથી તેને શૂન્ય સ્થાન સમજીને તેઓ અંતઃપુર તરફ ગયા અને ત્યાં સ્વભાવથી સ્ત્રીલંપટ એવા તે અસંયતો

ગવાક્ષના સાંધાઓમાંથી રાણીઓને જોવા લાગ્યા અને જ્યાં સુધી ત્યાં રાજા ન આવ્યા, ત્યાં સુધી તે દુરાશયો રાજરમણીઓને જોતાજ રહ્યા. પછી રાજા આવ્યા એટલે તેઓ પોતપોતાને ઠેકાણે આવીને બેસી ગયા. પછી ચંદ્રગુપ્તને ધર્મ સંભળાવીને અંતઃપુરની પ્રેમદાઓને જોવાની ઇચ્છાથી પુનઃ ત્યાં આવવાને ઇચ્છતા તેવા તેઓ સ્વસ્થાને ગયા. તેઓના ગયા પછી ચાણકયે ચંદ્રગુપ્તને કહ્યું કે–'હે વત્સ ! એ પાખંડીઓની સ્ત્રીલોલતાનું આ ચિન્હ જોઇ લે. જ્યાં સુધી તારૂં આગમન ન થયું, ત્યાંસુધી ગવાક્ષના સાંધામાં નજર નાખીને સ્ત્રીલંપટ એવા તેમણે તારા અંતઃપુરનુંજ નિરીક્ષણ કર્યું છે. આ વાતની ગવાક્ષના વિવર નીચે રેતીમાં પ્રગટ રીતે પ્રતિબિંબિત થયેલી તેમની પદપંક્તિ જોઈને ખાત્રી કર.' આ પ્રમાણે જોઇને રાજાને વિશ્વાસ આવ્યો, એટલે બીજે દિવસે ચાણકયે ધર્માખ્યાનને માટે જૈનમુનિઓને પણ ત્યાં બોલાવ્યા, તેઓ પ્રથમથીજ પોતાના આસનો પરજ બેઠા અને રાજાના આગમન સુધી તેઓ સ્વાધ્યાય અને આવશ્યક ક્રીયામાંજ લીન રહ્યા. પછી રાજાને ધર્મ સંભળાવીને ઇર્યાસમિતિમાં લીન હોવાથી જમીનપરજ નજર નાખતા તે સાધુઓ પોતાની વસતિમાં પાછા ગયા. તેમના ગયા પછી ગવાક્ષના વિવર નીચે પાથરેલી રેતી ચાણકયે જેમની તેમ રહેલી ચંદ્રગુપ્તને બતાવી અને કહ્યું કે–'આ મુનિઓ પાખંડીઓની જેમ અહીં આવ્યા નહોતા, તેથી તેમના ચરણોના પ્રતિબિંબ રેતીમા જોવામા આવતા નથી'. આ પ્રમાણે વિશ્વાસ આવવાથી રાજાએ સાધુઓને ગુરૂ માન્યા અને વિષયોથી જેમ યોગી વિરક્ત થાય, તેમ તે પાખંડીઓથી વિરક્ત થયો.

આ પ્રમાણે અનેક પ્રકારે વિસ્તૃત બુદ્ધિગુણવાળો અને ચંદ્રગુપ્તની લક્ષ્મીરૂપ લતાને મંડપ સમાન ચાણકય એકદા વિચારવા લાગ્યો કે–'ચંદ્રગુપ્તને શનૈઃ શનૈઃ વિષાહાર સધાવું કે જેથી એને તે રસાયન તુલ્ય થાય અને વિષવિકાર અસર ન કરે' એમ ધારીને બૃહસ્પતિ જેવો મહાબુદ્ધિમાન્ ચાણક્ય ચંદ્રગુપ્તને દિવસે દિવસે અધિકાધિક વિષાહાર કરાવવા લાગ્યો. એક

દિવસ અત્યંત પ્રેમને વશ થઇને દુર્ધરા નામની સગર્ભા રાણી ચંદ્રગુપ્તની સાથે ભોજન કરવા બેઠી. એવામાં વિષાન્ન જમતી તે રાણીને જોઇને ગર્ભનાશની શંકાથી ચાણક્ય 'આ શું કર્યું?' એમ કહીને તરત દોડ્યો, એવામાં વિષાન્નના સ્વાદ માત્રથી રાણી તરતજ પંચત્વ પામી. એટલે ચાણક્યે વિચાર્યું કે–' એનો ગર્ભ નાશ ન પામે તો ઠીક.' એમ વિચારીને તરતજ મૃત રાણીનું ઉદર તેણે ચીરી નાખ્યું અને શુક્તિપુટમાંથી મુક્તાની જેમ તેમાંથી ગર્ભને ખેંચી કહાડ્યો. તે બાલકના મસ્તકપર એક વિષબિંદુ સંક્રાંત થયો હતો. તેથી તેના વડીલોએ તેનું બિંદુસાર એવું નામ રાખ્યું. બિંદુસાર યૌવનવય પામતાં ચંદ્રગુપ્ત સમાધિ મરણ પામીને સ્વર્ગે ગયો. એટલે પ્રકૃષ્ટ બુદ્ધિવાળા ચાણક્યે બિંદુસારને રાજ્યપર સ્થાપ્યો. તે સચિવથી પોતાની વિસ્તૃત સિદ્ધિ માનીને ચાણક્યનો આજ્ઞાકારી થયો.

ચાણક્યે પૂર્વે ચંદ્રગુપ્તને જણાવીને સુબંધુને દાક્ષિણ્યથી પ્રધાન બનાવ્યો હતો. તેણે સ્વતંત્ર મંત્રીપદ મેળવવાની ઇચ્છાથી ચાણક્યપર માત્સર્ય લાવીને તેનો ઉચ્છેદ કરવાને માટે બિંદુસારને એકાંતમાં કહ્યું કે–'હે સ્વામી ! જો કે હું આપના દિલમાં પ્રમાણભૂત નથી, તથાપિ પરિણામે હિતકારી વચન મારે તમને કહેવું જોઇએ. કારણ કે કુલીન જનોનો એ આચાર છે. હું આપને કહી રાખું છું કે આ વિશ્વાસઘાતક ચાણક્યનો આપે વિશ્વાસ કરવો ઉચિત નથી. કારણ કે એ દુરાત્માએ ખરેખર તમારી માતાનું ઉદર ચીરી નાખ્યું હતું. આ વાત સાંભળીને બિંદુસારે તેજ વખતે ધાત્રી ( ધાવ માતા ) ઓને બોલાવીને તે વાત પુછી. એટલે તેમણે પણ તેજ રીતે કહ્યું. આથી તે ચાણક્યપર કોપાયમાન થયો. પછી રાજાને પોતાના પર કુપિત થયેલો જાણીને ચાણક્યે સ્વયં વિચાર કર્યો કે–" આ કૃતઘ્ન સુબંધુએ મારાપર રાજાનો અભાવ ઉત્પન્ન કરાવ્યો જણાય છે. મેંજ પૂર્વે એને સચિવપણું અપાવ્યું છે, તેથી મારો પ્રત્યુપકાર કરવાને બદલે એના કુળને ઉચિત એણે કરી બતાવ્યું છે. વૃદ્ધાવસ્થા

થવાથી મારૂં મરણ હવે નજીક આવ્યું છે તો હવે મારે રાજ્યચિંતા કરવાનું શું પ્રયોજન છે? તથાપિ એનો પ્રતીકાર કરવાને માટે તો હું બુદ્ધિનો ઉપયોગ કરીશ. મારી બુદ્ધિરૂપ પિશાચણીથી ગ્રસ્ત થઇને એ રાજ્યસુખ ન ભોગવે એમ તો કરીશ. તેણે અપકાર કરેલો હોવાથી હું પણ તેને ઉચિત કરીશ."

. . આ પ્રમાણે વિચારીને ઉગ્ર બુદ્ધિવાળા ચાણક્યે શ્રેષ્ઠ ગંધને યોગમંત્રાદિકથી સંયુક્ત કરીને લિખિત ભોજપત્ર સાથે એક ડાબલામાં ભર્યો. પછી તે ડાબલાને લાખથી બરાબર બંધ કરીને તેણે એક પેટીમાં મૂક્યો; અને તે પેટીને સો તાળા દઇ ઘરનું જાણે સર્વસ્વ હોય તેમ તે પેટીને ઘરના અંદરના ભાગમાં રાખીને ચાણક્ય દીન અનાથ વિગેરેને દાન દેવા લાગ્યો. પછી નગરની નજીકમાં એક સુકા છાણવાળા સ્થળપર બેસીને સ્વર્ગસ્થ થવાને સજ્જ થયેલા ચાણક્યે ત્યાં અનશન કર્યું. એવામાં પોતાની મૃત માતાનો યથાસ્થિત (ખરો) અહેવાલ અન્ય ધાત્રીના મુખથી જાણીને બિંદુસાર પશ્ચાત્તાપ કરતો ત્યાં આવ્યો; અને ચાણક્યને ખમાવીને કહેવા લાગ્યો કે–'હે આર્ય! પુનઃ આવીને મારૂં રાજ્ય ચલાવો, હું તમારો આજ્ઞાકારી છું.' ચાણક્ય બોલ્યો કે–'હે રાજન! હવે આ પ્રાર્થના કરવાથી સર્યું? કારણકે હું મારા શરીરપર પણ નિર્મમ (નિઃસ્પૃહ) છું, તો મારે તારૂં શું પ્રયોજન છે?' આ પ્રમાણે કહેવાથી મર્યાદાથી સમુદ્રની જેમ પોતાની પ્રતિજ્ઞાથી ન ચળાયમાન થતા એવા ચાણક્યને જાણીને બિંદુસાર સ્વસ્થાને ગયો; અને સુબંધુપર અત્યંત કોપાયમાન થઇ ગયો. એટલે સુબંધુ પણ શીતાર્ત્તની જેમ કંપતો કંપતો બોલ્યો કે–'હે દેવ! સમ્યગ્ હકીકત જાણ્યા વિના ચાણક્યને મેં દૂષિત ઠરાવ્યો છે, માટે હું ત્યાં જઇને તેને ખમાવું એટલી મારા પર કૃપા કરીને મને રજા આપો.' એમ કહી રજા મેળવી ત્યાં જઇને સુબંધુએ તેને માયા ભાવથી ખમાવ્યો. મનમાં વિચાર્યું કે–' પુનઃ ચાણક્ય નગરમાં ન આવે તો ઠીક, માટે તેવો પ્રયત્ન કરૂં.' આવા કુવિકલ્પથી તેણે રાજા પાસે જઇ

ને વિજ્ઞપ્તિ કરી કે–' ચાણક્યનો મેં અપકાર કર્યો છે, માટે તેના નિવારણ સારૂ હું તેની પૂજા કરવા ઈચ્છું છું.' રાજાએ અનુજ્ઞા આપી, એટલે સુબંધુ અનશનમાં રહેલા ચાણક્યની પૂજા કરવા લાગ્યો. ત્યાં આપાતમધુર એવી તેની પૂજા રચીને સુબંધુએ કોઈ ન દેખે તેમ તે શુષ્ક છાણમાં ધૂપનો એક અંગારો નાખી દીધો; એટલે પવનના જોરથી પ્રદીપ્ત થયેલા તે ધૂપના અંગારાથી તરતજ જ્વાળા વૃદ્ધિ પામતાં કાષ્ટના અગ્નિની જેમ તેમાં ચાણક્ય દગ્ધ થઈ ગયો. એવી રીતે દગ્ધ થયા છતાં તે અકંપ રહી મરણ પામી સ્વર્ગે ગયો.

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટપર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે સ્થૂલભદ્ર તથા ચાણક્ય તથા ચંદ્રગુપ્ત વિગેરેના ચરિત્ર વર્ણનરૂપ આઠમો સર્ગ સમાપ્ત થયો.

## નવમ સર્ગ.



એકદા ચાણક્યનું ધન મેળવવાની ઈચ્છાથી સુબંધુએ બિંદુસાર પાસે ચાણક્યનું ઘર રહેવાને માટે માગ્યું. રાજાએ આજ્ઞા આપી એટલે સુબંધુ તે મકાનમાં રહેવા ગયો. ત્યાં સો તાળાથી બંધ કરેલી એક પેટી જોઈને તેણે વિચાર કર્યો કે–' ચાણક્યનું સર્વસ્વ આમાં હોવું જોઇએ અન્યથા સો તાળા દઈને આવી નિયંત્રણા કરી ન હોય.' પછી સુબંધુએ તે પેટીનાં તાળાં કારાગૃહથી મુક્ત થયેલ બંદીવાનની પાદશૃંખલાની[1] જેમ ભાંગી નાખ્યા અને તેમાં રાખેલ પેલો ડાબલો જોઇને તેણે વિચાર્યું કે–' ખરેખર ! આમાં રત્ન ભરેલાં લાગે છે. તે વિના એની આવી સંભાળ સંભવે નહિ.' પછી શ્રીફળની જેમ તે ડાબલો પણ તેણે ફોડ્યો, એટલે તેમાં લોકોત્તર (દિવ્ય) અને મહા સુગંધી ગંધ તેના જોવામાં આવ્યો.

૧ પગમાં નાખેલી બેડી.

પછી ગંધલુબ્ધ મધુકરની જેમ તે સુગંધી ગંધ તેણે સુંઘ્યો અને અત્યંત વિસ્મય પામીને તે પોતાનું મસ્તક હલાવવા લાગ્યો, એટલામાં તે ડાબલાની અંદર એક લખેલું ભોજપત્ર તેના જોવામાં આવ્યું. ' આમાં દ્રવ્યની હકીકત હશે ' એમ ધારીને તે તે વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે:—

" गंधानाघ्राय य इमा—न्न तिष्ठेन्मुनिचर्यया ।
अंतकस्य स तत्काल—मतिथित्वं गमिष्यति " ॥१॥

" આ ગંધ સુંઘીને પછી જે મુનિચર્યાએ રહેશે નહિ, તે તત્કાલ યમનો અતિથિ થશે (મરણ પામશે.)" આ પ્રમાણે વાંચીને તે અત્યંત વિષાદ પામ્યો, અને તેણે નિશ્ચય કર્યો કે–' આ ચાણક્યનો પ્રયોગ વૃથા ન હોય.' તથાપિ ભોજપત્રમાં લખેલ અર્થની ખાત્રી કરવા સુબંધુએ કોઈ પુરૂષને ગંધ સુંઘાડીને તેને દિવ્યાહારનું ભોજન કરાવ્યું; એટલે તરતજ તે પુરૂષ મરણ પામ્યો. એટલે વિષયભોગને મનથી પણ ન ઇચ્છતો સુબંધુ મુનિસદૃશ થઈ ગયો. પછી ' અભવ્ય પ્રાણીની જેમ અવિરતિપણે માત્ર જીવિતની આશાથી ફરતો એવો સુબંધુ બંધુરહિત થઈને વસુધાપર વિચરવા લાગ્યો.

બિંદુસારનો અશોકશ્રી નામે પુત્ર થયો. તે બિંદુસાર મરણ પામતાં અવનીપતિ થયો. અશોકશ્રીને પણ કુણાલ નામે પુત્ર થયો; એટલે રાજાએ તેને કૌમારાવસ્થામાં ભોગવવા માટે ઉજ્જયિની નગરી આપી. ત્યાં રહેતાં રાજનિયુક્ત એવા બાળરક્ષક પુરૂષોથી જીવિતવ્યની જેમ રક્ષણ ( લાલનપાલન ) કરાતો તે કુમાર આઠ વરસ કરતાં કંઈક અધિક અવસ્થાનો થયો. પછી તે બાળરક્ષક પુરૂષોએ રાજાને તે બાળકની અવસ્થા જણાવી, એટલે રાજાએ પણ હર્ષિત થઈને વિચાર કર્યો કે-' એ હવે અભ્યાસને યોગ્ય થયો છે.' એટલે રાજાએ પોતે કુમારને લેખમાં સુખે સમજી શકાય એટલા માટે પ્રાકૃતમાં આ પ્રમાણે લખ્યું કે– ' कुमारो अधीयउ ' 'કુમાર હવે અભ્યાસ કરે.' એ વખતે કુણાલની ઓરમાન માતા ત્યાં બેઠી હતી, તેણે રાજા પાસેથી તે લેખ

લઇને પોતે વાંચ્યો 'પછી મારા પુત્રનેજ રાજ્ય મળવું જોઇએ; કુણાલને નહિ.' એમ વિચારીને રાજાનું ચિત્ત અન્યત્ર થતાં તેણે તે લેખને કૂટ લેખ કરી દીધો; એટલે કે શુંકથી આર્દ્ર કરેલ એવી નેત્રાંજનની સળીવતી પોતાના નેત્રમાંથી કાજળ લઇને અકાર ઉપર બિંદુ ( મીંડું ) દઇ દીધું. અશોકે પણ પ્રમાદથી ફરીવાર વાંચ્યા વિના તે લેખને બંધ કરીને ઉજ્જયિની મોકલી દીધો. પછી પિતાના નામથી અંકિત અને ઉપર મુદ્રાથી અલંકૃત એવા તે લેખને કુમારે પોતાના બે હાથવતી લીધો અને પોતાના મસ્તક ઉપર ધર્યો. પછી કુમારે તે લેખ એક લેખક પાસે વંચાવ્યો, એટલે લેખક વાંચીને સ્તબ્ધ અને ખિન્ન થઈ ગયો. અને આંખમાં આંસુ ભરાઇ આવતાં લેખનો અર્થ કહેવાને તે અસમર્થ થઇ પડ્યો; એટલે કુમારે તેના હાથમાંથી લેખ લઇ લીધો. વારંવાર નિરીક્ષણ કરતાં વર્ણો પણ વાંચવાને સમર્થ થયેલા એવા અશોકપુત્રે પોતે તે લેખ વાંચ્યો. તેમાં 'अंधीयउ' એ વર્ણ જોઇને તે વિચારવા લાગ્યો કે– 'ચંદ્રગુપ્તના વંશમાં વડીલની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર કોઈપણ થયો નથી; અને જો હુંજ અગ્રેસર થઇને રાજાની આજ્ઞાનો લોપ કરીશ, તો મારા આચરેલા માર્ગે બીજા પણ ચાલશે.' આમ વિચારીને સાહસના ભંડાર અને મૌર્યવંશરૂપ સમુદ્રને ચંદ્રમા તુલ્ય એવા કુમારે પોતેજ પોતાના નેત્રોમાં તપ્તશલાકા (તપાવેલી સળી) આંજી એટલે તરતજ તે અંધ થઈ ગયો. આ વાતની ખબર પડતાં અશોકશ્રીએ તેને મહા સાહસિક જાણીને 'અહો ! ધિક્કાર થાઓ મને કે મેં લેખ લખવામાં આવી ભૂલ કરી !' એ રીતે પોતે પોતાને નિંદવા લાગ્યો. અને વિચારવા લાગ્યો કે–'અહો ! હું હતાશય દુર્દૈવને આધીન થયો કે જેથી મારા પ્રમાદવાળા લખાણથી કુમારની આવી અવસ્થા થઇ. હવે એ વત્સ રાજ્યને કે મંડલિત્વ (માંડલિક રાજ્ય) ને યોગ્ય રહ્યો નહીં. અહો ! જેની મારાપર આવી ભક્તિ છે, તેનેજ મેં આવી સ્થિતિએ પહોંચાડ્યો; માટે મને ધિક્કાર થાઓ. 'એ યૌવરાજ્યપણું ભોગવીને પછી રાજા થશે.' આ મારો

મનોરથ પણ હવે સમાપ્ત થયો.' આ પ્રમાણે વિચારીને અશોકશ્રીએ કુણાલને એક મહર્દ્ધિક ગામ આપ્યું, અને તેના સાપત્ન કુમાર ( ઓરમાન ભ્રાતા ) ને ઉજ્જયિની આપી.

હવે તે ગામ ભોગવતાં એકદા કુણાલની શરતશ્રી નામની પત્નીને સંપૂર્ણ લક્ષણવાળો એક પુત્ર થયો; એટલે વધામણી આપનાર દાસીઓને પારિતોષિક આપીને કુણાલે પુત્રજન્મ નિમિત્તે મહોત્સવ કર્યો. અનુક્રમે પોતાને અંધ કરવાની ક્રિયા અપરમાતાએ કરી હતી એવું તેના જાણવામાં આવ્યું; તેથી 'લઘુ માતાના મનોરથને હવે હું વૃથા કરૂં.' એમ ધારીને રાજ્યના લોભથી કુણાલ પાટલીપુત્ર નગરે આવ્યો. ત્યાં ગીત વિનોદથી સ્વેચ્છાએ નગરમાં ભમતાં સંગીત કળાથી તુંબુરૂ ( દેવ વિશેષ ) નો પણ તિરસ્કાર કરનાર એવો તે સર્વ લોકોને અતિ પ્રિય થઈ પડ્યો. પાટલીપુત્ર નગરમાં તે જ્યાં જ્યાં ગાયન કરતો ત્યાં ત્યાં મૃગની જેમ ગીતથી આકર્ષાઇને પૌરજનો જવા લાગ્યા. એવામાં રાજાએ તેને સંગીતમાં અદ્ભૂત સાંભળીને પોતાની પાસે બોલાવી તે અંધ હોવાથી તેને પડદામાં ગુપ્ત રાખીને ગાવાનો આદેશ કર્યો.[1] એટલે મંદ મધ્યમ અને તારરૂપ યથાસ્થિત ષડ્જાદિક સ્વરથી રાગનું પોષણ કરતાં તેણે એવો પદ્યપ્રબંધ ગાયો કે— 'ચંદ્રગુપ્તનો પ્રપૌત્ર બિંદુસારનો પૌત્ર અને અશોકશ્રીનો આ અંધ પુત્ર કાકિણી ( રત્ન વિશેષ ) માગે છે.' ગાયન કરતા એવા તે અંધનો આવો પદ્યપ્રબંધ સાંભળીને રાજાએ તેને પૂછયું કે— 'હે ગાયક ! તું કોણ છે ? તે કહે.' એટલે તે બોલ્યો કે—' તમારી આજ્ઞાનો લેખ લઇને જે પોતેજ અંધ થયો તે આપનોજ હું કુણાલનામનો પુત્ર છું.' પછી રાજાએ તરતજ પડદો દૂર કરીને પોતાના પુત્રને જોઈ અને ઓળખીને આંખમાંથી અશ્રુ પાડતાં તેણે તેને આલિંગન કર્યું અને કહ્યું કે—' હે વત્સ ! હું તારા પર પ્રસન્ન થયો છું માટે તને શું આપું ? માગ.' એટલે કુમારે જણાવ્યું કે—' હે દેવ ! હું આપની પાસે કાકિણી માગું

૧ અગાઉ રાજાઓ અંધાદિકને જોતા પણ નહોતા.

છું.' રાજાએ કહ્યું કે-' આ શું માગ્યું?' એટલે મંત્રીઓ બોલ્યા કે-' મહારાજ! કાકિણી એજ રાજપુત્રોનું રાજ્ય છે.' પછી રાજાએ કહ્યું કે-' હે વત્સ! રાજ્યનું તારે શું પ્રયોજન છે? કારણકે તને રાજ્ય મળે તોપણ દૈવયોગે તું ચક્ષુહીન હોવાથી તે બીજાનેજ સ્વાધીન થવાનું.' એટલે પુનઃ કુમાર બોલ્યો કે-' મારે પુત્ર થયો છે. બહુ હર્ષસાથે હું આપને પુત્રની વધામણી આપું છું. તેને આ રાજ્યપર અભિષિક્ત કરો.' અશોકશ્રીએ પૂછ્યું કે-' હે વત્સ! તને પુત્ર ક્યારે થયો ?' એટલે કુણાલે અંજલી જોડીને કહ્યુ કે-' **संप्रति**-અત્યારેજ.' પછી અશોકશ્રીએ તેજ વખતે તે બાળકને પોતાની પાસે અણાવ્યો અને મહોત્સવ કરીને તેનું નામ પણ **સંપ્રતિ** રાખ્યું; અને પોતાનું વચન સફળ કરવા રાજાએ તે સ્તનપાન કરનાર સંપ્રતિને દશ દિવસ પછી પોતાના રાજ્યપર બેસારી દીધો. સંપ્રતિ વય, વિક્રમ અને લક્ષ્મીથી વૃદ્ધિ પામવા લાગ્યો અને જન્મથીજ તે પરમ શ્રાવક થયો. અનુક્રમે દક્ષિણ ભરતાર્ધ સાધીને સુરેંદ્રસદ્રશ એવા તેણે પોતાની પ્રચંડ આજ્ઞા પ્રવર્તાવી.

હવે તે વખતમાં પાછો દુષ્કાળ પડ્યો, એટલે કાળરાત્રિની જેવા વિકરાળ તે દુષ્કાળમાં સાધુઓ પોતાના નિર્વાહને માટે સમુદ્ર તીરે આવેલા ગામોમાં ગયા. તે વખતે ન સંભારવાથી સાધુઓને શ્રુતજ્ઞાન વિસ્મૃત થવા લાગ્યું; કારણ કે વારંવાર આવૃત્તિ ન કરવાથી બુદ્ધિમાનોનો અભ્યાસ પણ નષ્ટ થઈ જાય છે. પછી દુષ્કાળ વ્યતીત થતાં પાટલીપુત્રમાં સમસ્ત સંઘ એકત્ર થયો અને જેની પાસે અંગ અધ્યયન અને ઉદ્દેશાદિક જે ઉપસ્થિત હતા, તે તેની પાસેથી લઈ લીધા. એ રીતે શ્રીસંઘે અગ્યાર અંગો મેળવ્યા. પછી દૃષ્ટિવાદ નિમિત્તે તે કંઇક વિચાર કરવા લાગ્યો. એવામાં નેપાલદેશમાં રહેલા શ્રી ભદ્રબાહુસ્વામીને પૂર્વધર જાણીને શ્રીસંઘે તેમને બોલાવવાને બે મુનિ મોકલ્યા. તેઓએ ત્યાં જઇ તેમને નમસ્કાર કરી અંજલી જોડીને કહ્યું કે-' હે ભગવન્ ! પાટલીપુત્ર આવવાને માટે શ્રીસંઘ આપને આદેશ કરે છે.'

એટલે તેમણે કહ્યું કે-'હમણા મેં મહાપ્રાણ-ધ્યાન આરંભેલ છે તે બાર વર્ષે પૂરું થશે; માટે હું આવી શકીશ નહિ. મહાપ્રાણ ધ્યાનની સિદ્ધિ થતાં જરૂરને વખતે સર્વ પૂર્વોની સૂત્ર અને અર્થથી એક મુહૂર્ત માત્રમાં ગણના થઈ શકે છે.' આ પ્રમાણેનો તેમનો ઉત્તર મુનિઓએ જઇને સંઘને કહ્યો, એટલે સંઘે બીજા બે સાધુઓને આદેશ કર્યો કે-"તમારે ત્યાં જઇને તે આચાર્યને કહેવું કે-'જે શ્રી સંઘની આજ્ઞા ન માને તેને શી શિક્ષા અપાય? તે કહો.' પછી 'તેને સંઘ બહાર કરવો' એમ તે કહે, એટલે તમારે આચાર્યને કહેવું કે-"તમે તે શિક્ષાને પાત્ર છો." બે મુનિઓએ જઇને આચાર્યને સંઘના કહેવા પ્રમાણે કહ્યું. એટલે તેમણે કહ્યું કે—' શ્રીમાન્ સંઘે એમ ન કરતાં મારા પર પ્રસાદ કરીને બુદ્ધિમંત શિષ્યોને અહીં મોકલવા, એટલે તેમને હું પ્રતિદિન સાત વાચના આપીશ. તેમાં એક વાચના ભિક્ષાચર્યાથી આવતાં (આવીને) આપીશ, તથા ત્રણ વાચના ત્રણ કાળવેળાએ આપીશ અને સાંજના પ્રતિક્રમણ પછી બીજી ત્રણ વાચના આપીશ. આ પ્રમાણે મારા કાર્યને બાધા ન આવતાં શ્રીસંઘનું કામ સિદ્ધ થશે.' તે મુનિઓએ આવીને તે પ્રમાણે સંઘને કહ્યું, એટલે શ્રીસંઘે પણ પ્રસન્ન થઇને સ્થૂલભદ્રાદિક પાંચસેં સાધુઓને ત્યાં મોકલ્યા. આચાર્ય તેમને વાચના આપવા લાગ્યા; પરંતુ તે બધા ' વાચના બહુ અલ્પ મળે છે' એમ વિચારી ઉદ્વેગ પામીને ચાલ્યા ગયા. એક સ્થૂલભદ્રજ રહ્યા. પછી મહામતિ સ્થૂલભદ્ર શ્રીભદ્રબાહુસ્વામી પાસે આઠ વર્ષમાં આઠ પૂર્વ સંપૂર્ણ રીતે ભણ્યા. એકદા આચાર્યે તેમને કહ્યું કે-'હે વત્સ! તું હતોત્સાહ કેમ થઇ ગયો છે?' સ્થૂલભદ્ર બોલ્યા કે-'હે ભગવંત! હું હતોત્સાહ થયો નથી, પણ મને વાચના અલ્પ તો લાગે છે.' આચાર્ય બોલ્યા કે-' મારૂં ધ્યાન હવે લગભગ પૂર્ણ થવા આવ્યું છે, તેથી ત્યારપછી તને યથેચ્છ વાચના આપીશ.' એટલે સ્થૂલભદ્રે કહ્યું કે-' હે પ્રભો! હજી મારે કેટલું ભણવાનું બાકીમાં છે?' ગુરૂ બોલ્યા કે-' એક બિંદુ જેટલું ભણ્યો છે અને સમુદ્ર જેટલું હજી બાકીમાં છે.' પછી મહાપ્રાણ

ધ્યાન પૂર્ણ થતાં વધારે વાચના મળવા લાગી એટલે મહામુનિ સ્થૂલભદ્ર બે વસ્તુ ન્યૂન દશ પૂર્વ પર્યંત ભણ્યા.

એકદા શ્રીભદ્રબાહુસ્વામી વિહાર કરતા પાટલીપુત્ર નગરના બહારના ઉદ્યાનમાં પધાર્યા. એવામાં આચાર્ય મહારાજને ત્યાં આવેલા જાણીને સ્થૂલભદ્રની બ્હેનો યક્ષાદિ સાધ્વીઓ તેમને વંદના કરવા આવી. ગુરૂ મહારાજને વંદન કરીને તેમણે પૂછ્યું કે–'હે પ્રભો ! સ્થૂલભદ્ર કયાં છે ?' ગુરૂ બોલ્યા કે–'અહીં નજીક જીર્ણ દેવકુળમાં છે.' પછી તેઓ દેવકુળમાં ગઇ, તેમને આવતી જોઇને સ્થૂલભદ્રે આશ્ચર્ય બતાવવા સિંહનું રૂપ કર્યું; એટલે સિંહને જોતાં તેઓ ભયભીત થઇ ગુરૂને આવીને કહેવા લાગી કે–'હે ભગવન્ ! કોઈ સિંહ જયેષ્ઠ બંધુને ભક્ષ્ય કરી ગયો જણાય છે, અત્યારે તે સિંહ ત્યાં છે.' પછી ઉપયોગ દેતાં ખરી હકીકત જાણીને આચાર્યે આદેશ આપ્યો કે–'જાઓ, ત્યાં તમારો જ્યેષ્ઠ બંધુ છે, પણ સિંહ નથી; તેમને વંદના કરો.' એટલે તેઓ પુનઃ ત્યાં ગઇ અને સ્થૂલભદ્રને સ્વરૂપસ્થ જોઇ તેમને વંદના કરી. જયેષ્ઠા ( મોટી બ્હેન ) એ પોતાની વાત કહી કે–'શ્રીયકે અમારી સાથે દીક્ષા લીધી, પણ તે સર્વદા ક્ષુધાતુર હોવાથી એકાશન કરવાને પણ અસમર્થ ન હતો. છતાં મેં પર્યુષણપર્વ આવતાં તેને કહ્યું કે–'આજ પર્યુષણાપર્વ ( સંવચ્છરી ) છે; માટે પોરસીનું પ્રત્યાખ્યાન કર.' તેણે મારા કહેવાથી પૌરૂષી ( પોરસી ) કરી, અને તેનો અવધિ પૂર્ણ થતાં પુનઃ મેં કહ્યું કે–' આ પર્વ અતિ દુર્લભ છે માટે પુરિમાર્ધ ( પુરિમઢ્ઢ )નું પચ્ચખ્ખાણ લે, કારણ કે ચૈત્યપરિપાટી કરતાં પણ તેટલો વખત સુખે ચાલ્યો જશે.' એટલે તેણે પુરિમઢ્ઢનું પ્રત્યાખ્યાન કર્યું. તે અવધિ પૂર્ણ થતાં પુનઃ મેં કહ્યું કે–' હવે અપાર્ધ ( અવઢ્ઢ–ત્રણ પહોર )નું પ્રત્યાખ્યાન લે ' એટલે તેણે તેમ કર્યું. પછી તે અવધિ પૂર્ણ થતાં પુનઃ મેં કહ્યું કે–' હવે ઉપવાસનું પ્રત્યાખ્યાન કરી લે; કારણ કે રાત્રિનો વખત થવા આવ્યો છે અને તે તો સુતાં સુતાં સુખે નીકળી જશે.' પછી તેણે તેમ

કર્યું. અનુક્રમે મધ્યરાત્રિએ દેવગુરૂનું સ્મરણ કરતાં, પ્રસાર પામતી ક્ષુધાની પીડાથી તે મરણ પામીને સ્વર્ગે ગયો. પછી 'મેં ઋષિઘાત કર્યો.' એમ અતિશય ખેદ પામતી હું પ્રાયશ્ચિત્ત કરવા માટે શ્રમણસંઘની પાસે ગઇ. એટલે સંઘે કહ્યું કે-'આ કાર્ય તમે શુદ્ધ ભાવથી કર્યું છે, માટે આ સંબંધમાં તમારે કંઈ પણ પ્રાયશ્ચિત્ત કરવું પડે તેમ નથી.' મેં કહ્યું કે-'જો આ વાત સાક્ષાત્ તીર્થંકર મને કહે, તો મારા હૃદયમાં ખાત્રી થાય, અન્યથા મારૂં હૃદય શાંત થાય તેમ નથી.'

પછી શ્રીસંઘે શાસનદેવીને આરાધવા કાયોત્સર્ગ કર્યો. એટલે શાસનદેવીએ પ્રગટ થઇને કહ્યું કે-'કહો, શું કાર્ય કરૂં ?' સંઘે કહ્યું કે-'આ સાધ્વીને સીમંધરસ્વામી પાસે લઇ જાઓ.' એટલે દેવીએ કહ્યું કે-'મારૂં ને તેનું નિર્વિઘ્ન ગમન થવાને માટે તમે કાયોત્સર્ગમાંજ રહો.' પછી શ્રીસંઘે તેમ કરવા સ્વીકાર્યું, એટલે મને તે દેવી જિનેશ્વરની પાસે લઈ ગઇ. ત્યાં ભગવાન્ સીમંધર સ્વામીને મેં વાંદ્યા. એટલે ભગવંત બોલ્યા કે-'ભરતક્ષેત્રમાંથી આવેલી આ આર્યા નિર્દોષ છે.' આથી મારો સંદેહ દૂર થયો, એટલે દેવી પુનઃ મને સ્વસ્થાને લાવી. તે વખતે કૃપાળુ શ્રીમાન સીમંધરસ્વામીએ શ્રીસંઘને મારા મુખથી ચાર અધ્યયનોની ભેટ મોકલી. ભાવના, વિમુક્તિ, રતિકલ્પ અને વિવિક્તચર્યા-એ નામના ચાર અધ્યયનોને એક વાચનામાં મેં ધારી લીધાં અને તે તથાપ્રકારના આખ્યાનપૂર્વક શ્રીસંઘને કહી સંભળાવ્યા. એટલે શ્રીસંઘે પ્રથમના બે અધ્યયનને આચારાંગ સૂત્રની બે ચૂલિકા તરીકે યોજિત કર્યા અને બીજા બે અધ્યયનને દશવૈકાલિકની ચૂલિકા તરીકે યોજિત કર્યા. આ પ્રમાણે વાત કહીને સ્થૂલભદ્રની અનુજ્ઞા મેળવી તેઓ (સાધ્વીઓ) સ્વસ્થાને ગઈ.

પછી સ્થૂલભદ્ર વાચનાને માટે ગુરૂ પાસે ગયા, પણ ગુરૂએ 'તું વાચનાને અયોગ્ય છે.' એમ કહીને તેને વાચના ન આપી, એટલે તે દીક્ષાના દિવસથી પોતાના અપરાધ ચિંતવવા લાગ્યા; અને ચિંતવીને બોલ્યા કે -'અને મારો અપરાધ યાદ આવતો

નથી.' પછી ' તું દોષ ને અપરાધ કરીને માનતો નથી; માટે તે તારૂં પાપ શાંત થાઓ.' એમ ગુરૂમહારાજે કહ્યું, એટલે સ્થૂલભદ્ર પોતાના અપરાધનું સ્મરણ કરીને ગુરૂને પગે પડ્યા અને બોલ્યા કે-'હે ભગવન્ ! ક્ષમા કરો. હવે પુનઃ હું એવો અપરાધ નહિ કરૂં.' એટલે આચાર્ય બોલ્યા કે-' તું ફરી અપરાધ નહિ કરે, પણ જે આ અપરાધ તેં કર્યો તેથીજ તને હું વાચના આપીશ નહિ.' પછી સ્થૂલભદ્રે શ્રીસંઘ પાસે ગુરૂને મનાવવા માટે અરજ કરી, કારણ કે મહાપુરૂષો કુપિત થાય, ત્યારે તેમને મહાજનોજ પ્રસન્ન કરી શકે. શ્રીસંઘે ગુરૂને અરજ કરી એટલે ગુરૂમહારાજે સંઘને કહ્યું કે-' જેમ અત્યારે આ સ્થૂલભદ્રે અપરાધ કર્યો તેમ હવે પછી મંદ સત્વવાળા બીજા સાધુઓ પણ અપરાધ કરશે માટે અવશિષ્ટ પૂર્વો ભલે મારીજ પાસે રહ્યા. અને બીજાઓને શીખામણ લેવા માટે પણ આ સ્થૂલભદ્રનું દૃષ્ટાંત ઉપયોગી થઇ પડશે; માટે તેને પણ તેમજ રહેવા દો.' શ્રીસંઘે પુનઃ આગ્રહથી કહ્યું, એટલે તેમણે ઉપયોગથી જાણ્યું કે-' મારાથી શેષ પૂર્વોનો વિચ્છેદ થવાનો નથી.' એમ ધારીને 'હવે તારે શેષ પૂર્વો બીજાને ન આપવા' એવો સ્થૂલભદ્રને અભિગ્રહ કરાવીને ગુરૂ મહારાજે તેને બાકીના ચાર પૂર્વની વાચના ( મૂળમાત્ર ) આપી. પછી સ્થૂલભદ્ર મહામુનિ સર્વ ( ચૌદ ) પૂર્વધર થયા; અને શ્રીમાન્ ભદ્રબાહુસ્વામીએ તેમને આચાર્ય પદપર સ્થાપ્યા. અનંતર વીર નિર્વાણ પછી એક સો સિત્તેર વર્ષ જતાં શ્રીભદ્રબાહુસ્વામી સમાધિપૂર્વક સ્વર્ગસ્થ થયા અને સર્વ શ્રુતસ્કંધરૂપ નિધાનના ભંડારભૂત શ્રીસ્થૂલભદ્ર મહાત્મા નીલોત્પલ ( નીલ કમળ ) ને જેમ ચંદ્રમા વિકસ્વર કરે, તેમ ભવ્ય જનોને પ્રબોધ કરતા વસુધાપર વિચરવા લાગ્યા.

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટ પર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે કુણાલ વિગેરેના તથા સ્થૂલભદ્રના ચરિત્ર વર્ણનરૂપ નવમો સર્ગ સમાપ્ત થયો.



# દશમ સર્ગ.



એકદા અનેક સાધુઓથી પરવરેલા આચાર્ય શ્રીસ્થૂલભદ્ર શ્રાવસ્તી નગરીએ આવી બાહ્ય ઉદ્યાનમાં સમવસર્યા: એટલે હર્ષથી અધિક ઉત્સાહી બની તેમને વાંદવાને ઇચ્છતા શ્રાવસ્તીના બધા લોકો ઉદ્યાનમાં આવ્યા. વિશ્વવત્સલ એવા સ્થૂલભદ્ર ભગવંતે તેમને સુધાસમાન મધુર એવી ધર્મદેશના આપી. તે વખતે શ્રાવસ્તીવાસી પોતાના ધનદેવ નામના મિત્રને તેમાં ન આવેલ જોઇને સ્થૂલભદ્રસૂરિને વિચાર થયો કે–' ખરેખર તે મારો પ્રિયમિત્ર અહીં નહીં હોય, નહિ તો નગરીના બધા લોક આવ્યા અને પરમસ્નેહી છતાં તે કેમ ન આવે ? તે દેશાંતરમાં ગયો હશે અથવા તો ગ્લાન થઈ ગયો હશે. માટે હું પોતેજ તેને ઘરે ખબર પૂછવા જાઉં, કારણ કે તે વિશેષ રીતે અનુગ્રહ કરવા લાયક છે.' આ પ્રમાણે નિશ્ચય કરીને સન્મુખ આવી વંદન કરતા ભવ્યો જેમના ચરણકમળને પૂજી રહ્યા છે, પુરસ્ત્રીઓ હર્ષસહિત જેમના તપોગુણ ગાઇ રહી છે, શ્રીમંત ભક્તોના છત્રોથી જાણે મંડપ નીચેજ ઉભા હોય તેવા ભાસતા અને કંઇક વળી ગયેલ ડીંટવાળા પદ્મની જેમ પોતાની ગ્રીવા અને મુખ જેમણે નમાવી દીધા છે એવા અગ્રેસર શ્રાવકો જેમના મુખકમળને જોઇ રહ્યા છે એવા તેઓ નગરીના મધ્યમાં આવેલા ચૈત્યોને પગલે પગલે વંદન કરતા તે વનમાંથી પોતાના પૂર્વ મિત્ર ધનદેવના ઘરે આવ્યા. ત્યાં જંગમ કલ્પવૃક્ષની જેમ પોતાના ઘરમાં પ્રવેશ કરતા તેમને ધનદેવની સ્ત્રી ધનેશ્વરીએ જોયા, એટલે તરતજ આસનપરથી ઉઠીને તેણીએ નિર્મળ ભાવથી ભૂતળપર મસ્તક નમાવી સ્થૂલભદ્ર મુનિને વંદન કર્યું અને પછી

તેણે તેમને બેસવા માટે આસન આપ્યું; કારણ કે–' સજ્જનો પોતાની ભક્તિ ને શકત્યનુસારે ગુરૂની શુશ્રુષા કરે છે. પછી સ્થૂલભદ્રાચાર્ય તે આસનને પુંજીને તેના પર બેઠા અને ધર્મલાભ કહીને તથા કુશળવાર્તા પૂછીને પોતાનો અનુગ્રહ તેને દર્શાવ્યો. પછી પતિના પ્રવાસથી વ્યાકુળ થયેલી ધનેશ્વરીને તેમણે પૂછ્યું કે–' હે ભાવુકે ! તારો પતિ ધનદેવ કેમ દેખાતો નથી?' ધનેશ્વરીએ કહ્યું કે–" હે ભગવન્ ! મારા પતિએ ઘરમાં રહેલ અને બહાર રાખેલ બધા ધનનો વ્યય કરી નાખ્યો, તેથી આ નગરમાં તે તૃણ કરતાં પણ વધારે લઘુતા પામ્યા; કારણ કે માણસોના શરીરને માન નથી, પણ તેમના ધનનેજ સર્વત્ર માન મળે છે. પછી પૂર્વજનોએ ગુપ્ત રાખેલ નિધાન શોધ્યું, પણ તે હાથ ન આવ્યું, કારણ કે ભાગ્યહીન જનને લક્ષ્મી નિકટ છતાં તે જાણે દ્વીપાંતરમાં ગયેલી હોય તેટલી દૂર લાગે છે. પછી તે વ્યાપાર કરી ધન કમાવાની ઈચ્છાથી દેશાંતરમાં ગયા છે, કારણ કે વ્યવસાયી જનોને વિદેશ શું હીસાબમા છે ?"

આ પ્રમાણેની હકીકત સાંભળીને પોતાના શ્રુતબળથી તેના ઘરમાં રહેલ નિધાનને જાણી કૃપાનિધિ આચાર્યે તેને દર્શાવવાનો વિચાર કર્યો, અને ધર્મોપદેશના મિષથી નીચે રહેલ નિધાનવાળો સ્તંભ હસ્તસંજ્ઞાથી તેને દેખાડતાં આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે–'અરે ભદ્રે! સંસારનું સ્વરૂપ જો, તે કેવું છે ? તારૂં ઘર તો આવું લક્ષ્મીવાળું છે અને તારા ભર્ત્તારનું વાણિજ્ય જુદા પ્રકારનું છે.' આ પ્રમાણે ધનેશ્વરીને વારંવાર કહીને ગુરૂમહારાજ, આર્હંત ધર્મની પ્રભાવના કરતા અન્યત્ર વિહાર કરી ગયા.

હવે લાભોદય કર્મથી વિવર્જિત એવો ( લાભાંતરાયવાળો ) ધનદેવ જેવો ગયો હતો તેવોજ અને તે ને તેજ વસ્ત્રે પાછો ઘરે આવ્યો; એટલે ધનેશ્વરીએ તેને સ્થૂલભદ્રના આગમનની વાત કહી. તેણે હર્ષસહિત પૂછ્યું કે–'તે ભગવંત શું બોલ્યા ?' ધનેશ્વરીએ કહ્યું કે–' આ સ્તંભની સન્મુખ હાથની સંજ્ઞા કરવાપૂર્વક તેમણે ધર્મદેશના આપી.' પછી ધનદેવે વિચાર કર્યો કે–'જ્ઞાનના મહાસાગર એવા તે મહાત્માની ચેષ્ટા પણ અભિપ્રાય રહિત

કદાપિ ન હોય. વળી આ સ્તંભને ઉદ્દેશીને તેમણે વારંવાર હસ્ત સંજ્ઞા કરી, તેથી નિશ્ચય આ સ્તંભની નીચેજ નિધાન હોવું જોઇએ.' આવી બુદ્ધિથી ધનદેવે તે સ્તંભનું મૂળ ખોદ્યું, એટલે તેના પુણ્યની જેમ ત્યાંથી પુષ્કળ ધન નીકળ્યું. તે ધનના યોગે ધનદેવ કુબેરભંડારી જેવો થઈ ગયો, પણ 'આ બધો સ્થૂલભદ્ર મહાત્માનો પ્રસાદ છે' એ વાત તે કદાપિ ભૂલી ન ગયો.

એકદા વંદ્ય અને ઉપકારી એવા સ્થૂલભદ્રને વંદન કરવા માટે તે પાટલીપુત્રનગરે ગયો. ત્યાં વસતિ (મુનિ આશ્રમ)માં જઇને પ્રમોદ સહિત ધનદેવે સપરિવાર સ્થૂલભદ્ર મહામુનિને વાંદ્યા, અને પછી અંજલિ જોડીને કહેવા લાગ્યો કે-'હે ભગવન્! તમારા પ્રસાદથી હું દારિદ્રયરૂપ સમુદ્રને તર્યો છું, તેથી હે પ્રભો! હું આપના પ્રસાદનો અનૃણી (ઋણ રહિત) થઇ શકું તેમ નથી. તમે મારા ગુરૂ અને સ્વામી છો, માટે આપ ફરમાવો કે હું શું કરૂ?' એટલે 'તુ શ્રાવક થા' એમ સ્થૂલભદ્રે તેને કહ્યું. તરતજ ધનદેવ તેમની આજ્ઞા પ્રમાણે કરીને સ્વસ્થાને ગયો.

હવે સ્થૂલભદ્રસ્વામીએ **આર્યમહાગિરિ** અને **આર્ય સુહસ્તી** એવા બે શિષ્યોને દીક્ષા આપી, તેમને બાલ્યાવસ્થાથીજ યક્ષા નામની આર્યા (સાધ્વી) એ માતાની જેમ ઉછેર્યા હતા, તેથી મહાગિરિ અને સુહસ્તી-એવા તેમના નામની પૂર્વે આર્ય એવું પદ જોડવામાં આવ્યું હતું. તેઓ બંને પરિગ્રહોથી નિર્ભય થઇને ખડ્ગધારા જેવું તીવ્ર અને અતિચાર રહિત ચારિત્ર પાળતા હતા. સ્થૂલભદ્રસૂરિના ચરણકમળમાં મધુકર સમાન અને મહા પ્રજ્ઞાવાળા એવા તે બંને શિષ્યો અગ્યાર અંગસહિત દશ પૂર્વ ભણ્યા. પછી શાંત, દાંત, લબ્ધિવંત, અભ્યાસી, આયુષ્મંત, વચનકુશળ અને દઢભક્ત એવા તે બંને શિષ્યને આચાર્યપદપર સ્થાપીને સ્થૂલભદ્ર મહાત્મા કાળ કરી સ્વર્ગે ગયા.

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટ પર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે સ્થૂલભદ્રસ્વર્ગગમન **વર્ણનરૂપ દશમો સર્ગ સમાપ્ત થયો.**



# એકાદશ સર્ગ.



પછી ધર્મદેશનાથી ભવ્યજનોપર અનુગ્રહ કરતા એવા આર્યમહાગિરિ અને આર્યસુહસ્તી વસુધાપર વિહાર કરવા લાગ્યા. કાળક્રમે જગદ્બંધુ મહાગિરિ ભગવંતે દેશનાવડે અનેક શિષ્યો કર્યા. એકદા આર્યમહાગિરિએ પોતાનો ગચ્છ આર્યસુહસ્તીને સોંપ્યો અને પોતે જિનકલ્પની તુલના કરવા માટે એકાકી વિચરવા લાગ્યા. તે અવસરે જિનકલ્પનો વિચ્છેદ થયેલો હોવાથી ગચ્છનિશ્રામાં રહીને આર્યમહાગિરિ જિનકલ્પને યોગ્ય વૃત્તિથી વિચરવા લાગ્યા. અન્યદા મેઘની જેમ ધર્મદેશનારૂપ જળને વરસાવતા એવા તેઓ વિહાર કરતા પાટલીપુત્ર નગરે પધાર્યા. ત્યાં આર્યસુહસ્તીએ **વસુભૂતિ** નામના શેઠને પ્રતિબોધ પમાડ્યો; એટલે તે જીવાજીવાદિ તત્ત્વને જાણનાર શ્રાવક થયો; અને સુહસ્તીગુરૂએ કહેલ ધર્મ પ્રમાણે વસુભૂતિ પોતાના સંબંધીઓને પણ નિરંતર બોધ આપવા લાગ્યો. તેણે આદરસહિત પ્રતિબોધ આપતાં છતાં પણ તેઓ અલ્પ બુદ્ધિવાળા હોવાથી આચાર્ય વિના પ્રતિબોધ ન પામ્યા, એટલે વસુભૂતિએ ગુરૂને કહ્યું કે–' હે ભગવન્! હું સ્વજનોને પ્રતિબોધ પમાડી શક્યો નથી; માટે આપ મારે ત્યાં પધારીને તેમને પ્રતિબોધ આપો.' પછી તેમને પ્રતિબોધવા માટે સુહસ્તીસૂરિ તેને ઘરે ગયા; અને સુધાની સરણી સમાન ધર્મદેશના આપવા લાગ્યા. એવામાં આર્યમહાગિરિ મહારાજ ત્યાં ભિક્ષાને માટે આવ્યા; એટલે સુહસ્તીઆચાર્યે ઉભા થઇને તેમને વંદન કર્યું. આથી શ્રેષ્ઠીએ તેમને પૂછ્યું કે–'હે પ્રભો! તમારે પણ

શું કોઈ ગુરૂ છે કે જેથી વિશ્વવંદ્ય એવા તમે પણ અહીં પધારેલા આ મહામુનિને વંદન કરો છો ?" સુહસ્તીસૂરિ બોલ્યા કે- "હે શ્રેષ્ઠિન્ ! એ મારા ગુરૂ છે અને તેઓ સદા ત્યાગ કરવા લાયક તુચ્છ ભક્તપાનાદિકનીજ ભિક્ષા લે છે. એવા પ્રકારની ભિક્ષા ન મળે તો એઓ ઉપવાસી રહે છે. એમનું નામ સુગ્રાહ્ય છે અને એમના ચરણની રજ પણ વંદ્ય છે."

આ પ્રમાણે મહાગિરિની સ્તુતિ કરીને અને તે બધાને પ્રતિબોધ આપીને સુહસ્તી ભગવાન્ પુનઃ પોતાના સ્થાને ગયા. પછી વિશેષ પ્રકારે ગુરૂભક્તિમાં દક્ષ કરતાં શ્રેષ્ઠીએ સ્વજનોને કહ્યું કે-" જુઓ ! આવા મુનિ જ્યારે ભિક્ષાને માટે આવે ત્યારે તેમને આ તજવા લાયક ભક્તપાનાદિક છે' એમ બતાવીને દાન આપવું; કારણ કે તેમને આપવાથી તમને મહાફળ પ્રાપ્ત થશે." સ્વજનોએ વસુભૂતિનું તે વચન માન્ય કર્યું. બીજે દિવસે મહાગિરિ ત્યાંજ ભિક્ષા લેવા પધાર્યા, એટલે મહાગિરિને આવતા જોઇને તે શ્રેષ્ઠીના સ્વજનો તેમને દાન દેવાની ઇચ્છાથી અન્નપાનાદિકને કૃત્રિમ રીતે તજવા લાયક બતાવીને તે લેવાની વિનંતિ કરવા લાગ્યા, પણ ઉપયોગથી તે અન્નપાનાદિક અશુદ્ધ જાણીને તે લીધા વિનાજ મહાગિરિ વસતિમાં પાછા આવ્યા. પછી સુહસ્તી સૂરિને કહેવા લાગ્યા કે-'હે મહાનુભાવ ! તમે કાલે મારો વિનય કરીને મોટી અનેષણા કરી છે; કારણ કે તમારા ઉપદેશથી તેઓએ મને ભિક્ષા આપવા કૃત્રિમ તૈયારી કરી, માટે હવે પછી તમારે આમ ન કરવું.' તે સાંભળી-'હે ભગવન્ ! હવે હું એમ નહિ કરૂં.' એ પ્રમાણે કહીને આર્ય સુહસ્તીએ આર્યમહાગિરિના ચરણમાં પડીને તેમને ખમાવ્યા.

એકદા સંપ્રતિ રાજા ફરતા ફરતા ઉજ્જયિનીપુરીમાં ગયા; કારણ કે રાજાઓ પોતાની ભૂમિમાં સ્થિર થઇને બેસી રહેતા નથી. એ વખતે જીવંતસ્વામીની પ્રતિમાની રથયાત્રાનો મહોત્સવ હોવાથી મહાગિરિ અને સુહસ્તીઆચાર્ય પણ ત્યાં પધાર્યા હતા અને તેઓ ભિન્ન ભિન્ન વસતિમાં પોતાના પરિવાર સહિત

રહ્યા હતા; કારણ કે અતિ મોટો ગચ્છ હોવાથી-ઘણા સાધુઓ હોવાથી તેમનો એક સ્થાનમાં સમાવેશ થઇ શકતો ન હતો. પછી ભક્તિશાળી પૌરજનોના મનરૂપ મયૂરને મેઘ સમાન જીવંતસ્વામીનો રથ ઉત્સવ સાથે જિનમંદિરની બહાર નીકળ્યો અને તે બંને આચાર્યવર્ય તથા અખિલ શ્રીસંઘથી અનુગમ્યમાન (પરવરેલો) એવો તે રથ પુરમાં અસ્ખલિત રીતે ફરવા લાગ્યો. અનુક્રમે તે રથ રાજમંદિરના દ્વાર આગળ આવતાં ગવાક્ષપર બેઠેલા રાજાએ દૂરથી આર્યસુહસ્તીને જોયા, અને જોતાંજ તે વિચારવા લાગ્યો કે- 'મારા મનરૂપ કુમુદને સુધાકર સમાન આ મુનિને મેં ક્યાંક જોયા હોય એમ મને ભાસે છે; પરંતુ તેનું સ્મરણ કેમ થતું નથી?' આ પ્રમાણે વિચાર કરતાં રાજા મૂર્છિત થઇ નીચે પડ્યો, એટલે 'અહો! આ શું થયું?' એમ બોલતા પરિજનો ત્યાં દોડી આવ્યા. પછી પંખાથી પવન નાંખતાં અને ચંદનથી ચર્ચતાં રાજા જાતિસ્મરણ પામીને ઉઠ્યો અને જાતિસ્મરણથી આર્યસુહસ્તીને પોતાના પૂર્વ જન્મના ગુરૂ જાણીને તેજ વખતે અન્ય કાર્યને અલગ કરી રાજા તેમને વંદન કરવા ગયો. ત્યાં પંચાંગથી ભૂપીઠના સ્પર્શપૂર્વક આર્યસુહસ્તીને વંદન કરીને રાજાએ પૂછ્યું કે-'હે ભગવન્! જિનધર્મના આરાધનનું ફળ કેવા પ્રકારનું હોય?' એટલે સુહસ્તી ભગવાન્ બોલ્યા કે-'હે રાજન્! મોક્ષ અને સ્વર્ગની પ્રાપ્તિ એ જિનધર્મના આરાધનનું ફળ છે.' રાજાએ પુનઃ પૂછ્યું કે-'સામાયિકનું શું ફળ?' એટલે આર્યસુહસ્તી બોલ્યા કે- 'હે રાજન્! અવ્યક્ત સામાયિકનું ફળ રાજ્યાદિકની પ્રાપ્તિ થાય તે છે, વ્યક્ત સામાયિકથી મોક્ષ પણ મળે છે.' આ ઉત્તર સાંભળી રાજા તરતજ બોધ પામ્યો; અને વિશ્વાસસૂચક એવી વારંવાર નખની આચ્છોટનિકા (આસ્ફાલન) કરીને 'આપ કહો છો તે યથાર્થજ છે, એમાં કંઇ સંદેહ નથી.' એમ કહેવા લાગ્યો. પછી રાજાએ આર્યસુહસ્તીને ફરી નમસ્કાર કરીને પૂછ્યું કે-'હે ભગવન્! તમે મને ઓળખો છો?' એટલે આચાર્ય પણ ઉપયોગથી જાણીને બોલ્યા કે-'હે નરેશ્વર! હું તને સારી રીતે ઓળખું છું. તું તારા પૂર્વ ભવની કથા સાંભળઃ—

"હે નરેશ્વર! પૂર્વે મહાગિરિઆચાર્યની સાથે વિચરતાં અમે ગચ્છ સહિત કૌશાંબીમાં આવ્યા હતા; અને વસતિના સંકોચથી અમે બંને જુદા જુદા સ્થાનમાં રહ્યા હતા; કારણ કે અમારો પરિવાર મોટો હતો. એવામાં ત્યાં ભયંકર દુષ્કાળ પડ્યો, છતાં લોકો અમારાપર ભક્તિવંત હોવાથી અમને અન્નપાનાદિક આપવામાં ઉલટા વિશેષ ઉત્સાહી થયા હતા. એકદા સાધુઓ ભિક્ષાને માટે એક શેઠને ઘેર ગયા. ત્યાં તેમની પાછળ એક રંક આવ્યો. ત્યાં તે રંકના દેખતાં તે સાધુઓએ ગૃહસ્થના આગ્રહથી મોદકાદિકની ભિક્ષા લીધી. પછી ભિક્ષા લઈને વસતિ તરફ જતાં તે સાધુઓની પાછળ પાછળ જઈને પેલો રંક બોલ્યો કે-'હે મહારાજ! મને ભોજન આપો.' એટલે તે સાધુઓ બોલ્યા કે-'તે વાત અમારા ગુરૂ જાણે, અમે તો ગુરૂને આધીન હોવાથી તેમની આજ્ઞા વિના કંઈપણ આપી શકીએ નહિ.' પછી પેલો રંક સાધુઓની પાછળ પાછળ વસતિમાં આવ્યો; અને ત્યાં અમને જોઈને તેણે દીન થઈ અમારી પાસે ભોજન માગ્યું. તે વખતે સાધુઓએ કહ્યું કે-'હે ભગવન્! અત્યંત દીનમૂર્ત્તિવાળા આ રંકે રસ્તામાં અમારી પાસે પણ ભોજન માગ્યું હતું.' પછી ઉપયોગ આપતાં મારા જાણવામાં આવ્યું કે-'આ રંક ભવાંતરમાં પ્રવચનના આધારરૂપ થશે.' એટલે તે દ્રમકને અમે મીઠાશપૂર્વક કહ્યું કે-'હે ભદ્ર! જો દીક્ષા લે, તો તને ભોજન મળે.' આ પ્રમાણે સાંભળી તે રંક વિચારવા લાગ્યો કે-'પ્રથમથીજ હું કષ્ટ તો ભોગવુંજ છું, તે કરતાં આ વ્રતનું કષ્ટ સહન કરવું સારૂં છે કે જેમાં ઈષ્ટ ભોજનનો લાભ તો મળે.' આમ ધારીને તે રંકે તેજ વખતે પ્રવ્રજ્યા અંગીકાર કરી. પછી અમે તેને યથારૂચિ મોદકાદિ ઈષ્ટ ભોજન આપ્યું. તેણે તે સ્વાદિષ્ટ આહારનું કંઠપર્યંત એવી રીતે ભોજન કર્યું કે જેથી શ્વાસવાયુના ગમનનો માર્ગ પણ સંકીર્ણ થઈ ગયો; અને અતિશય આહારથી શ્વાસ રોકાઈ જતાં તેજ દિવસની રાત્રિએ તે મરણ પામ્યો; કારણ કે પ્રાણીઓ શ્વાસથીજ જીવી શકે છે. મધ્યસ્થ-

ભાવે રહેતાં તે રંક સાધુ મરણ પામીને અવંતિપતિ કુણાલ-રાજાનો તું પુત્ર થયો છું.”

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળીને રાજાએ સુહસ્તી-ગુરૂને વિજ્ઞપ્તિ કરી કે–“ હે ભગવન્ ! આપના પ્રસાદથી હું આ પદવી પામ્યો છું. હે પ્રભો ! તે વખતે જો આપે મને દીક્ષા આપી ન હોત, તો જિનધર્મથી બહિષ્કૃત એવા મારી શી ગતિ થાત ? માટે આપ મારાપર પ્રસન્ન થઇને કંઇક આજ્ઞા કરો, કે હું શું કરૂં ? પૂર્વ જન્મના ઉપકારી એવા આપનો અનૃણી તો હું કોઇરીતે થઇ શકું તેમ નથી. પૂર્વ જન્મની જેમ આ જન્મમાં પણ તમેજ મારા ગુરૂ છો; માટે કર્ત્તવ્યની શિખામણ આપીને ધર્મપુત્ર એવા મારાપર અનુગ્રહ કરો.” પછી કૃપાળુ આર્યસુહસ્તી ભગવંતે રાજાને આદેશ કર્યો કે–“હે રાજન્ ! આલોક અને પરલોકના સુખને માટે તું જિનધર્મને અંગીકાર કર. આર્હત ધર્મના ઉપાસકો પરલોકમાં સ્વર્ગ અને મોક્ષ પામે છે અને આલોકમાં હસ્તી, અશ્વ અને કોશાદિકની ઉત્તરોત્તર સંપત્તિ પામે છે.” પછી રાજાએ તેમની આજ્ઞાથી ત્યાંજ એવો અભિગ્રહ લીધો કે–‘જિનેશ્વર ભગવંત દેવ, સુસાધુ ગુરૂ અને અર્હંતપ્રણિત ધર્મજ મારે પ્રમાણ છે.’ આ પ્રમાણેના સમકિતના ઉચ્ચારપૂર્વક પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત અંગીકાર કર્યા. એ રીતે બાર વ્રતોથી પવિત્રિત એવો સંપ્રતિ રાજા ત્યારથી પરમ શ્રાવક થયો. પછી લક્ષ્મીને સફળ કરવાને ઇચ્છતો એવો તે ત્રિકાળ જિનપૂજા અને સ્વજનોની જેમ સાધર્મિક બંધુઓનું વાત્સલ્ય કરવા લાગ્યો. સર્વદા જીવદયામાં તરંગિત મનવાળો અને દાનરક્ત એવો તે ધીમાન્ દીન જનોને અધિક અધિક દાન દેવા લાગ્યો; અને વિકાર રહિત મનવાળા તેમજ પ્રતાપી એવા તેણે અનુક્રમે વૈતાઢ્ય પર્વત સુધીના ભરતક્ષેત્રના ત્રણે ખંડને જિનચૈત્યોથી મંડિત કરી દીધા.

અન્યદા સુહસ્તીઆચાર્ય અવંતીમાં હતા તે પ્રસંગે શ્રીસંઘે ચૈત્યયાત્રાનો ઉત્સવ માંડ્યો. સુહસ્તી ભગવાન્ શ્રીસંઘ સહિત દ-

રરોજ ચૈત્યયાત્રાના મંડપમાં પધારતા હતા. અને સુહસ્તીસ્વામીના એક શિષ્ય પરમાણુની જેમ સંપ્રતિ રાજા પણ તેમની આગળ અંજલિ જોડીને હમેશાં ત્યાં બેસતો હતો. યાત્રોત્સવને અંતે શ્રીસંઘે, રથયાત્રાની તૈયારી કરી, કારણ કે યાત્રોત્સવ રથયાત્રા કરવાથી સંપૂર્ણ થાય છે. પછી સૂર્યના રથ સમાન અને સ્વર્ણ અને માણિકયની પ્રભાથી દિશાઓના મુખને દેદીપ્યમાન કરે એવો રથ રથશાળામાંથી બહાર નીકળ્યો, એટલે વિધિને જાણનારા એવા મહર્દ્ધિક શ્રાવકો રથમાં બીરાજેલી શ્રી અર્હત્પ્રતિમાની સ્નાત્ર પૂજાદિક કરવા લાગ્યા. તે વખતે અર્હંતનું સ્નાત્ર કરતાં પૂર્વે જન્મકલ્યાણકમાં સુમેરૂના શિખરપરથી પડતું હોય તેમ રથપરથી સ્નાત્રજળ ભૂમિપર પડવા લાગ્યું. પછી સ્વામીને જાણે વિજ્ઞપ્તિ કરવા ઇચ્છતા હોય તેમ મુખકોશ બાંધીને શ્રાવકોએ સુગંધી દ્રવ્યોથી પ્રતિમાનું વિલેપન કર્યું; ત્યારપછી માલતી અને શતપત્ર (કમળ) ની માળાઓથી પૂજિત એવી જિનેશ્વરની પ્રતિમા શરદ્ઋતુના વાદળાંથી ઘેરાયેલ જાણે ચંદ્રમાની કળા હોય તેવી શોભવા લાગી. વળી દહ્યમાન અગરૂથી ઉત્પન્ન થયેલ ધૂમ્રલેખાથી આવૃત્ત થયેલ જિનપ્રતિમા નીલવસ્ત્રોથી જાણે વિભૂષિત થઇ હોય તેવી ભાસવા લાગી. આ પ્રમાણે જિનપ્રતિમાની અર્ચા કર્યા પછી શ્રાવકોએ જેની શિખા જવળંત છે અને જ્યાં દેદીપ્યમાન ઔષધિનો સમૂહ છે એવા શૈલશિખરને વિડંબના કરે એવી આરતી ઉતારી; પછી શ્રી જિનેશ્વર ભગવંતને વંદના કરીને તે પરમ શ્રાવકો અશ્વની જેમ આગળ થઇને પોતે રથ ખેંચવા લાગ્યા. માર્ગમાં રથની આગળ નાગરિક રમણીઓ પરસ્પર તાલપૂર્વક રાસડા લેતી હતી, ચતુર્વિધ વાદ્યના નાદ સાથે સુંદર નાટક થઇ રહ્યું હતું; ચારે બાજુ શ્રાવિકાઓ ધવળમંગળ ગાઇ રહી હતી, અતિશય કુંકુમજળથી ભૂભાગ અભિષિક્ત થઈ રહ્યો હતો. એવી રીતે ચાલતો અને પ્રત્યેક હાટ અને મંદિર પાસે ઉભો રહીને વિવિધ પ્રકારની પૂજાને ગ્રહણ કરતો રથ સંપ્રતિરાજાના રાજભવનના દ્વાર આગળ આવ્યો, એટલે ફણસફળની જેમ સર્વાંગે

( રોમાંચિત ) થયેલા સંપ્રતિરાજા પણ રથમાં રહેલા પ્રભુની પૂજા માટે તૈયાર થઇને ત્યાં આવ્યા; અને નવા નવા આનંદરૂપ સરોવરમાં હંસની જેમ ઝીલતા રાજાએ રથારૂઢ જિનપ્રતિમાની અષ્ટપ્રકારે પૂજા કરી. પછી તેજ વખતે બધા સામંતોને બોલાવી તેમની પાસે સમ્યકૃત્વ ગ્રહણ કરાવીને રાજાએ આદેશ કર્યો કે–' હે સામંતો ! જો મને સમ્યગ્ રીતે સ્વામી માનતા હો, તો સુવિહિત એવા શ્રમણોના ઉપાસકો ( શ્રાવકો ) થઇ જાઓ. તમારા આપેલા દ્રવ્યનું મારે કંઇ પ્રયોજન નથી. મારા કહેવા પ્રમાણે કરવાથીજ તમે મારૂં પ્રિય કર્યું છે એમ સમજજો.' આ પ્રમાણે આજ્ઞા કરીને રાજાએ તે સામંતોને પોતપોતાના દેશ તરફ વિદાય કર્યા, અને તેઓ પણ ત્યાં જઇને સ્વામીભક્તિ અને શ્રમણોની ઉપાસના કરવા લાગ્યા અને ત્યાં રથયાત્રા પ્રવર્તાવી તેઓ રથની પાછળ ગમન, રથની આગળ પુષ્પવૃષ્ટિ અને ચૈત્યપૂજા વિગેરે કરવા લાગ્યા. આ પ્રમાણે શ્રાવકોનો આચાર તે સર્વેએ એવી રીતે પ્રવર્ત્તાવ્યો કે જેથી આજુબાજુના પ્રદેશો પણ સાધુવિહારને યોગ્ય થઇ ગયા.

એકદા મધ્યરાત્રીએ સંપ્રતિ રાજા વિચારવા લાગ્યા કે–' અનાર્ય દેશોમાં પણ હું કૃત્રિમ સાધુઓને વિહાર કરાવું અને ત્યાં ધર્મ પ્રવર્તાવું.' એમ ધારીને રાજાએ અનાર્યોને આદેશ કર્યો કે–' અમારા પુરૂષો ત્યાં આવ્યા છે, તેઓ જે પ્રકારે કર માગે, તે પ્રકારે તમારે તેમને કર આપવો.' પછી સાધુવેશધારી પોતાના માણસોને અનાર્ય પ્રદેશમાં મોકલ્યા. તેઓ સંપ્રતિ રાજાની આજ્ઞાથી અનાર્યોને આ પ્રમાણે સખ્ત શિક્ષા ( શિખામણ ) દેવા લાગ્યા કે–' આવા પ્રકારના બેંતાળીશ દોષ રહિત વસ્ત્ર, પાત્ર, અન્ન અને પાનાદિક તમારે અમને આપવું અને અમુક અમુક પ્રકારનું ભણવું. તેમ કરવાથી સંપ્રતિ રાજા તમારા પર સંતુષ્ટ થશે અને તેમ નહીં કરો તો તે કોપાયમાન થશે.' પછી સંપ્રતિ રાજાને સંતુષ્ટ કરવા તૈયાર થયેલા તેઓ તેના માણસોના કહ્યા પ્રમાણે પ્રતિદિન આચરવા લાગ્યા. આ પ્રમાણે અનાર્યોને પણ

સાધુઓના ઉચિત આચારમાં કુશળ બનાવીને સંપ્રતિરાજાએ ગુરૂમહારાજને વિજ્ઞપ્તિ કરી કે—'હે ભગવન્! આ શ્રમણો આર્યદેશની જેમ અનાર્યદેશોમાં પણ કેમ વિચરતા નથી?' એટલે આચાર્ય બોલ્યા કે—' હે રાજન્! અનાર્યદેશોમાં અજ્ઞાન વિશેષ હોવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રની વૃદ્ધિ ન થાય.' પછી રાજાએ કહ્યું કે—'હે ભગવન્! અનાર્યદેશોમાં પણ હવે સાધુઓને મોકલી તેમના આચારની ચતુરાઈ તો જુઓ.' આ પ્રમાણેના રાજાના અત્યંત આગ્રહથી ગુરૂમહારાજે અંધ, દ્રમિલ વિગેરે અનાર્યદેશોમાં વિહાર કરવા કેટલાક સાધુઓને આદેશ કર્યો. તે સાધુઓને આવતા જોઈ 'આ સંપ્રતિના પુરૂષો છે' એમ જાણીને પૂર્વની શિક્ષા પ્રમાણે અનાર્યદેશના મનુષ્યો તેમને ભક્ત પાનાદિક આપવા લાગ્યા. આવી રીતે અનાર્યોમાં પણ નિરવદ્ય (નિર્દોષ) શ્રાવકપણું જોઈને વિસ્મય પામેલા તે સાધુઓએ પાછા આવીને પોતાના ગુરૂને તે વાત નિવેદન કરી. આ પ્રમાણે સંપ્રતિ રાજાએ બુદ્ધિગર્ભિત પોતાની શક્તિથી અનાર્યદેશોને પણ સાધુઓને વિચરવા લાયક કર્યો.

એકદા પોતાના પૂર્વજન્મનું બીભત્સ એવું રંકપણું સંભારીને રાજાએ નગરના ચારે દ્વારમાં મહાસત્રો, (ભોજનશાળાઓ) કરાવ્યાં. ત્યાં 'આ પોતાનો અને પારકો' એવા પ્રકારના ભેદ વિના ભોજન કરનારાઓ અનિવારિત રીતે ભોજન પામતા હતા. વળી ક્ષુધાતુર જનોનું ભોજન થઇ રહ્યા પછી જે અન્નાદિ અવશેષ રહેતું, તેના વિભાગ કરીને રસોયા તે ગ્રહણ કરતા હતા. એકદા રાજાએ તેમને પૂછ્યું કે—'અવશેષ અન્નાદિ કોણ લે છે?' એટલે રસોયા બોલ્યા કે—'હે સ્વામિન્! તે અમે લઇએ છીએ.' પછી રાજાએ તેમને આદેશ કર્યો કે—'જે અન્ન અવશેષ રહે, તે અકૃત અને અકારિતના અર્થી એવા સાધુઓને તમારે આપવું, તેના બદલામાં હું તમને દ્રવ્ય આપીશ; એટલે તમારી આજીવિકામાં પૂર્તિ થશે; કારણ કે દ્રવ્યવાન્ માણસ કોઈ પણ કાર્યમાં સીદાતો નથી.' ત્યારપછી રાજાની આજ્ઞાથી તેઓ

અવશિષ્ટ અન્નપાનાદિ સાધુઓને આપવા લાગ્યા. એટલે સાધુઓ પણ તે શુદ્ધ હોવાથી ગ્રહણ કરવા લાગ્યા.

એકદા શ્રમણોપાસક એવા રાજાએ કંદોઇ લોકોને, તેમજ તેલ, ઘી, દધિ અને વસ્ત્ર વેચનારાઓને આદેશ કર્યો કે–'સાધુઓને જે કંઈ જોઇએ તે તમારે આપવું, તેનું મૂલ્ય તમને હું આપીશ. તે સંબંધમાં કંઈ શંકા કરશો નહિ.' આવી આજ્ઞા થવાથી તેઓ હર્ષપૂર્વક વિશેષ રીતે તેમ કરવા લાગ્યા; કારણ કે પોતાની વસ્તુનું વેચાણ થાય એ વેપારીઓને એક મહાન્ ઉત્સવરૂપ હોય છે.

આર્યસુહસ્તી મહારાજા તે આહારાદિકને તથાપ્રકારના દોષયુક્ત જાણતાં છતાં શિષ્યોપરના અનુરાગથી મનમાં લિપ્ત થઇને તે બધું સહન કરતા હતા. અન્યદા આર્યમહાગિરિએ તેમને કહ્યું કે–'રાજા જેનું દ્રવ્ય આપે છે એવા અનેષણીય અન્નાદિકને જાણ્યા છતાં તમે કેમ ગ્રહણ કરો છો?' સુહસ્તીએ કહ્યું કે–"હે ભગવન્! 'યથા રાજા તથા પ્રજા' એ ન્યાયે પૌરજનો રાજાનું અનુકરણ કરીને આપે છે,' એમ હું જાણું છું." પછી 'આ માયા કરે છે" એમ ધારી આર્યમહાગિરિ કોપાયમાન થઇને બોલ્યા કે–'પાપ શાંત થાઓ. હવે પછી આપણો આહારાદિકનો વ્યવહાર ભિન્ન થશે; કારણ કે સામાચારીમાં સમાન એવા સાધુઓ સાથે રહેવું યુક્ત છે. સામાચારીમાં વિભિન્ન એવા તમારો માર્ગ ભિન્ન હોવાથી તમારી સાથે રહેવું યુક્ત નથી.' આ પ્રમાણે સાંભળી ભિતિથી બાળકની જેમ કંપતા ભક્ત સુહસ્તીએ આર્યમહાગિરિના ચરણમાં વંદન કરી અંજલિ જોડીને કહ્યું કે–'હે ભગવન્! હું અપરાધી છું, મ- મિથ્યાદુષ્કૃત થાઓ, મારો અપરાધ ક્ષમા કરો. હવેથી હું આવું નહિ કરૂં.' એટલે મહાગિરિ બોલ્યા કે–"એમાં તમારો દોષ નથી; કારણ કે પૂર્વે ભગવંત મહાવીરસ્વામીએ કહ્યું છે કે–'સ્થૂલભદ્ર મુનિ પછી મારા શિષ્ય સંતાનમાં સાધુઓની સામાચારી અતિ શિથિલ થતી જશે.' સ્થૂલભદ્રમુનિ પછી આપણે તીર્થપ્રવર્ત્તક થયા; તેથી ભગવંતનું તે વચન તમે સત્ય કરી બતાવ્યું." આ પ્રમાણે અસંભોગિ કલ્પ સ્થાપીને આર્યમહાગિરિ જીવંતસ્વામીની પ્રતિમાને

નમસ્કાર કરી અવંતીમાંથી ચાલ્યા ગયા.

હવે પૂર્વે શ્રી ચરમ તીર્થપતિના સમવસરણમાં દશાર્ણભદ્રને પ્રતિબોધ આપવાને અવસરે સુરેંદ્રના ગજેંદ્રનાં આગળનાં પગલાં જ્યાં ભૂમિપર સ્થિત થયેલાં હતા તે તીર્થે આર્ય મહાગિરિ આવ્યા. અને ગજેંદ્રપદ એવા નામથી ખ્યાત થયેલા તે તીર્થે અનશનપૂર્વક દેહનો ત્યાગ કરીને તેઓ સ્વર્ગે ગયા. સંપ્રતિ રાજા પણ શ્રાવકના વ્રત પાળતાં આયુ પૂર્ણ કરી સ્વર્ગે ગયા. તે અનુક્રમે સિદ્ધિપદને પામશે.

અન્યદા વિહાર કરતાં કરતાં આર્ય સુહસ્તી પુનઃ ઉજ્જયિનીમાં જીવંતસ્વામીની પ્રતિમાને વંદન કરવા પધાર્યા. તે વખતે ભગવાન્ સુહસ્તી બાહ્ય ઉદ્યાનમાં રહ્યા અને વસતિ માગવા બે મુનિઓને નગરીમાં મોકલ્યા. તેઓ ભદ્રા નામની કોઇ શેઠાણીને ઘરે ગયા. એટલે તેણે નમસ્કાર કરીને તેમને પૂછ્યું કે 'હે ભગવન્ ! શી આજ્ઞા છે ?' મુનિઓ બોલ્યા કે–'હે કલ્યાણી ! અમે આર્યસુહસ્તીના શિષ્ય છીએ, અને તેમના આદેશથી વસતિ માગવા આવ્યા છીએ.' એટલે તેણે વસતિ માટે એક વિશાળ વાહનકુટી (તબેલો) કહાડી આપી અને પછી સુહસ્તી સપરિવાર ત્યાં આવીને રહ્યા.

એકદા સંધ્યા વખતે આચાર્ય નલિનીગુલ્મ નામના શ્રેષ્ઠ અધ્યયનનું પરાવર્તન કરવા લાગ્યા. તે વખતે ભદ્રાનો દેવ સમાન અવંતિસુકુમાલ નામનો પુત્ર આવાસના સાતમા મંજલાપર વિલાસ કરતો હતો. સ્વર્ગની સુંદરી સમાન બત્રીશ રમણીઓ સાથે ક્રીડા કરતાં કર્ણને રસાયન જેવું તે અધ્યયન તેના સાંભળવામાં આવતાં તેનું મન તેમાં રોકાયું, અને તેને સુસ્પષ્ટ પ્રકારે સાંભળવા માટે વિલાસ બુદ્ધિવાળો એવો તે ભદ્રાપુત્ર પ્રાસાદ પરથી તરત નીચે ઉતરીને વસતિદ્વાર પાસે આવ્યો. 'પછી આવું મેં ક્યાંક અનુભવ્યું છે.' એમ વિચાર કરતાં તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું, એટલે તે આચાર્ય પાસે ગયો. અને તેમને નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે–'હે ભગવન્ ! હું ભ-

દ્રાનો પુત્ર છું. અને પૂર્વે નલિનીગુલ્મ વિમાનમાં હું દેવતા હતો. હમણાં જાતિસ્મરણથી તે નલિનીગુલ્મ વિમાનનું મને સ્મરણ થયું છે. હવે પુનઃ ત્યાંજ જવા માટે હું આપની પાસે દીક્ષા લેવા ઇચ્છું છું, માટે મને દીક્ષા આપો.' એ પ્રમાણે પ્રાર્થના કરતાં તેને આચાર્ય કહેવા લાગ્યા કે-' હે વત્સ ! તું સુકુમાર છે, વળી લોહના ચણા ચાવવા અને અગ્નિનો સ્પર્શ કરવો સુલભ છે પણ જિનપ્રણિત વ્રત અતિચાર રહિત પાળવા દુષ્કર છે.' એટલે ભદ્રાસુત બોલ્યો કે-' હે પ્રભો ! દીક્ષા લેવાને હું અત્યંત ઉત્કંઠિત છું, પરંતુ સાધુ સામાચારીને ચિરકાળ પાળવાને અસમર્થ છું, તેથી પ્રથમથીજ હિંમત ધરીને હું અનશન સહિત દીક્ષા લઈશ. કારણ કે તેમ કરવાથી કષ્ટ બહુ અલ્પ લાગે છે.' ગુરૂ બોલ્યા કે-' હે મહાભાગ ! જો તારે દીક્ષા લેવાની ઇચ્છા હોય, તો આ કામમાં તું તારા બંધુવર્ગની અનુજ્ઞા મેળવ.

પછી અવંતિસુકુમાલે ઘેર જઇને અંજલિ જોડી પોતાના બંધુઓપાસે રજા માગી, પણ તેઓએ અનુજ્ઞા આપી નહિ. એટલે તેણે પોતે પોતાને હાથેજ કેશનો લોચ કરી નાખ્યો અને ગૃહવ્યવહારથી વિમુખ થઇ સાધુનો વેષ ધારણ કરી લીધો. પછી પોતાના શરીર પર નિસ્પૃહ એવો તે ભદ્રાપુત્ર તેજ વેષે આર્ય સુહસ્તી આચાર્ય પાસે ગયો. એટલે ' આ સ્વયમેવ સ્વતંત્ર વેષધારી ન થાય ' એમ ધારીને ગુરૂમહારાજે પ્રવ્રજ્યાનો વિધિ કરાવીને તેને દીક્ષા આપી. પછી ચિરકાળ પર્યંત દુષ્કર તપ કરીને કર્મની નિર્જરા કરવાને અસમર્થ એવા ભદ્રાપુત્રે અનશનની ઇચ્છાથી ગુરૂની આજ્ઞા માગી અને આજ્ઞા મેળવીને ત્યાંથી અન્યત્ર ગયા. રસ્તે જતાં સુકુમાર પગ હોવાથી તેમાંથી નીકળતા રક્તબિંદુઓથી અવનીને જાણે ઇંદ્રગોપ ( કીટવિશેષ ) સહિત કરી દીધી હોય એવી તે દેખાવા લાગી. પછી સ્થાને સ્થાને ચિતાની ભસ્મથી જ્યાં ભૂતલ ધુસર થઇ ગયેલ છે તેવા અને જાણે યમનું ક્રીડાસ્થાન હોય એવા સ્મશાનમાં તે ગયા. ત્યાં

કંથારિકાકુડંગ (વૃક્ષ વિશેષ)ની અંદર (નીચે) સમાધિપૂર્વક પંચ પરમેષ્ઠીમંત્રનું સ્મરણ કરતાં તે અનશન લઈને કાયોત્સર્ગે રહ્યા. એવામાં લોહીના સ્રાવથી આર્દ્ર થયેલા તેમના પગલાને ચાટતી કોઈક શિયાલણી પોતાના બાળકો સહિત તે પ્રદેશમાં આવી અને તેમના પગમાંથી ઝરતા રક્તના ગંધથી તે બાળકો સહિત કંથારિકાના વનમાં પેઠી. ત્યાં શોધ કરતાં રક્તથી વ્યાપ્ત થયેલા તેમના પગ જોઈને યમની બેન જેવી તે શિયાળણી તેને ખાવા લાગી. ચર્મને ચટચટ કરીને, માંસને ત્રટત્રટ કરીને, મેદ (મજ્જા) ને ધગધગ કરીને અને હાડકાને કટકટ કરીને ભક્ષણ કરતી તે જંબુકી તેનો એક પગ રાત્રિના પહેલા પહોરે સંપૂર્ણ ખાઈ ગઈ; અને તેના બાળકો તેનો બીજો પગ ખાઈ ગયા. તથાપિ તે સાત્વિક મહાત્મા ચળાયમાન ન થયા, તેમણે તો પગનું ભક્ષણ કરનારી એવી તેને જાણે પગની સંવાહિકા (દાબનારી) હોય એવી માની લીધી. એ પ્રમાણે બીજે પહોરે તેમના બે ઉરૂ (સાથળ) તેઓ ખાઈ ગયા. તે વખતે પણ 'આ જીવ ભલે તૃપ્ત થાય' એવી ભાવનાથી તેમણે તેની દયાજ ચિંતવી. ત્રીજે પહોરે તે તેમનું ઉદર ખાવા લાગી. તે વખતે મુનિએ વિચાર્યું કે-'આ મારા ઉદરનું મથન કરતી નથી, પણ મારા કર્મનું મથન કરે છે.' ચોથા પહોરે તો તે મહાસાત્વિક મરણ પામીને નલિનીગુલ્મ નામના વિમાનમાં મહર્દ્ધિક દેવપણે ઉત્પન્ન થયા. પછી 'આ મહાનુભાવ અને મહાસાત્વિક વંદ્ય છે.' એમ ધારીને દેવતાઓએ તેમના શરીરનો મહિમા કર્યો.

અહીં અવંતિસુકુમાલ જોવામાં ન આવવાથી તેની સ્ત્રીઓએ આર્યસુહસ્તી મહારાજને પૂછયું કે-'હે ભગવન્ ! અમારા પતિનું શું થયું તે કહો.' એટલે ઉપયોગ દેવાવડે બધી હકીકત જાણીને આચાર્યે મધુર વાણીથી તે સ્ત્રીઓને તેનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો; એટલે અવંતિસુકુમાલની પત્નીઓએ ઘરે જઈને ભદ્રામાતાની આગળ તે બધો વૃત્તાંત નિવેદન કર્યો. પછી પ્રભાતે અવંતિસુકુમાલની માતા ભદ્રા કંથારિકાના વનથી લાંછિત

એવા સ્મશાનમાં ગયા. ત્યાં નૈઋત્ય દિશામાં પડેલા પુત્રના કલેવરને જોઈને ભદ્રામાતા આંસુના મિષથી જાણે જળદાન દેવાને ઉદ્યત થઈ હોય તેમ રૂદન કરવા લાગી. વધૂઓ સહિત રૂદન કરતી તે બોલવા લાગી કે–"હે વત્સ ! અમારી જેમ તેં પ્રાણોને પણ શા માટે તજી દીધાં ? તું આવો નિર્દય કેમ થયો ? વળી હે વત્સ ! દીક્ષા લીધા પછી એક દિવસ પણ વિહારથી અમારૂં ગૃહાંગણ કેમ અલંકૃત ન કર્યું ? હવે એવી કલ્યાણકારી તે કઇ રાત્રિ થશે કે જે રાત્રિ સ્વપ્નમાં અમને તારૂં દર્શન કરાવીને જીવાડશે ? હે વત્સ ! વ્રતની ઇચ્છાથી નિર્મોહી થઇને અમારો તો કદાચ ત્યાગ કર્યો; પણ ગુરૂ મહારાજ પર પણ તું કેમ નિર્મોહી થયો કે તેમને પણ તજી દીધા." આ પ્રમાણે અતિશય વિલાપ કરીને ભદ્રામાતાએ ક્ષિપ્રાનદીના તટપર શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેનું ઔર્ધ્વદૈહિક કૃત્ય કર્યું અને તેની પુત્રવધૂઓએ પણ વારંવાર વિલાપ કરીને ક્ષિપ્રામાં પોતાના આર્દ્રવસ્ત્રનું વધારે આર્દ્રપણું કર્યું. પછી સુતમરણના શોકરૂપ અગ્નિથી વ્યાકુળ થઇ ગયેલ ભદ્રાને શમસુધાની સરિતા સમાન પ્રવ્રજ્યા લેવાની ઇચ્છા થઇ, તેથી ઘેર જઇને માત્ર એક સગર્ભા વધૂને ત્યાં મૂકીને અન્ય પુત્રવધૂઓની સાથે તેણે દીક્ષા ગ્રહણ કરી. પછી પેલી સગર્ભા વધૂથી જન્મેલા પુત્રે અવંતિસુકુમાલના મરણસ્થાનપર એક મોટું દેવમંદિર કરાવ્યું. અવંતિના ભૂષણરૂપ તે મંદિર અદ્યાપિ વિદ્યમાન છે અને લોકમાં **મહાકાલ પ્રાસાદ**ના નામથી સારી રીતે પ્રસિદ્ધ છે.

આર્યસુહસ્તી ભગવાન્ પણ અંત સમયે એક શ્રેષ્ઠ શિષ્યને ગચ્છ સોંપીને અનશનપૂર્વક દેહનો ત્યાગ કરી સુરલોકના અતિથિ થયા.

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટપર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે આર્યમહાગિરિ–સુહસ્તીનું સ્વર્ગગમન ચરિત્ર વર્ણનરૂપ એકાદશ સર્ગ સમાપ્ત થયો.

---



# દ્વાદશ સર્ગ.



હવે આર્યસુહસ્ત્યાચાર્યના ગચ્છમાં અનુક્રમે વજ્રસ્વામી શાસનના આધારરૂપ થયા. તેમની કથા આ પ્રમાણેઃ—

આજ જંબૂદ્વીપમાં દક્ષિણભરતાર્ધના ભૂષણરૂપ અને સંપત્તિથી સ્વર્ગ સમાન અંવતિ નામનો દેશ છે. ત્યાં લક્ષ્મીના સ્થાનરૂપ અને દેવતાઓને પણ હર્ષદાયક એવું તુંબવન નામનું ગામ છે. તે ગામમાં ધનના ભંડારરૂપ અને લક્ષ્મીદેવીના સુત સમાન ધનગિરિ નામનો શ્રાવક ઇભ્યપુત્ર રહેતો હતો. અનુક્રમે યૌવનવયથી તેનું શરીર વિભૂષિત થયા છતાં પ્રશમરૂપ દ્વારપાળથી રક્ષિત થયેલા તેના હૃદયમાં કામદેવ પ્રવેશ કરી શક્યો નહોતો. વળી ‘ ધર્મથી અર્થપ્રાપ્તિ થાય છે ’ એમ ન્યાયશાસ્ત્રોમાં કહેવાય છે; પણ તે તો અર્થી જનોને અર્થ આપતાં અર્થથી પણ ધર્મની પ્રાપ્તિ કરતો હતો. વળી બ્રહ્મચર્યના પરિણામને સ્વર્ગ અને મોક્ષના ફળરૂપ જાણતો હતો, તેથી આર્હંતધર્મમાં પરાયણ એવો તે પરણવા ઇચ્છતો નહોતો. તેનો વિવાહ મહોત્સવ કરવા ઉત્સુક થયેલા તેના માત પિતા ધનગિરિને માટે જે જે કુળમાં કન્યાની માગણી કરતા, ત્યાં ધનગિરિ પોતે જઇને કહેતો કે–‘હું દીક્ષા લેવાનો છું માટે તમે વિચાર કરજો. આ પ્રમાણે કહ્યા પછી મારો દોષ નથી. ’

હવે ધનપાલ નામના કોઇ શ્રેષ્ઠીની સુનંદા નામની પુત્રી હતી. તેણે પોતાના પિતાને કહ્યું કે–‘હે તાત ! મને તમારે ધનગિરિને આપવી, તેજ મારો વર થાઓ.’ એટલે માંગલ્ય ધનપાલે પણ સ્વયંવરપરાયણ એવી પોતાની પુત્રી દીક્ષા લેવાને ઉત્સુક

છતાં ધનગિરિને આપી. પૂર્વે તે સુનંદાના આર્યસમિત નામના ભ્રાતાએ સિંહગિરિ નામના આચાર્ય પાસે દીક્ષા લીધી હતી.

હવે બ્રહ્મપરિણામી હતો છતાં એકદા ધનગિરિએ ઋતુસ્નાતા ( રજો દર્શન પછી સ્નાન કરીને શુદ્ધ થયેલ ) એવી સુનંદાને ભોગવી, કારણ કે ભોગાવળી કર્મ અન્યથા થતું નથી.

પૂર્વે અષ્ટાપદ પર્વતપર **ગોતમસ્વામીએ** પુંડરીક નામનું અધ્યયન જે **વૈશ્રમણના** સેવક તિર્યગ્જૃંભક દેવને સંભળાવ્યું હતું, તે દેવ ચ્યવીને તે વખતે સુનંદાના ઉદરમાં અવતર્યો. વિશુદ્ધ બુદ્ધિવાળા ધનગિરિએ તેને સગર્ભા જાણીને કહ્યું કે–" આ તારો ગર્ભ અદ્વિતીય ( અસાધારણ ) થવાનો છે, હું હવે દીક્ષા લઉં છું, તારી સાથે આ સંબંધ પણ માત્ર સાહસથીજ થયો છે, મને અતિ પ્રિય તો પ્રવ્રજ્યાજ છે; માટે હવે હે ભદ્રે ! તારૂં કલ્યાણ થાઓ." આ પ્રમાણે કહી ભાડે લીધેલ કોટડીની જેમ તેનો ત્યાગ કરીને ધનગિરિએ સિંહગિરિ ગુરૂની પાસે જઇ દીક્ષા લીધી અને બાવીશ પરિષહોને સહન કરતા, પોતાના શરીરમાં પણ નિઃસ્પૃહ થઈ દુસ્તપ તપ તપવા લાગ્યા; વળી સ્થૈર્ય, આર્જવ અને વિનયાદિક શિષ્યયોગ્ય ગુણોથી સંયુક્ત એવા તે મુનિ કૂપથકી જળની જેમ ગુરૂ પાસેથી શ્રુતનો સાર ગ્રહણ કરવા લાગ્યા.

અહીં નવ માસ વ્યતીત થતાં સુનંદાએ પણ સરસી ( સરોવર ) જેમ કમળને ઉત્પન્ન કરે તેમ લોકોને આનંદકારી એવા નંદનને જન્મ આપ્યો, એટલે સુનંદાની પ્રીતિપાત્ર સખીઓ રાત્રિજાગરણને માટે સૂતિકાગૃહમાં આવી અને તે બાળકને આ પ્રમાણે કહેવા લાગી કે–"હે વત્સ ! જો તારા પિતાએ તે વખતે ઉતાવળ કરીને દીક્ષા ન લીધી હોત તો તારો જન્મ મહોત્સવ ખરેખર બહુજ સુંદર થાત. બહુ તારાઓ છતાં જેમ ચંદ્ર વિના આકાશ શોભતું નથી, તેમ સ્ત્રીસમૂહ ઘણો છતાં સ્વામી વિના આ ઘર શોભતું નથી." પેલો બાળક પણ જ્ઞાનાવરણીય કર્મના લાઘવને લીધે સંજ્ઞાવાન્ હોવાથી તેમના તે સંતાપને સાવધાન થઇને સાં-

સાંભળવા લાગ્યો; પછી તેણે વિચાર કર્યો કે–' શું મારાં પિતાએ દીક્ષા અંગીકાર કરી છે ? ' આ પ્રમાણે ચિંતવતાંજ તે જાતિસ્મરણ પામ્યો. અને જાતિસ્મરણ થવાથી સંસારની અસારતાને જાણતાંજ પોતે ક્ષીરકંઠ ( ધાવણો બાળક ) છતાં પિતાના પથનો પથિક બનવા ( દીક્ષા લેવા ) ઇચ્છા કરી; પછી મારી માતા મારાથી ઉદ્વેગ પામશે તોજ મારો ત્યાગ કરશે એમ ચિંતવીને તે માતાના અંક ( ખોળા ) માં સ્થિત છતાં રાતદિવસ ઉંચેથી રડવા લાગ્યો અને મધુર રાગવાળા ગાયનથી, રમકડાં દેખાડવાથી, ઘોડિયામાં સુવાડીને હીંચકા નાખવાથી, પ્રિયતર વચન કહેવાથી, ઉત્સંગમાં બેસાડીને નચાવવાથી, મુખવાદ્ય વગાડવાથી અને શિરચુંબનથી પણ તે રોતો બંધ ન થયો. એ પ્રમાણે રૂદન કરતાં તે બાળકને છ મહિના વ્યતીત થઇ ગયા, એટલે સુંનદા તે પુત્રથી પૂરેપૂરી કંટાળી ગઇ.

એકદા ધનગિરિ અને આર્યસમિતાદિક શિષ્યોથી પરવરેલા સિંહગિરિ આચાર્ય તે ગામમાં આવ્યા. ત્યાં વસતિમાં બેઠેલા સિંહગિરિ ગુરૂને નમસ્કાર કરીને ધનગિરિ અને આર્યસમિત વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે–'હે ભગવન્ ! આ ગામમાં અમારા સ્વજનો છે, માટે આપની આજ્ઞાથી અમે તેમને વંદન કરાવવા માટે જવા ઇચ્છીએ છીએ.' આ પ્રમાણે તેઓ પૂછતા હતા, એવામાં શુભસૂચક શકુન થયું તેથી તત્ત્વજ્ઞશિરોમણિ એવા ગુરૂમહારાજ બોલ્યા કે–'આજ તમને મહાન્ લાભ થવાનો છે; માટે તમારે તમારા કુટુંબી પાસે જવું અને સચિત્ત અચિત જે કંઇ તમને આપે તે મારી આજ્ઞાથી તમારે લઇ લેવું.' પછી તે બંને મહા મુનિ સુનંદાને ઘરે ગયા. તેઓ દ્વાર આગળ આવ્યા, એટલે અન્ય સ્રીઓએ સુંનદાને તેમના આગમનની વાત નિવેદન કરી; અને તેઓ બોલી કે–'હે સુનંદે ! આ નંદન ધનગિરિને તું સોંપી દે, એટલે જોઈએ તો ખરા કે એ એને કયાં લઇ જાય છે ? ' આમ કહેવાથી ખેદ પામેલી સુનંદા પણ તે સ્તનંધય (ધાવણા) બાળકને લઇને ઉભી થઈ અને ધનગિરિને કહેવા લાગી કે–'આટલા કાળ

પર્યંત મારા આત્માની જેમ આ બાળકનું મેં પાલન પોષણ કર્યું, પણ રાતદિવસ ઉંચેથી રૂદન કરતાં એણે મને નાટકણીની જેમ નચાવી મૂકી છે. જો કે તમે દીક્ષિત છો, તથાપિ આ પોતાના બાળકને તમે ગ્રહણ કરો ( સંભાળો, ) પરંતુ મારી જેમ એનો ત્યાગ કરશો નહિ.' એટલે વચનકુશળ એવા ધનગિરિએ પણ કહ્યું કે—"હે કલ્યાણિ ! હું તો એને લઇ જઇશ, પણ તને પછીથી પશ્ચાત્તાપ થશે; માટે હે ભદ્રે ! એમ કરવું રહેવા દે, છતાં જો તેમ કરવુંજ હોય તો સાક્ષીઓની સમક્ષ તેમ કર, કારણ કે ફરી આ બાળકને તું પામી શકીશ નહિ." પછી સાક્ષીઓ કરીને સુનંદાએ ખેદ સહિત તે બાળક ધનગિરિને સોંપી દીધો અને તેમણે તેને લઇ લીધો. ધનગિરિએ તે બાળકને પાત્રબંધ ( ઝોળી ) માં મૂક્યો કે તરતજ જાણે સંકેત કરેલો હોય તેમ તે શાંત થઇ ગયો. (રોતો બંધ રહી ગયો.) પછી સુનંદાના સદનમાંથી બાળકને ગ્રહણ કરીને ગુરૂની આજ્ઞાના પાલક એવા તે બંને મુનિ પુનઃ ગુરૂમહારાજ પાસે આવ્યા. એટલે મહાસત્વશાળી એવા તે પુત્રરત્નના ભારથી ધનગિરિની ભુજાને નમતી જોઇને ગુરૂ બોલ્યા કે–'હે મહાભાગ ! ભિક્ષાના ભારથી તું આજ શ્રમિત જેવો થઇ ગયો છે; માટે તે મને આપ કે જેથી તારી ભુજાને વિશ્રાંતિ મળે.' આ પ્રમાણે સાંભળતાંજ ધનગિરિએ યત્નપૂર્વક સૌભાગ્યના પાત્ર અને કાંતિમાં સુરકુમાર સમાન તે બાળકને ગુરૂમહારાજને અર્પણ કર્યો; એટલે આચાર્ય મહારાજે તેજથી સૂર્યની જેવા દેદીપ્યમાન તે બાળકને પોતાના બે હાથમાં ગ્રહણ કરી લીધો. તે શિશુના અતિભારથી જળ ગ્રહણ કરતા માણસની અંજલિની જેમ સિંહગિરિ ગુરૂની નજીકની ભૂમિ નમવા લાગી, એટલે તેના ભારને લીધે ભંગુર થતા હાથથી વિસ્મય પામીને ગુરૂ બોલ્યા કે–'અહો ! પુરૂષરૂપધારી આ વજ્ર ઉપાડી શકાય તેમ નથી. આ મહાભાગ્યવંત પુરૂષ પ્રવચનના આધારરૂપ થશે, માટે તેની બહુજ સંભાળ રાખવાની છે; કારણ કે રત્ન પ્રાયઃ અપાયવલ્લભ (વિઘ્નોને પણ વલ્લભ–પ્રિય)

હોય છે.' પછી ગુરૂમહારાજે તે બાળક લાલન પાલનને માટે સાધ્વીઓને સોંપ્યો અને તે વજ્રના જેવો સત્ત્વશાળી હોવાથી ગુરૂએ વજ એવું તેનું નામ રાખ્યું.

પછી તે આર્યાઓએ ભક્ત એવા શય્યાતરને ઘરે જઇને 'આ અમારા આત્મા સમાન છે' એમ કહી તે બાળક ઉછેરવા માટે સોંપ્યો, એટલે કુમારનું ભરણપોષણ કરવામાં કુશળ એવી શય્યાતરની સ્ત્રીઓ પણ પોતપોતાના પુત્ર કરતાં તે શિશુને અધિક સમજી પ્રીતિપૂર્વક ઉછેરવા લાગી. પછી સૌભાગ્યરૂપ નિધાનની ભૂમિ જેવો તે બાળક એક કમળથી બીજા કમળપર સંચરતા હંસની જેમ શય્યાતર સુંદરીઓના એક ઉત્સંગથી બીજા ઉત્સંગમાં સંચરવા લાગ્યો; વળી 'મન્મન' એવા ઉલ્લાપ (આલાપ) પૂર્વક તે બાળકને ઉલ્લાપતી (બોલાવતી) એવી તે શય્યાતર શ્યામાઓ હર્ષઘેલી બની ગઇ અને મહાભાગ્યવંત એવી તેઓ પરસ્પર સ્પર્ધાપૂર્વક સ્નાન, પાન અને અશનાદિકથી વજની સારવાર [ સત્ક્રિયા ) કરવા લાગી. બાળક છતાં પણ ઇંદ્રિયદમન ( સંયમ ) થી વયોવૃદ્ધ જેવો શાંત વજ તેમને કંઇ પણ અરૂચિ થાય તેવું બાલચાપલ્ય ( બાળચેષ્ટા ) કરતો ન હતો. વળી તે બુદ્ધિમાન્ માત્ર શરીરનિર્વાહને માટે પ્રાસુક ભોજન કરતો હતો, કારણ કે જાતિસ્મરણથી ઉત્પન્ન થયેલા વિવેકને લીધે તે આચારને જાણતો હતો. અને તે બાળક છતાં જ્યારે તેને નીહારાદિ કરવાની જરૂર પડતી, ત્યારે બાલરક્ષક માણસોને તે હમેશાં સ્પષ્ટ સંજ્ઞાથી જણાવી દેતો હતો. શય્યાતરના સર્વ બાળકોની જન્મભૂમિ જેવી શય્યાતરીઓ ઉપર વજ સમાન પ્રીતિગુણ દર્શાવતો હતો. વળી જ્ઞાનના ઉપકરણો તથા ચારિત્રના નાના નાના ઉપકરણો લઇને બાળક્રીડા કરતો તે આર્યાઓને પ્રતિદિન પ્રમોદ પમાડતો હતો.

અન્યદા સુરૂપવંત અને શીલશાલી તે વજને જોઇને 'આ મારો પુત્ર છે' એમ બોલી સુનંદાએ શય્યાતરો પાસે તેની યાચના કરી; એટલે તેઓ બોલ્યા કે—' તારો અને આ બાળકનો માતા

પુત્રનો સંબંધ અમે જાણતા નથી; અમારે ત્યાં તો આ ગુરૂમહારાજની થાપણ છે; એટલું અમે જાણીએ છીએ.' આ પ્રમાણે કહીને શય્યાતરોએ તેને તે બાળક સોંપ્યો નહિ, એટલે સુનંદા વજાને પરધનની માફક દૂર રહીનેજ જોવા લાગી અને અતિ આગ્રહથી તેમનાજ ઘરે ધાવની જેમ રહીને સ્તનપાનાદિકથી તે પુત્રનું લાલન પાલન કરવા લાગી.

હવે અચલપુર અને મહારાષ્ટ્રની લક્ષ્મીના ભૂષણરૂપ પ્રસિદ્ધ એવી કન્યા અને પૂર્ણા નામની બે નદીઓ છે. તે બંને નદીઓના અંતરાલમાં કેટલાક તાપસો રહેતા હતા. તેમનામાં એક તાપસ [1]પાદલેપનને જાણતો હતો. તે પગે લેપ કરી પગમાં પાદુકા પહેરીને પાણીમાં પણ સ્થળની જેમ ચાલતો હતો. એ પ્રમાણે પાદુકારૂઢ થઈ નિત્ય જળમાર્ગે નગરમાં ગમનાગમન કરતો તે તાપસ લોકોમાં આશ્ચર્ય ઉત્પન્ન કરતો હતો; વળી તે તાપસ શ્રાવકોની મશ્કરી કરીને કહેતો કે—' અમારા દર્શન ( મત) માં જેવો પ્રભાવ છે તેવો તમારા મતમાં કાંઇ પણ પ્રભાવ નથી.'

અન્યદા યોગસિદ્ધ અને મહાતપસ્વી એવા આર્યસમિતાચાર્ય ( વજાના મામા ) વિહાર કરતા કરતા ત્યાં પધાર્યા, એટલે તાપસે કરેલ પોતાના દર્શનનો અત્યંત ઉપહાસ શ્રાવકોએ આચાર્યમહારાજને કહી સંભળાવ્યો. તે સાંભળીને પોતાની પાસે શ્રુતજ્ઞાન સ્ફુરાયમાન હતું છતાં મતિબળથી તેનું કારણ જાણીને આર્યસમિત પોતાના શ્રાવકોને કહેવા લાગ્યા કે—" આ તાપસની કોઈ તપઃશક્તિ વિશેષ નથી, પણ બીજા કોઈ પ્રયોગથી એ તમને બધાને છેતરે છે. જેમ અકાળે દેખાડેલ પુષ્પાદિક કૌતુક ઉપજાવે છે તેમ આ પણ એક વિજ્ઞાન ( કળા ) છે. તપઃશક્તિ કાંઇ આવી ન હોય. વળી ઉપદેશમાત્રથી સિદ્ધ અને તમારા જેવાને પણ સાધ્ય એવા વિજ્ઞાનમાં વિસ્મય પામીને તમે તે તાપસો પર શ્રદ્ધા ન કરો. જો તમને આ વાતનો વિશ્વાસ આવતો ન હોય તો તે તાપસોને તમે નિમંત્રણ કરો; અને તે

૧ પગે લેપ કરી પાણીપર ચાલવાની કળા.

તમારે ઘરે આવે ત્યારે તમે તેના પગ તથા પાદુકાનું પ્રક્ષાલન કરો." પછી તે શ્રાવકોએ માયાવડે તે તાપસને નિમંત્રણ કર્યું; એટલે તે લોકોથી પરિવૃત્ત થઇને એક શ્રાવકને ઘરે આવ્યો. એટલે સકુટુંબ ભક્તિનાટકને દર્શાવતાં તે શ્રાવકે ગૃહદ્વાર આગળ આવેલા તે તાપસને કહ્યું કે–' હે ભગવન્ ! તમારા ચરણકમળનું મારે પ્રક્ષાલન કરવું છે, કારણકે જેઓ તમારા ચરણોનું પ્રક્ષાલન કરે છે તેઓ વસ્તુતઃ પોતાના આત્માનુંજ પ્રક્ષાલન કરે છે, માટે અમારા પર અનુગ્રહ કરીને આ રીતે અમારો નિસ્તાર કરવા આપ સમર્થ છો; કારણ કે મહાત્માઓ ભક્તજનોની ભક્તિને અટકાવતા નથી.' પછી તે શ્રાવકે તેની ઇચ્છા નહોવા છતાં તે તાપસના પગ અને પાદુકાને ગરમ પાણીથી સારી રીતે ધોયા અને તે પગ તથા પાદુકા એવી રીતે સાફ કરી નાખ્યા કે નીચ જનમાં અનુરાગની જેમ તેનાપર લેપનો એક અંશ પણ ન રહ્યો; પછી તે શ્રાવકવર્યે મોટી પ્રતિપત્તિપૂર્વક તે તાપાસને ભોજન કરાવ્યું, કારણકે કાર્યપ્રસંગે મિથ્યાત્વીઓની પણ પૂજા કરવી પડે છે; પછી તે લેપના અપહારથી તાપસ બહુજ ખિન્ન થઇ ગયો અને ભાવી નિંદાની શંકાથી તે ભોજનનો આસ્વાદ પણ જાણી ન શક્યો, છતાં ભોજન કરીને જલસ્તંભના કૌતુકને જોવાની ઇચ્છાવાળા લોકોથી પરવરેલો તે તાપસ નદીને કાંઠે આવ્યો અને 'અદ્યાપિ કંઇક લેપાશ્રય હશે' એમ ધારીને તે અલ્પમતિ ખોટું સાહસ કરીને પૂર્વની જેમ પાણીમાં પડ્યો; પરંતુ પાણીમાં પડતાંજ કમંડળની જેમ બુડ બુડ શબ્દ કરતો તે તાપસકુમાર નદીના કાંઠેજ ડુબવા લાગ્યો. તે વખતે 'અહો ! આપણને આ માયાવી તાપસે કેટલો બધો વખત ખોટા વિમોહિત કર્યા ?' એ પ્રમાણે મિથ્યાદષ્ટિઓનું મન પણ મલિન થઇ ગયું અને લોકો કોળાહળ કરીને તાળીઓ વગાડવા લાગ્યા. તે વખતે શ્રુતમાં ધુરંધર એવા આચાર્ય પણ ત્યાં આવ્યા. પછી પોતાના દર્શન (મત) ની પ્રભાવના કરવાને ઇચ્છતા એવા તે આચાર્યે નદીમાં ચપટી ભ-

રીને (વાસ ક્ષેપ) નાખ્યો અને મહાત્માઓમાં અગ્રેસર એવા આચાર્યવર્ય સામા કાંઠા પ્રત્યે બોલ્યા કે-'હે વત્સ! તું અહીં આવ, કે જેથી અમે તારા પેલા તટપર જઇ શકીએ.' આ પ્રમાણે બોલતાંજ તે નદીના બંને તટ સાથે મળી ગયા; એટલે આચાર્ય પરિવાર સહિત પરતટની ભૂમિપર ગયા. આ રીતે આચાર્યે દર્શાવેલ અતિશયને જોઇને સર્વે તાપસો તથા તેમના બધા ભક્તજનો પણ સંવેગ પામ્યા. પછી મિથ્યાત્વને દૂર કરી એકમનવાળા થઇને સર્વ તાપસોએ આર્યસમિત આચાર્યની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી અને તેઓ બ્રહ્મદ્વીપના વસનારા હોવાથી તેમના ગચ્છમાં થયેલા સાધુઓ **બ્રહ્મદ્વીપિક** એવા નામથી પ્રસિદ્ધ થયા.

હવે સચ્યાતરને ત્યાં રહેતાં વજ્રકુમાર અનુક્રમે ત્રણ વરસના થયા. એવામાં ધનગિરિ વિગેરે સાધુઓ ત્યાં પધાર્યા. તે પહેલાં સુનંદા આ પ્રમાણે ચિંતવતી હતી કે-'ધનગિરિ આવશે, એટલે હું મારો પુત્ર તેમની પાસે માગી લઇશ.' એટલે તેમના આવતાં તે પ્રમોદ પામી અને તે મહર્ષિઓ પાસે જઇને તેણે પોતાના નંદનની યાચના કરી; પણ તેમણે તે ન આપતાં આ પ્રમાણે કહ્યું કે-"હે મુગ્ધે! માગ્યા વિના આ બાળક તેં અમને આપ્યો છે, વમન કરેલ અન્નની જેમ આપી દીધેલને પુનઃ લેવાની કોણ ઇચ્છા કરે? વળી વેચેલી વસ્તુની જેમ વસ્તુ આપ્યા પછી તેના પરનું સ્વામિત્વ ચાલ્યું જાય છે. માટે પુત્ર આપીને હવે તું તેની યાચના ન કર, કારણ કે તેં એને પરને સ્વાધીન કરેલ છે" આ પ્રમાણેના ઉત્તરથી બંને પક્ષ વચ્ચે મોટો વિવાદ થઇ પડ્યો, એટલે લોકોએ કહ્યું કે-'આ વાદનો નિર્ણય રાજા કરશે.' પછી સુનંદા લોકો સહિત રાજસભામાં ગઈ અને સાધુઓ પણ સંઘ સહિત રાજસભામાં આવ્યા. ત્યાં સુનંદા રાજાની ડાબી બાજુએ બેઠી, શ્રીસંઘ સમસ્ત જમણી બાજુએ બેઠો અને બીજા લોકો યથાસ્થાને બેઠા. પછી બંનેના બોલવાપર વિચાર કરીને રાજાએ જવાબમાં જણાવ્યું કે-'જેના બોલાવવાથી બાળક જેની પા-

સે જશે, તેનો એ બાળક થશે.' એ નિર્ણય બંને પક્ષોએ કબુલ રાખ્યો. પછી રાજાએ કહ્યું કે-'પ્રથમ બાળકને કોણ બોલાવે?' એટલે સુનંદાના પક્ષના લોકો બોલ્યા કે-'આ બાળક સાધુઓના ચિરપરિચયથી તેમની સાથે પ્રેમાળ થઇ ગયો છે, તેથી એ તેમનું વચન ઓળંગે નહિ, માટે પ્રથમ એને એની માતા બોલાવે, કારણકે એ એને માટે કષ્ટ વેઠનારી છે અને સ્રી હોવાથી તે દયાને પાત્ર છે.' રાજાએ તે વાત કબુલ કરી, એટલે સુનંદાએ અનેક પ્રકારના રમકડાં અને વિવિધ પ્રકારની ખાવાની ચીજો બતાવીને વજ્રને કહ્યું કે-"હે વત્સ! આ હાથીઓ, આ અશ્વો, આ પાયદળ, અને આ રથો તારે રમવાને માટે હું લાવી છું; માટે તે આવીને ગ્રહણ કર. વળી મોદક, માડક (માંડા) અને સાકર તથા બીજું પણ જે તને જોઇએ તે હાજરજ છે. માટે બેટા! આવીને તે લઇ લે. હે આયુષ્મન્! તને જન્મ આપતાં હું સર્વ અંગે કૃશ બની ગઈ હતી. હે વત્સ! ચિરકાળ આયુષ્ય ભોગવ, ચિરકાળ આનંદ પામ અને આ સુનંદાને સત્વર આનંદ પમાડ. વળી હે વત્સ! મારો દેવ, પુત્ર, આત્મા અને જીવિત તુંજ છે, માટે દીન એવી મને ભેટીને જીવાડ. હે બાળ! આ લોકના દેખતાં મને શરમાવ નહિ, નહિ તો મારૂં હૃદય પાકેલા ફળની જેમ દ્વિધા થઇ જશે (ફાટી જશે.) હે વત્સ! હંસ જેવી ગતિ કરતો મારી પાસે આવ અને મારા ઉત્સંગમાં આળોટ, મારી કુક્ષિમાં વાસ કરવાનો આટલો બદલો પણ મને નહિ મળે?" આ પ્રમાણે રમકડાં દેખાડતાં, સારી સારી ખાવાની ચીજો આપતાં, અને મીઠાં મીઠાં વચન બોલતાં પણ સૌનંદેય (વજ્રકુમાર) સુનંદા તરફ એક પગલું પણ ગયો નહિ. કોઇ પણ પુરૂષ 'માતાના અમિત ઉપકારોનો અનૃણી (ઋણ રહિત) થઇ ન શકે.' એમ જાણતાં છતાં પણ ધીમાન્ વજ્રકુમાર આ પ્રમાણે વિચારવા લાગ્યો-'જો માતાપર કૃપા કરીને હું સંઘની ઉપેક્ષા કરીશ, તો મારે સંસારની બહુજ વૃદ્ધિ થશે. વળી આ મારી માતા ધન્ય અને લઘુ-

કર્મી હોવાથી જરૂર દીક્ષા અંગીકાર કરશે. તેથી એનું આ આપાતમાત્ર[1] દુઃખ પણ ઉપેક્ષા કરવા લાયક છે. કહ્યું છે કે—

"तैलाभ्यंगे रणच्छेदे, कन्यायाः मरणे तथा ।
आपातमात्रतो दुःखं, स पश्चात्सुखमेधते." ॥ १ ॥

"તૈલમર્દનમાં, રણચ્છેદમાં, તથા કન્યાના મરણમાં જો કે શરૂઆતમાં દુઃખ જણાય છે, પણ પછીથી તે દુઃખ સુખને વધારે છે." આ પ્રમાણે વિચાર કરીને વજ્રસમાન દૃઢ આશયવાળો અને દીર્ઘદર્શી વજ્રકુમાર જાણે પ્રતિમાસ્થ (પ્રતિમાધારી) હોય તેમ લેશ પણ ચળાયમાન ન થયો.

એટલે રાજાએ કહ્યું કે—'હે સુનંદે ! તું હવે દૂર જા; કારણ કે આ બાળક જાણે તને માતા તરીકે જાણતોજ ન હોય તેમ બોલાવ્યા છતાં તે તારી પાસે આવ્યો નહિ.' પછી અવસર જાણીને રાજાએ ધનગિરિને બોલાવ્યા. એટલે તેમણે રજોહરણ ઉંચો કરીને મિતાક્ષરમાં તેને આ પ્રમાણે કહ્યું કે—'હે અનઘ ! (નિર્દોષ) જો વ્રત લેવાનો તારો વિચાર હોય અને તું તત્ત્વજ્ઞ હો, તો ધર્મના ધ્વજરૂપ આ મારા રજોહરણને લઇ લે.' એટલે તેજ વખતે બાળહસ્તીની જેમ કર ઉંચો કરીને વજ્રકુમાર પગમાં ઘુઘરીનો ઘમકાર કરતો તરતજ ધનગિરિ તરફ દોડ્યો અને વિશુદ્ધ બુદ્ધિવાળા તેણે ત્યાં જઇ પિતાના ઉત્સંગમાં બેસીને લીલા કમળની જેમ તરત તે રજોહરણ લઈ લીધું. વજ્રકુમારે પોતાના કરકમળથી ઉંચે ઉપાડેલું તે રજોહરણ પ્રવચન લક્ષ્મીના ચામર જેવું શોભવા લાગ્યું. પછી વિકાસ પામતા કુંદપુષ્પની કલિકા સમાન દંતદ્યુતિમાં સ્મિત કરનાર વજ્રકુમારે તે રજોહરણથી અન્યત્ર લેશ પણ દૃષ્ટિ ફેરવી નહિ; એટલે સંધ્યાકાળની પદ્મિનીની જેમ તરત મ્લાનમુખી થયેલી સુનંદા પોતાના હાથપર ડોક નાખી દઇને આ પ્રમાણે ચિંતવવા લાગી કે—'મારા ભાઇએ દીક્ષા લીધી, મારા ભર્ત્તારે દીક્ષા લીધી અને મારો પુત્ર પણ દીક્ષા લેશે; માટે હું

૧ તરતમાંજ દુઃખરૂપ લાગે તેવું, પરિણામે લાભ કરે તેવું.

પણ પ્રવજ્યાજ લઈ લઉં. મારે સંસારમાં ભ્રાતા, ભર્ત્તાર કે પુત્ર કોઈ નથી. માટે ઘરવાસ કરતાં હવે મારે પણ પ્રવજ્યાજ શ્રેયસ્કરી છે.' આ પ્રમાણે સ્વયમેવ નિર્ણય કરીને સુનંદા સ્વસ્થાને ગઇ અને મુનિઓ પણ વજ્રકુમારને લઇને વસતિમાં ગયા.

પછી વજ્રકુમાર વ્રતેચ્છુ હોવાથી લઘુ બાળ છતાં સ્તનપાન કરતો ન હતો, તેથી આચાર્ય મહારાજે તેને દીક્ષા આપીને પુનઃ સાધ્વીઓને સોંપ્યો. સુનંદાએ પણ વૃદ્ધિ પામતા ભાગ્ય વિશેષથી સંસારપર અત્યંત વૈરાગ્ય પામીને તે ગચ્છના આચાર્ય પાસે દીક્ષા લઈ લીધી. હવે બુદ્ધિના નિધાનરૂપ અને પદાનુસારી લબ્ધિ વાળા ભગવાન્ વજ્રકુમાર અભ્યાસ કરતી સાધ્વીઓના મુખથી સાંભળીને અગીઆરે અંગ ભણ્યા અને સાધ્વીઓના ઉપાશ્રયમાં તે આઠ વર્ષના થયા ત્યાં સુધી રહ્યા; પછી મહર્ષિઓ હર્ષ સહિત તેને પોતાની વસતિમાં લઈ આવ્યા.

એકદા વજ્રસ્વામી ગુરૂ સાથે અવંતિ તરફ ચાલ્યા, એવામાં રસ્તે અખંડ ધારાએ મેઘ વરસવા લાગ્યો; એટલે જ્યાં પાણી ઝરતું ન હતું એવા કોઇ યક્ષની મંડપિકારૂપ[1] સ્થાનમાં આચાર્ય તથા વજ્રસ્વામી પરિવાર સહિત રહ્યા. તે વખતે વજ્રગુરૂના પૂર્વ જન્મના મિત્રો જૃંભક દેવતાઓએ તેમના સત્વની પરીક્ષા કરવા વણિકનો વેષ લીધો અને તે દેવતાઓએ, જ્યાં અશ્વો અને વૃષભો પર્યાણથી મુક્ત કરી બાંધેલા છે, જ્યાં ઉંટો ચારો લઇ રહ્યા છે, જ્યાં ગાડાઓ મંડલાકારે ગોઠવેલા છે, જ્યાં તંબુઓ ઉભા કરી દીધેલા છે, જ્યાં વેચવાની ચીજોની ગુણીઓની શ્રેણીઓ વસ્ત્રથી આચ્છાદિત કરેલી છે, જ્યાં રાંધેલ અન્નના પાત્રો ઉતારીને નીચે રાખવામાં આવેલા છે, જ્યાં ઘણા માણસો ભોજન કરી રહ્યા છે, જ્યાં તૃણના આવરણથી ભીંત વિગેરે કરવામાં આવેલ છે અને જ્યાં કામ કરનારા માણસો આમ તેમ સંચરી રહ્યા છે; એવો એક આવાસ (પડાવ) વિકુર્વ્યો. પછી વરસાદ કંઇક નિવૃત્ત થતાં દેવતાઓએ લઘુ વંદનપૂર્વક આચાર્યને ભિક્ષાને માટે નિમંત્રણ કર્યું, એટલે વૃષ્ટિ નિવૃત્ત થઈ છે એમ સમજીને

૧ નાનું દેરૂં.

આચાર્ય મહારાજે ભિક્ષા આણવાને માટે વિનયથી ઉજ્જવળ એવા વજ્રમુનિને આદેશ કર્યો. પછી આવશ્યક ક્રિયા કરીને બીજા એક મુનિની સાથે વજ્રઋષિ માર્ગમાં ઈર્યાસમિતિનું ચિંતવન કરતા વહોરવા નીકળ્યા. પણ રસ્તામાં ત્રસરેણુ (અત્યંત ઝીણા) સમાન તુષારબિંદુ પડતા જોઈને અપ્કાયની વિરાધનાથી ભય પામી વજ્રમુનિ તરત પાછા ફર્યા. પછી તે તુષારમાત્ર અંબુ-વૃષ્ટિને પણ બંધ કરીને–'હવે વૃષ્ટિ નથી' એમ બોલતા તે દે-તાઓએ પુનઃ વજ્રઋષિને બોલાવ્યા; એટલે તેમના ઉપરોધથી અને વૃષ્ટિના અભાવથી તે ચાલ્યા અને ભક્ત પાન વિગેરેથી સું-દર એવા તેમના આવાસમાં આવ્યા. પછી ભક્ત, પાન વિગેરે આપવાની ઈચ્છાથી તે દેવતાઓ ઉતાવળ કરવા લાગ્યા, એટલે વજ્રમુનિએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ઉપયોગ આપ્યો કે– "કુષ્માંડ ( કોળું ) વિગેરે દ્રવ્ય ( વસ્તુ ) એમણે શી રીતે રાંધેલ હશે ? કારણ કે આ ઉજ્જયિનીક્ષેત્ર સ્વભાવથીજ કર્કશ છે; અહીં તે ઉપજવાનો સંભવ નથી. વળી વર્ષાઋતુની શરૂઆતમાં તો એ ફળની વાતજ શી ? તેમજ આ દાતારો પણ અનિમેષ લોચન-વાળા અને ભૂમિને નહીં સ્પર્શતા ચરણવાળા જણાય છે, માટે આ અવશ્ય દેવપિંડજ છે, તેથી તે સાધુઓને કલ્પે નહિ; માટે એ પિંડ લીધા વિનાજ હું ગુરૂ પાસે જાઉં." આ પ્રમાણે વિચાર કરી તેમની ભિક્ષા લીધા વિનાજ વજ્રસ્વામી પાછા વળ્યા, એટલે તે દેવતાઓ વિસ્મય પામી પ્રત્યક્ષ થઈને કહેવા લાગ્યા કે–'હે મુને ! અમે તમારા પૂર્વ જન્મના મિત્રો જૃંભક દેવતાઓ તમને જોવાને માટે અહીં આવ્યા છીએ; વળી તમે અદ્યાપિ અમારા મિત્રજ છો.' પછી તે દેવતાઓએ સંતુષ્ટ થઈને જાણે પોતે રચેલ માયાનો સાર હોય તેવી વૈક્રિય લબ્ધિ નામની વિદ્યા વજ્રસ્વામીને આપી. વજ્રસ્વામીએ ગુરૂ પાસે આવીને બધી હકીકત નિવેદન કરી.

વળી પુનઃ એકદા જેઠ માસમાં વજ્રસ્વામી બહારના ભાગમાં વિચરતા હતા તે વખતે પણ વણિક બની તે દેવતાઓએ તેમને ઘૃતપૂર ( ઘેબર ) નું નિમંત્રણ કર્યું, એટલે વજ્રમુનિએ તેમના

આવાસમાં જઈને પૂર્વવત્ તે દેવપિંડ સમજી ગ્રહણ ન કર્યો. કારણ કે તે ઉપયોગ દેવામાં કુશળ હતા. પછી સંતુષ્ઠ થયેલા તે દેવતાઓ પોતાના પૂર્વમિત્ર વજ્રમુનિને આકાશગામિની વિદ્યા આપીને પોતપોતાના સ્થાને ગયા.

સમુદાય સાથે વિચરતાં વજ્રસ્વામીને પદાનુસારી લબ્ધિથી પ્રાપ્ત થયેલા અગીઆરે અંગ સુદૃઢ થયા. તે સુજ્ઞ શિરોમણિ વજ્રમુનિ પૂર્વગત શ્રુત પણ જે જે અભ્યાસ કરાતું સાંભળતા તે તે તરત ગ્રહણ કરી લેતા હતા; જ્યારે સ્થવિર મુનિઓ વજ્રઋષિને કહેતા કે–'હે ભદ્ર ! અધ્યયન કર; ત્યારે તે નિદ્રાળુની જેમ કંઈક ગુણગુણારાવ કરતા હતા. સ્થવિરોની આજ્ઞાભંગથી ભીરૂ એવા તે વજ્રમુનિ પોતાની શક્તિને ન પ્રકાશતાં કંઇક અવ્યક્ત બોલતા અને બીજા મુનિઓ ભણે તે સાંભળતા હતા.

એક દિવસ બપોરે સાધુઓ ભિક્ષાને માટે ગયા હતા અને આચાર્ય પણ સ્થંડિલભૂમિએ ગયા હતા; એટલે પછવાડે વસતિરક્ષક તરીકે વજ્રઋષિ એકાકી હતા. તેથી તેમણે સાધુઓની ઉપધિઓને મંડલાકારે ગોઠવી અને શિષ્યોની મધ્યમા જેમ આચાર્ય બેસે તેમ મધ્યમાં બેસીને વર્ષાઋતુના મેઘ સદૃશ ધ્વનિથી વાચના આપવા લાગ્યા. એ વખતે પાછા આવતા ગુરૂમહારાજે દૂરથી અગીઆરે અંગની અને પૂર્વગત શ્રુતની વાચના સાંભળી. પછી વસતિદ્વાર આગળ આવતાં ગહગહારવ સાંભળીને આચાર્ય વિચારવા લાગ્યા કે–'શું સાધુઓ શીઘ્ર આવી ગયા છે ? વા ભિક્ષા લઈને આવેલા એ મહર્ષિઓ મારા આગમનની રાહ જોતાં સ્વાધ્યાય કરે છે ?' પછી ક્ષણવાર ઉભા રહીને સંભળાતા શબ્દ સંબંધી વિચાર કરતાં તેમણે જાણ્યું કે–"આ તો વાચના આપતા વજ્રર્ષિનો ધ્વનિ છે. એ એકાદશાંગીની અને પૂર્વગત શ્રુતની પણ વાચના આપે છે, પરંતુ તે શું ગર્ભમાં રહીનેજ એ શીખ્યો હશે ? ખરેખર બહુ આશ્ચર્ય થાય છે ! વળી સ્થવિરો જ્યારે એને ભણવાનું કહે છે ત્યારે આટલા માટેજ એ આલસ કરે છે અને 'બાળપણાથી એ પાઠમાં આળસુ છે' એમ સમજીને મેં પણ એક

વખત એને શીખામણ આપી હતી.' પછી 'મારા સાંભળી જવાની આશંકાથી એ લજ્જિત ન થાય.' એમ ધારીને શિષ્યના ગુણોથી રોમાંચિત થયેલા આચાર્ય દૂર ગયા અને મોટા શબ્દે તેમણે નૈષેધિકી (નિસ્સિહી) કહી. એટલે ગુરૂનો શબ્દ સાંભળીને વજ્રમુનિ આસનપરથી ઉઠ્યા અને કંઇક સ્ખલિત ગતિથી ગુરૂએ જ્યાં સુધીમાં અંદર પ્રવેશ ન કર્યો ત્યાં સુધીમાં બધી ઉપધિઓ યથાસ્થાને મૂકી દીધી અને બહાર આવીને ગુરૂની પાસેથી દાંડો લીધો તથા તેમના ચરણો સાફ કર્યા અને તે ચરણરજને વંદન કરી તેણે પોતાના લલાટપર તેને સારી રીતે લગાડી; પછી ગુરૂ આસનપર બેઠા; એટલે પ્રાસુક જળથી તેમના પગ ધોઇ તે જળને તેણે મસ્તકથી વંદન કર્યું. આથી આચાર્ય ચિંતવવા લાગ્યા કે–'અહો ! આ બાળક છતાં મહાત્મા છે અને શ્રુતસાગરનો પારંગત છે તથા વજ્રસ્થાનરૂપ હોવાથી સુરક્ષણીય છે. વળી એના માહાત્મ્યને ન જાણતાં અન્ય સાધુઓ એને બાળક ગણીને તેની અવજ્ઞા ન કરે તેવો પ્રયત્ન કરવા યોગ્ય છે.' આ પ્રમાણે વિચાર કરીને ગુરૂમહારાજે રાત્રિએ શિષ્યોને કહ્યું કે–'મારે અમુક ગામ જવું છે અને ત્યાં બે ત્રણ દિવસ રહેવાનું થશે.' એટલે યોગપ્રતિપન્ન સાધુઓએ ગુરૂમહારાજને વિજ્ઞપ્તિ કરી કે–'હે ભગવન્ ! અમારો વાચનાચાર્ય કોણ થશે ?' એટલે 'તમારો વાચનાચાર્ય વજ્ર થશે.' એ રીતે ગુરૂએ કહ્યું એટલે શિષ્યોએ ભક્તિપ્રાધાન્યથી તે ભણ્યા નથી છતાં વાચનાચાર્ય કેમ થશે ? તેનો વિચાર પણ ન કરતાં તે સ્વીકારી લીધું. ગુરૂ અન્યત્ર પધાર્યા; પછી કાયોત્સર્ગ તથા વાચના ગ્રહણ વિગેરે પ્રાતઃકૃત્ય કરવાને તે સાધુઓએ વજ્રઋષિને સુખ્યાસનપર બેસાર્યા અને 'ગુરૂની આજ્ઞા છે' એમ ધારીને વજ્રમુનિ પણ તે નિષદ્યા ( સુખ્યાસન ) પર બેઠા. એટલે સાધુઓએ આચાર્યની જેમ તેમનો વિનય સાચવ્યો. વંદના વિગેરે કર્યું. પછી સર્વ સાધુઓને અનુક્રમે અસર કરવામાં વજ્રલેપ સમાન એવા પરિસ્ફુટ આલાવા વજ્રમુનિ આપવા લાગ્યા, એટલે અલ્પ બુદ્ધિવાળા સાધુઓ પણ અભ્યાસ કરવા આવ્યા અને

વજ્રઋષિ પાસેથી પુનઃ પુનઃ વાચના લઇને ભણવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આથી અતિ જડ સાધુઓમાં પણ વજ્રમુનિની વાચના સફળ થવા લાગી. આ નવીન આશ્ચર્ય જોઇને સર્વ ગચ્છ વિસ્મય પામ્યો. વળી સારી રીતે ઉપસ્થિત છતાં તે બરાબર છે કે કેમ તેનો નિર્ણય કરવા માટે સાધુઓ પૂર્વે શીખેલા આલાવા પણ વજ્રઋષિને પૂછવા લાગ્યા, એટલે વજ્રમુનિએ તે આલાવાની તેવાજ પ્રકારની (યથાર્થ) વ્યાખ્યા કરી બતાવી; વળી મહર્ષિઓ ગુરૂની પાસે અનેક વાચનાથી પણ જેટલું શીખી શક્યા નહોતા તેટલું વજ્રમુનિ પાસે માત્ર એક વાચનાથીજ શીખી શકયા; એટલે તે સાધુઓ પરસ્પર કહેવા લાગ્યા કે–' ગુરૂમહારાજને જો વિલંબ થાય તો આપણે વજ્રઋષિ પાસે અમુક શ્રુતસ્કંધ સંપૂર્ણ રીતે શીઘ્ર ધારી લઇએ.' વળી તે મુનિઓ ગુણોથી વજ્રઋષિને ગુરૂ કરતાં પણ અધિક માનવા લાગ્યા, કારણ કે એક ગુરૂના દિક્ષિત છતાં સુગુણી પર ગચ્છ ( સંપ્રદાય ) પ્રસન્નજ રહે છે.

અહીં આચાર્ય વિચારવા લાગ્યા કે–' વજ્ર આટલા થોડા દિવસોમાંજ અમારા પરિવારમાં પરિચિત થઇ ગયો હશે, તેના ગુણો સાધુઓ જાણી ગયા હશે, માટે હવે ત્યાં જઇને જે એ ભણ્યો નથી તે તેને ( વજ્રને ) ભણાવીએ. કારણ કે શિષ્ય નિર્મળ ગુણોથીજ ગુરૂની પદ્યતા ( શિક્ષણયોગ્યતા ) ને પામે છે.' આ પ્રમાણે ચિંતવીને આચાર્ય કહેલ દિવસે પાછા આવ્યા, એટલે વજ્ર સહિત સર્વ મુનિઓએ તેમના ચરણમાં વંદન કર્યું. પછી ગુરૂએ પૂછ્યું કે–'કેમ તમારા સ્વાધ્યાયનો નિર્વાહ બરાબર થયો છે ?' એટલે સાધુઓ બોલ્યા કે–'દેવ ગુરૂના પ્રસાદથી સમ્યગ્ રીતે થયો છે.' પછી પુનઃ શિષ્યોએ આચાર્યમહારાજને વંદન કરીને વિજ્ઞપ્તિ કરી કે–" હે ભગવન્ ! આપની આજ્ઞાથી અમારા વાચનાચાર્ય વજ્રઋષિ થાય એમ અમે ઇચ્છીએ છીએ. અમે એમના ગુણોથી અજ્ઞાત રહીને ચિરકાળ તેમની અવજ્ઞા કરી પણ હવે એ બાળ છતાં આપના ચરણની જેમ અમને માન્ય ( પૂજ્ય ) છે, એ બાળ છતાં અબાળ ( મોટા ) ગુણોથી અલંકૃત

હોવાથી એ ગચ્છના ગુરૂ થવાને યોગ્ય છે. કારણ કે પ્રદીપ કંદ-પુષ્પની કળી જેવડો છતાં આખા ઘરને પ્રકાશીત કરે છે.” આ પ્રમાણે સાંભળી આચાર્ય બોલ્યા કે-‘એમજ થાઓ અને હે તપસ્વીઓ ! એ બાળ છતાં વિદ્યાવૃદ્ધ છે, માટે એની તમારે અવજ્ઞા કદી ન કરવી. અમે હવે બીજે ગામ જવાના છીએ અને આ વજ્રમુનિને વાચનાચાર્ય તરીકે તમને સોંપ્યા છે કે જેથી તમે એના બધા ગુણો યથાર્થ રીતે જાણી શકો; વળી હમણા એ વાચનાચાર્યની પદવીને યોગ્ય નહિ થાય કારણ કે ગુરૂના આપ્યા વિના એ માત્ર સાંભળીનેજ શ્રુત ભણ્યા છે; માટે સંક્ષેપાનુષ્ઠાનરૂપ ઉત્સારકલ્પ (જેમાં સંક્ષેપથી અનુષ્ઠાન કરાવવામાં આવે છે તે) એને કરાવવો પડશે કે જેથી એ આચાર્ય પદવીને યોગ્ય થાય.’ આ પ્રમાણે કહીને પછી ઉદાર બુદ્ધિવાળા ગુરૂમહારાજે પૂર્વે અપઠિત શ્રુત વજ્રમુનિને અર્થ સહિત શીખવ્યું, એટલે ગુરૂને માત્ર સાક્ષીભૂત કરી વજ્રમુનિએ આદર્શ જેમ પ્રતિબિંબને ગ્રહણ કરે તેમ ગુરૂએ આપેલ સર્વ શ્રુત લીલામાત્રમાં ગ્રહણ કરી લીધું. એટલે વજ્રઋષિ એવા શ્રુતજ્ઞ થયા કે પોતાના ગુરૂના પણ ચિરકાળના દુર્ભેદ સંદેહરૂપ લોષ્ઠને તે મુદ્‌ગરની જેમ ભેદી નાખવા લાગ્યા; વળી દૃષ્ટિવાદ પણ જેટલો ગુરૂના હૃદયમાં હતો તેટલો બધો વજ્રઋષિએ ચુલુકલીલાથી પાણીની જેમ ગ્રહણ કરી લીધો.

અન્યદા ગામે ગામ અને નગરે નગર વિહાર કરતાં આચાર્ય પોતાના પરિવાર સહિત દસપુર નગરે પધાર્યા. તે વખતે ‘ઉજ્જયિનીમાં સંપૂર્ણ દશ પૂર્વ ધારી ભદ્રગુપ્ત નામે આચાર્ય છે.’ તે વાત સાંભળી આ આચાર્ય વિચારવા લાગ્યા કે—‘એમની પાસેથી દશપૂર્વ ગ્રહણ કરી લેવા લાયક છે. પરંતુ જેમને એકાદશ અંગનો પાઠ પણ દુષ્કર થઈ પડે છે, તે શિષ્યો દશપૂર્વ ગ્રહણ કરવામાં શી રીતે સમર્થ થાય? પણ આવી ચિંતા કરવાની શી જરૂર છે? વજ્રમુનિ તેમની પાસે મોકલવા લાયક છે. તે પદાનુસારી લબ્ધિના યોગે જોવા માત્ર કે સાંભળવા માત્રથીજ સર્વ ગ્રહણ કરી શકે છે.’ આ પ્રમાણે વિચાર કરીને ગુરૂએ વજ્રઋષિને

આદેશ કર્યો કે-'હે વત્સ ! તું ઉજ્જયિની જા, અને ત્યાં ભદ્રગુપ્ત ગુરૂના મુખથી દશ પૂર્વનો અભ્યાસ કર. આ સર્વે અત્યલ્પ બુદ્ધિવાળા હોવાથી તારી બરોબરી કોઇ કરી શકે તેમ નથી. વળી જ્યાં મારી બુદ્ધિ પણ સ્ખલિત થઈ જાય છે, ત્યાં તેઓ શી રીતે સમર્થ થાય ? માટે હે સૌમ્ય ! મારી આજ્ઞાથી દશ પૂર્વનો અભ્યાસ કરીને પાછો શીઘ્ર આવ. આ કામમાં શાસન દેવતાઓ તને સહાય કરો; વળી હે વત્સ ! કૂપમાંનું જળ જેમ ઉપવનના વૃક્ષોમાં પ્રસરે તેમ તારા મુખદ્વારાએ દશ પૂર્વ આ મહર્ષિઓમાં પ્રસરો.'

આ પ્રમાણે કહીને સિંહગિરિ આચાર્યે વજ્રઋષિને અવંતી તરફ જવાનો આદેશ કર્યો અને સ્થવિર કલ્પનો વિચાર કરીને તેની સાથે બે ઋષિઓને જવાની આજ્ઞા કરી.

પછી સિંહગિરિ ગુરૂની આજ્ઞાને શેષાની જેમ મસ્તકપર ચઢાવીને વજ્રમુનિ ભદ્રગુપ્તાચાર્યના ચરણથી પાવન થયેલી ઉજ્જયિની નગરીમાં ગયા. હવે વજ્રમુનિ ઉજ્જયિનીમાં જે વખતે આવી પહોંચ્યા, તેજ રાત્રીએ ભદ્રગુપ્તાચાર્યે શુભ સમયે એક સ્વપ્ન જોયું કે-'કોઈ આગંતુક ( અતિથિ ) મારા હાથમાંથી ક્ષીરપૂર્ણ પાત્ર લઇને તે પી ગયો અને પરમ તૃપ્તિને પામ્યો.' પછી પ્રભાતે ગુરૂએ તે સ્વપ્ન શિષ્યોને કહ્યું, એટલે તેઓ પણ પોતાની યથામતિ પ્રમાણે તેના વિવિધ અર્થ વિચારવા લાગ્યા. એવામાં ગુરૂ બોલ્યા કે-'હે શિષ્યો ! એનો અર્થ તમે જાણતા નથી, પણ એ સ્વપ્નનો અર્થ એ છે કે, કોઇક અતિથિ મુનિ અહીં આવશે અને તે સુબુદ્ધિમાન્ અમારી પાસેથી સર્વ સૂત્ર અર્થસહિત ગ્રહણ કરશે.'

વજ્રઋષિ પણ નગરીના દ્વાર પાસે રાત્રિ વ્યતીત કરીને પ્રભાતે ભદ્રગુપ્તાચાર્યના ઉપાશ્રયે આવ્યા. ત્યાં દૂરથી આવતા વજ્રને જોઇને આચાર્ય, ચંદ્રમાને જોઇને સાગરની જેમ પરમ હર્ષપૂર્વક અતિ ઉલ્લાસ પામ્યા અને વિચારવા લાગ્યા કે-'અહો ! મારા સૌભાગ્ય યોગેજ આને સુબુદ્ધિ મળી, માટે શું એને

હું આલિંગન કરૂં કે ઉત્સંગમાં આરોપણ કરૂં?" પછી પ્રથમ સાંભળ્યા પ્રમાણે વજામુનિની આકૃતિ જોઇને 'આ વજા છે' એમ ભદ્રગુપ્ત મહામુનિએ નિશ્ચય કરી લીધો અને વંદનોત્સુક થયેલા વજાને તેમણે આલિંગન કર્યું; ખરેખર બળવાન્ ઉત્કંઠા વિનયની રાહ જોતી નથી. પછી ચંદ્રગુપ્તાચાર્યે વજાને પોતાના ઉત્સંગમાં બેસાડીને અને તેના મુખકમળપર પોતાના નેત્રને મધુકર બનાવીને કહ્યું કે-"હે વત્સ! તારો વિહાર સુખપૂર્વક થયો? તારૂં શરીર નિરોગી છે? તારૂં તપ વિઘ્ન રહિત છે? તારા ગુરૂને કુશળ છે? હે વજાપે! શું કંઇ કાર્યપ્રસંગને લઇને અહીં તું આવ્યો છે કે વિહારના ક્રમથી અહીં આગમન થયું છે? જે કારણ હોય તે કહીને હે ભદ્ર! અમને પ્રમોદ પમાડ." એટલે વજામુનિ ભદ્રગુપ્તર્ષિને વંદન કરીને અંજળિ જોડી મુખ આગળ મુખવસ્ત્રિકા રાખીને બોલ્યા કે-'હે ભગવન્! જે જે સુખ વિહાર વિગેરે આપે પૂછયું તે તો દેવગુરૂના પ્રસાદથી બધું તથાપ્રકારેજ છે. અને હે ભગવન્! હું ગુરૂની આજ્ઞાથી આપની પાસે દશ પૂર્વ ભણવા આવ્યો છું, માટે વાચનાદાનથી મારાપર પ્રસાદ કરો.' પછી ભદ્રગુપ્તાચાર્યે તેમને દશપૂર્વ ભણાવ્યા અને વજાર્ષિ ગુરૂને કલેશ ઉપજાવ્યા વિના દશ પૂર્વધારી થયા; પછી 'જ્યાં ભણવાની શરૂઆત કરી, ત્યાં અનુજ્ઞા લેવી જોઇએ.' એમ ધારી વજામુનિએ પોતાના સિંહગિરિ ગુરૂપાસે જવાનો વિચાર કર્યો, એટલે ભદ્રગુપ્ત ગુરૂની અનુજ્ઞા લઇને મેઘ જેમ જળ ગ્રહણ કરે તેમ દશપૂર્વ ગ્રહણ કરીને વજાર્ષિ પુનઃ દશપુરે આવ્યા.

હવે દશપૂર્વરૂપ સમુદ્રનું પાન ( ગ્રહણ ) કરવામાં અગસ્ત્ય ઋષિ સમાન વજ્રમુનિ આવ્યા, એટલે સિંહગિરિ ગુરૂએ તેમને પૂર્વની અનુજ્ઞા આપી; અને વજ્રઋષિને પૂર્વાનુજ્ઞા મળતાં જૃંભક દેવતાઓએ દિવ્ય પુષ્પવૃષ્ટિ વિગેરેથી તેનો અદ્‌ભુત મહિમા કર્યો. પછી સિંહગિર્યાચાર્ય વજામુનિને ગચ્છ સોંપીને અન્નપાનના પ્રત્યાખ્યાનપૂર્વક કાળ કરી સ્વર્ગે ગયા.

ભવ્યજનરૂપ કૈરવ (ચંદ્રવિકાસી પુષ્પ) ને સુધાકર સમાન ભગવાન્ વજસ્વામી પણ પાંચસો સાધુઓથી પરવરીને વસુધાપર વિહાર કરવા લાગ્યા. વિહારવડે પૃથ્વીપીઠને પાવન કરતા મહામુનિ વજસ્વામી જ્યાં જ્યાં પધારતા ત્યાં ત્યાં આવા પ્રકારની ખ્યાતિ થતી કે-'અહો ! એમનું ઉજ્વળ શીલ ! અહો ! એમનું લોકોત્તર શ્રુત ! અહો ! એમનું નિર્દોષ સૌભાગ્ય ! અને અહો ! એમનું અદ્દ્ભુત લાવણ્ય !'

હવે પાટલીપુત્ર નગરમાં ગુણગણથી શ્રેષ્ઠ અને પૃથ્વીપર પ્રસિદ્ધ એવો **ધન** નામનો એક મહાધનવાન્ શેઠ રહેતો હતો; અને જાણે ફરીને રૂપાંતર પામી હોય એવી રૂક્મિણીના જેવી રૂક્મિણી નામની એક રૂપવતી તેને કન્યા હતી. તે શેઠની યાનશાળા ( તબેલા ) માં શ્રી વજ્રમહામુનિના સંપ્રદાયની પવિત્ર સાધ્વીઓ આવીને રહેલી હતી. તેઓ વારંવાર વજસ્વામીના ગુણસ્તવન કરતી હતી; કારણ કે ગુરૂમહારાજની ગુણસ્તુતિ એ સ્વાધ્યાય અને આવશ્યક સમાન છે. વજ્રમુનિની વિચિત્ર પ્રકારની સૌભાગ્ય કથા સાંભળીને વજ્રનેજ પતિ કરવા ઇચ્છતી એવી રૂક્મિણીએ પ્રતિજ્ઞા કરી કે-'જો વજ્ર મારો ભર્ત્તાર થાય, તોજ હું ભોગ ભોગવીશ, અન્યથા ભોગથી સર્યું. યોગ્ય પતિ વિના ભોગ કેવા ?' પછી જે કોઈ તેને વરવા આવતા, તે બધાનો રૂક્મિણી મુખ મરડવાની લીલાપૂર્વક પ્રતિષેધ કરતી હતી. એકદા સાધ્વીઓએ તેને કહ્યું કે-'અરે ! રૂક્મિણી ! તું ખરેખરી મુગ્ધા છે, કારણ કે તું વીતરાગ ( રાગ રહિત ) અને દીક્ષિત એવા તે વજ્રમુનિને વરવા ઇચ્છે છે.' એટલે રૂક્મિણી બોલી કે-'જો વજ્ર દીક્ષીત થયા છે, તો હું પણ દીક્ષા લઇશ. જે તેની ગતિ તેજ મારી ગતિ !'

એવામાં ધર્મદેશનારૂપ જળ વરસાવવામાં મેઘ સમાન વજસ્વામી પણ વિહાર કરતા પાટલીપુત્ર નગરે પધાર્યા. તેમને આવતા સાંભળીને પાટલીપુત્રનો રાજા તત્કાળ પરિવાર સહિત મોટી સમૃદ્ધિથી સન્મુખ ગયો. ત્યાં ચારે બાજુ એકત્ર થઇને રહેલા, અને તપલક્ષ્મીથી શોભાયમાન એવા વજ્રર્ષિના શિષ્યો-

મહામુનિઓને રાજાએ આવતા જોયા. તેમને જોઈને રાજા વિચારવા લાગ્યો કે–'આ સર્વે દેદીપ્યમાન છે, સર્વે મધુરાકૃતિવાળા છે, સર્વે વિકસિત મુખવાળા છે, સર્વે પ્રિયંવદ (પ્રિય બોલનારા) છે, સર્વે કરૂણા રસના સાગર છે, સર્વે સમતાવંત છે અને સર્વે મમતા રહિત છે, તો તેમાં વજસ્વામી કોણ ? એ હું જાણી શકતો નથી, માટે શું કરૂં ? કેમકે ગચ્છના નાયક એવા તે ભગવાનજ પ્રથમ વંદનીય છે.' પછી ક્ષણવાર રહીને તેણે મુનિઓને પૂછ્યું કે–'હે ભગવંત મહર્ષિઓ ! શું વજસ્વામી આ ? શું આ ? અથવા શું પેલા ?' એટલે મુનિઓ બોલ્યા કે–'હે રાજન્ ! અમે તો વજસ્વામીના શિષ્યો છીએ; તેથી અમારામાં કોઈ વજસ્વામી છે એમ ધારશો નહિ. ક્યાં સૂર્ય અને ક્યાં ખદ્યોત ?' પછી સર્વ મુનિવર્ગને એ પ્રમાણે પૂછતાં રાજાએ મોહરૂપ પર્વતને ભેદવામાં વજ્ર સમાન એવા વજસ્વામીને સર્વ સાધુસમુદાયની પાછળ રહેલા જોયા. પછી મુગટના રત્નાંશુ (રત્નપ્રભા) રૂપ જળથી જાણે તેમના ચરણનું પ્રક્ષાલન કરતો હોય એમ ભૂપતિએ વજ્ર ભટ્ટારકને વંદન કર્યું. પછી સુનંદાસુત (વજસ્વામી) પણ વૃક્ષછાયારૂપ ઉપાશ્રયનો આશ્રય લઈને ઉદ્યાનમાં ઉતર્યા; ત્યાં રાજાએ નિષદ્યા ( મુખ્યાસન ) પર વજર્ષિના બેઠા પછી તેમના ચરણને સુગંધી યક્ષકર્દમ ( ચંદન, કપૂર વિગેરે મિશ્રિત દ્રવ્ય ) થી વિલેપન કર્યું. પછી વજસ્વામી ભગવાને મોહરૂપ અંધકારનો ધ્વંસ કરવામાં અદ્વિતીય દીપિકા સમાન અને સુધા સમાન મધુર વાણીવડે દેશના આપી, એટલે ક્ષીરાસ્રવ લબ્ધિવાળા વજર્ષિની તે ધર્મદેશનાથી રાજા અત્યંત હર્ષિત થયો. પછી દેશના પૂર્ણ થતાં રાજા ગુરૂમહારાજને નમસ્કાર કરીને સ્વસ્થાને ગયો.

પોતાના અંતઃપુરમાં જઈને તે રાજા રાણીઓને કહેવા લાગ્યો કે–" હે સુભ્રૂઓ ! બાહ્ય ઉદ્યાનમાં રહેલા અને ધર્મદેશનારૂપ ક્ષીરના સાગર એવા વજસ્વામીને મેં આજે વાંદ્યા. તેમને જોઇ, વંદન કરી અને તેમનો ધર્મ સાંભળીને મારા ગાત્ર, નેત્ર અને શ્રોત્ર–એ ત્રણે કૃતાર્થ થયા. હે સુલોચનાઓ ! આજના

દિવસને હું સાચો દિવસ માનું (ગણું) છું, કે જેમાં જ્ઞાનના સૂર્યરૂપ એ વજ્ર મહાત્માના મને દર્શન થયા. હે કમલાક્ષિઓ! વધારે શું કહું ? વજ્રર્ષિના દર્શનમાત્રથી પણ હું ધન્ય થયો, તો તેમના મુખથી આર્હત ધર્મ સાંભળતાં તો મારા ભાગ્યનો અવધિજ થયો. માટે હે દેવીઓ! તમે પણ એ મહર્ષિના દર્શન કરવા સત્વર જાઓ, કારણ કે મહર્ષિઓ પવનની જેમ એક સ્થાને રહેતા નથી.” એટલે રાણીઓ બોલી કે–‘હે સ્વામિન ! અમો પોતેજ તે ઋષિને વંદન કરવા ઉત્સુક તો છીએજ અને વળી તેમાં આપની આજ્ઞા મળી એટલે તૃષાતુરને નદી પ્રાપ્ત થયા જેવું થયું.” પછી રાજાની અનુજ્ઞાથી રાણીઓ શિબિકામાં બેસીને વજ્રમુનિથી વિભૂષિત એવા તે ઉદ્યાનમાં ગઈ.

હવે રૂક્મિણીએ પણ લોકોના મુખથી વજ્રર્ષિનું આગમન સાંભળ્યું. તે તો આત્માને યોગીનીની જેમ તેનેજ ચિંતવી રહી હતી, તેથી બીજે દિવસે તેણે પોતાના પિતાને કહ્યું કે–“હે તાત ! જેને હું વરવાને સદા ઉત્સુક છું તે વજ્રસ્વામી અહીં આવ્યા છે, માટે મને વજ્રસ્વામીને આપો, અન્યથા મરણનુંજ મારે શરણ છે. હે તાત ! મારા આ બોલ આપે પાષાણની રેખા જેવા સમજવા. વળી મારી પ્રિય સખી જેવી લજ્જાનો ત્યાગ કરીને જે હું બોલું છું તેનું કારણ માત્ર એ છે કે એ વજ્ર મારા પુણ્યયોગેજ અહીં પધાર્યા છે, પણ એ પ્રાયઃ વધારે વખત અહીં રહેવાના નથી અને જો આજજ એ ચાલ્યા જશે, તો ઉડી ગયેલા પક્ષીની જેમ પાછા ક્યારે આવશે એ કંઈ સમજી શકાતું નથી; માટે હે તાત ! હવે વિલંબ ન કરો, અને મારો હાથ વજ્રને સોંપી દો. ચિરકાળની કૌમારાવસ્થાથી દીન થયેલી એવી મને જોતાં શું આપનું દિલ દુભાતું નથી ?” આ પ્રમાણેના પુત્રીના અતિશય આગ્રહથી ધનશ્રેષ્ઠી તરત તેને વિવાહ યોગ્ય અલંકારોથી શણગારીને વજ્રમુનિ પાસે લઈ ગયો અને ‘વરનારને પ્રલોભ થાય’ એવી બુદ્ધિથી તે પુત્રીની સાથે અનેક ધનકોટી પણ લઈ ગયો.

હવે પ્રથમ દિવસે વજ્રર્ષિએ દેશના આપી, તે વખતે દેશના

સાંભળીને રૂપમાં વિરૂપતા જોવાથી ભક્ત એવા નગરજનો પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યા કે–'અહો ! વજ્રમહાત્માનો સુસ્વર કેવો છે ? જેની ધર્મદેશના સાંભળીને આનંદમાં મગ્ન થતાં ભવ્યો જાણે મુક્તાવસ્થા પામ્યા હોય એમ ભાસે છે. પણ ગુણરત્નોના મહાસાગર એવા શ્રીવજ્રમુનિના ગુણોને ઉચિત જો રૂપ હોત તો તો પછી કહેવુંજ શું ?' વજ્રર્ષિએ નગરમાં પ્રવેશ કરતાં પુરક્ષોભની અભિશંકાને લીધે પોતાની શક્તિથી પોતાનું રૂપ સંક્ષિપ્ત કર્યું હતું, પણ ઉપર પ્રમાણેના તેમણે દૂર રહીને કરેલા ભાષણથી પણ તેમનો મનોગત ભાવ અને સંલાપને પોતાના જ્ઞાનબળથી પ્રભાવી વજ્રર્ષિ ભગવાન્ સમજી ગયા; એટલે બીજે દિવસે અનેક લબ્ધિધારી એવા વજ્રમુનિએ સહસ્ર પત્રોવાળું અને કમલા ( લક્ષ્મી ) ના આસન સમાન કમળ વિકૂર્વ્યું અને પોતાનું સ્વાભાવિક રૂપ કરીને ભગવાન્ વજ્રસ્વામી રાજહંસની જેમ તે કમળપર બિરાજમાન થયા. એટલે અમરકુમારને પરાજિત કરનાર એવા વજ્રર્ષિના રૂપને જોઇને જાણે સંગીતનો અભ્યાસ કરતા હોય તેમ લોકો શિર ધૂણાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે–"વજ્રમુનિનું આ સ્વાભાવિક રૂપ છે. ખરેખર ગુણો અને આકૃતિનો યોગ્યજ સમાગમ થયો છે. પણ 'હું લોકોને પ્રાર્થનીય ન થાઉં' એવી શંકાથીજ એમણે ગઇ કાલે સામાન્ય રૂપ કર્યું હશે." પછી રાજા પણ હૃદયમાં અત્યંત વિસ્મય પામીને કહેવા લાગ્યો કે–'ખરેખર ! વજ્રમુનિ યથેષ્ટ રૂપ કરવાની લબ્ધિવાળા છે.'

એ વખતે ત્યાં આવી પહોંચેલ ધનશ્રેષ્ઠી પણ વજ્રસ્વામીનું તેવું રૂપ જોઇને તેને વરવામાં અત્યાગ્રહી એવી પોતાની પુત્રીને વખાણવા લાગ્યો; એટલે સ્વાર્થની પ્રાર્થના કરવાને ઇચ્છતા એવા ધનશ્રેષ્ઠીના હૃદયમાં ઉચ્ચ સ્થળપર ઉદકની જેમ વજ્રર્ષિની દેશનાનો અર્થ રહી ( ટકી ) શક્યો નહિ. દેશના સમાપ્ત થતાં ધનશ્રેષ્ઠી અંજળી જોડીને વજ્રમુનિને કહેવા લાગ્યો કે–'હે માનદ ! મારાપર પ્રસાદ કરીને આ મારી પુત્રીનું પાણિગ્રહણ કરો. દેવ સમાન એવા આપ ક્યાં ? અને આ માનુષ-

કીટીકા ક્યાં? તથાપિ એનો સ્વીકાર કરો. કારણ કે મહાજનો પાસે કરેલ પ્રાર્થના વૃથા થતી નથી. વળી હે વજ્ર! વિવાહ પછી હસ્તમોચનના અવસરે તમને હું અસંખ્યાત દ્રવ્ય કોટી આપીશ, માટે એ પ્રમાણે થવા દ્યો.' એટલે કરૂણાળુ એવા વજ્રમુનિ તેને અજ્ઞ સમજી હસીને બોલ્યા કે—"હે શ્રેષ્ઠી! તારી દ્રવ્યકોટીથી પણ સર્યું અને આ તારી કન્યાથી પણ સર્યું. કારણ કે—સ્ત્રીઓ એજ વિષયો છે અને તે વિષયો વિષસમાન છે. તે માત્ર આપાત મધુર છે, પણ પરિણામે અતિ ભયંકર છે. વિષયોનું વિવેચન કરીએ તો તે વિષ કરતાં પણ અધિક દારૂણ છે; કારણ કે તે જન્માંતરમાં પણ પ્રાણીઓને અનર્થકારી થઇ પડે છે. તેવા વિષયોને દુરંત સમજીને હું આ કન્યાને શી રીતે અંગીકાર કરૂં? કારણ કે ચોર જાણવામાં આવી ગયા પછી એક અસાર વસ્તુ પણ તેનાથી લઇ શકાતી નથી. વળી આ મહાનુભાવ તારી કન્યા જો મારાપર અનુરાગ ધરાવતી હોય, તો મેં ગ્રહણ કરેલી પ્રવ્રજ્યા એ પણ અંગીકાર કરે; જો એ કુલીન બાળા મનથી પણ મનેજ ઇચ્છતી હોય, તો પરલોકના હિતની ઇચ્છાથી આ પ્રમાણે કરવું એ તેને ઉચિત છે; વળી વિવેકપૂર્વક અને મારી અનુજ્ઞાથી એ બાળા નિર્વાણ સુખને અર્પણ કરવામાં લગ્નપત્રિકા સમાન પ્રવ્રજ્યા ગ્રહણ કરે. ભિલ્લાતક વૃક્ષની છાયાની જેમ અનર્થ આપનારી એવી વિષયાસક્તિમાં ન ફસાય. આ હું તેના હિતને માટે કહું છું." આ પ્રમાણે વજસ્વામી ભગવંતના કોમળ ઉપદેશથી પ્રતિબોધ પામેલી અને લઘુકર્મી એવી રૂક્મિણીએ તેજ વખતે દીક્ષા ગ્રહણ કરી અને 'ખરેખર આજ ધર્મ શ્રેયસ્કર છે, કે જ્યાં આવા પ્રકારની નિર્લોભતા છે'. આ પ્રમાણે વિચાર કરીને ઘણા લોકો પ્રતિબોધ પામ્યા. પછી તે મુનીંદ્ર તે સ્થાનથી અન્યત્ર વિહાર કરી ગયા.

એકદા જન્મથી સંસિદ્ધ એવી પદાનુસારી લબ્ધિવાળા અને શ્રીસંઘનો ઉપકાર કરવાને ઇચ્છતા ભગવાન્ વજસ્વામીએ આચારાંગ સૂત્રના મહાપરિજ્ઞા નામના અધ્યયનમાંથી આકાશગા-

મિની વિદ્યાનો ઉદ્ધાર કર્યો, પરંતુ કહ્યું કે–'આ વિદ્યાથી જંબૂદ્વીપથી માનુષોત્તર પર્વત સુધી જવા આવવાની શક્તિ પ્રાપ્ત થાય છે. પણ આ વિદ્યા મારેજ ધારણ કરવાની છે, કોઇને આપવાની નથી; કારણ કે હવે પછી અલ્પઋદ્ધિવાળા અને અલ્પસત્ત્વવાળા જીવો ઉત્પન્ન થવાના છે.'

એકદા સૂર્ય જેમ મકરસંક્રાંતિમાં દક્ષિણ દિશામાંથી ઉત્તર દિશામાં જાય, તેમ શ્રી વજ્રમહામુનિ પૂર્વ દિગ્વિભાગથી ઉત્તર દિગ્વિભાગમાં ગયા, તે વખતે ત્યાં અત્યંત ભયંકર દુષ્કાળ પ્રવર્તી રહ્યો હતો, એટલે શ્રદ્ધાથી અન્યને ભોજનનો આગ્રહ કરવામાં લોકો કાયર થઇ ગયા હતા, અન્નના અભાવથી અલ્પ ભોજન કરનારા એવા ગૃહસ્થોને પણ હમેશાં યતિઓની જેમ ઉદરની અપૂર્ણતા ( ઉનોદરતા ) થઇ પડી હતી અને શ્રીમંત ગૃહસ્થો પણ દાનશાળા (સત્રશાળા) ઓ બંધ કરવા લાગ્યા હતા, એટલે પૃથ્વીપર સર્વત્ર અત્યંત દુઃખસમૂહ વર્તી રહ્યો હતો. રંકજનો ચહુટામાં વેચવાના દધિના પાત્રોને ફોડી ફોડીને કુતરાની જેમ તેમાંનું દહીં ચાટતા હતા અને તે કંગાળ લોકો માત્ર અસ્થિ અને ચર્મશેષ શરીરવાળા થઇ જવાથી તથા સાક્ષાત્ સ્નાયુમંડળના દેખાવથી શબની જેવા ભયંકર ભાસતા હતા. અન્ન લેવા માટે અતિથિ થઇને આવતા અણગારોને પણ શ્રાવકો આગળ આવીને ભિક્ષાના દોષ બતાવતા હતા, અર્થાત્ ગમે તેવું પણ વહોરવાનો આગ્રહ કરતા નહોતા; કારણકે પોતાને તેનો ખપ હતો. વળી ગામ બીલકુલ શૂન્ય થઇ જતા અને નિવાસસ્થાનો નિર્ધૂમ થઇ જતાં, રસ્તાઓ પણ પદસંચારના અભાવે વિકટ થઇ ગયા હતા.

આ પ્રમાણેના દુષ્કાળથી કદર્થના પામતા શ્રીસંઘે દીન થઇને શ્રી વજ્રસ્વામીને વિજ્ઞપ્તિ કરી કે–' હે ભગવન્ ! આ દુઃખસાગરમાંથી સંઘને કોઇ પણ રીતે પાર ઉતારો; સંઘને માટે વિદ્યાનો ઉપયોગ કરતાં પણ દોષ નથી.' પછી ભગવાન વજ્રમુનિએ પોતાની ગરિષ્ટ વિદ્યાશક્તિથી ચક્રવર્તીના ચર્મરત્નની જેમ એક

વિશાળ પટ વિકુર્વ્યો, અને પછી આજ્ઞા કરી એટલે સકળ સંઘ નાવમાં જેમ વણિક્સાર્થ બેસે તેમ તે મહાપટપર બેસી ગયો, એટલે વજ્રર્ષિ ભગવંતે પ્રયોજેલી વિદ્યાશક્તિથી પવનથી ઉત્ક્ષિપ્ત થયેલા કપાસની જેમ તે પટ આકાશમાં ઉડ્યો. એવામાં વજ્રર્ષિનો દંત નામનો શય્યાતર પોતાના સહચારીઓને લેવા ગયો હતો તે આવ્યો, અને સંઘસહિત વજ્રસ્વામીને આકાશમાં જતા જોઇને શીઘ્ર પોતાના કેશ ઉખેડીને આ પ્રમાણે બોલ્યો કે-'હે ભગવન્! પ્રથમ તમારો શય્યાતર હતો, અને આજ સાધર્મિક પણ છું તો મારો નિસ્તાર કેમ કરતા નથી?' પછી શય્યાતરની ઉપાલંભગર્ભિત તે વાણી સાંભળીને તથા તેને લુનકેશ (કેશ જેણે ઉખેડી નાખ્યા છે એવો) જોઇને વજ્રમુનિએ આવા સૂત્રાર્થનું સ્મરણ કર્યું કે-' જે ભવ્ય જીવો સાધર્મિકવાત્સલ્યમાં, સ્વાધ્યાયમાં, ચારિત્રમાં અને તીર્થપ્રભાવનામાં ઉદ્યુક્ત હોય તેમનો મુનિએ ઉદ્ધાર કરવો.' આ પ્રમણેના આગમાર્થનું સ્મરણ કરીને વજ્રસ્વામીએ તે શય્યાતરને પણ તે પટપર બેસાડ્યો. પછી વિદ્યાપટપર બેસીને જતા એવા તે સર્વેએ કરામલકની જેમ પર્વત, નદીઓ અને નગરોથી વ્યાપ્ત એવી પૃથ્વી જોઇ. પછી ભક્તિથી નમ્ર એવા માર્ગસ્થ વ્યંતર દેવોથી પૂજાતા, ભકત એવા જ્યોતિષ્ક દેવોથી અર્ઘ પામતા, તેમની અપૂર્વ શકિત જોઇને ચમત્કાર પામેલા વિદ્યાધરોથી વર્ણન કરાતા, અનુકૂળ પવનથી મિત્રની જેમ આલિંગન પામતા, માણસોને પટની છાયામાં આત્મછાયાનું સુખ દેખાડતા, નભઃસ્થ છતાં માર્ગમાંના અનેક ચૈત્યોને વંદન કરતા અને પટસ્થ જનોને ધર્મદેશના આપતા એવા વજ્રર્ષિ મહાત્મા પુરી નામની મહા નગરીમાં આવી પહોંચ્યા.

ધન અને ધાન્યથી સંયુક્ત એવી તે નગરીમાં સુભિક્ષ (સુકાળ) હતો. વળી પ્રજા મોટેભાગે જૈનધર્મ પાળતી હતી, પણ રાજા બુદ્ધ ભક્ત હતો. જૈન અને બૌદ્ધ લોકો પરસ્પર સ્પર્ધા કરીને દેવપૂજાદિ એક બીજાથી વિશેષ કરતા હતા, પણ જૈનો તેમને જીતી લેતા હતા. કારણકે જૈનો નગરમાં જે જે પુષ્પાદિ

પૂજાના ઉપકરણ જોતા, તે બધા અધિક મૂલ્ય આપીને પણ લઈ લેતા હતા. એટલે બુદ્ધભક્તો પુષ્પાદિક લેવાને અસમર્થ થઇ જતા; અને તેથી બુદ્ધમંદિરોમાં બહુજ સામાન્ય પૂજા થતી હતી. આથી બુદ્ધભક્તોએ લજ્જા પામીને રાજાને વિજ્ઞપ્તિ કરી અને શ્રાવકોને પુષ્પાદિક આપવાનો અટકાવ કરાવ્યો, તેથી સર્વ બજારમાંથી બહુ મૂલ્ય આપતાં પણ શ્રાવકો પુષ્પો મેળવી શકતા બંધ થયા. એવામાં પર્યુષણા પર્વ નજીક આવતાં શ્રાવકો બધા ભેળા થઇને દીન મુખ કરી રૂદન કરતા વજ્રસ્વામી પાસે આવ્યા, અને નેત્રજળથી મહીતળને આર્દ્ર કરતા તેઓ વજ્રર્ષિને નમસ્કાર કરીને ખેદયુક્ત ગદ્ગદ્ ગિરાથી વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે—"જિનચૈત્યોમાં પ્રતિદિન થતી વિશેષ પ્રકારની પૂજા જોવાને અસમર્થ એવા બૌદ્ધ લોકોએ દુષ્ટ ભૂતની જેમ અમને પરાભવ પમાડ્યો છે અને તેમણે બૌદ્ધરાજાને વિજ્ઞપ્તિ કરીને અમને પુષ્પ આપતા બધા માળીઓને અટકાવ્યા છે. હે નાથ! અમે અગસ્તિના પુષ્પ સુદ્ધાં પણ પામી શકતા નથી, અમે દ્રવ્યવંત છતાં શું કરીએ? કારણ કે રાજાની આજ્ઞાનું કોણ ઉલ્લંઘન કરી શકે? અત્યારે એક યક્ષની જેમ જિનબિંબોની તુલસી અને બબંરીપત્રોથી પૂજા થાય છે. અહો અમારૂં જીવિતવ્ય શા કામનું? અમને ધિક્કાર છે! વળી આ શ્રાવક લોકો કપટ કરી બીજે નિમિત્તે પુષ્પો લઇ જઈ જિનબિંબોપર ન ચડાવે તેટલા માટે બૌદ્ધજનોએ અમારા કેશપાસને માટે પણ પુષ્પોનો નિષેધ કર્યો છે. અને હે સ્વામિન્! પર્યુષણાપર્વના ઉત્તમ દિવસ નજીક આવ્યા છે. એ પર્વમાં પણ પુષ્પસંપત્તિથી રહિત એવા અમે સાધુની જેમ જિનેશ્વરભગવંતની માત્ર ભાવપૂજાજ કરશું એમ લાગે છે. હે સ્વામિન્! આપ જેવા સમર્થ આચાર્ય છતાં દુર્બુદ્ધિ બૌદ્ધલોકોએ અમને વારંવાર પરાભવ પમાડીને જીવન્મૃત તુલ્ય કરી દીધા છે, માટે હે ભગવન્! અભિભૂત એવા જિનશાસનની પ્રભાવના કરીને અમને સજીવન કરો."

આ પ્રમાણેની હકીકત સાંભળીને 'હે શ્રાવકો! શાંત થાઓ; હું તમને ઉત્તેજન મળે તેવો પ્રયત્ન કરીશ.' એમ કહીને

ભગવાન્ વજ્રર્ષિ દેવતાની જેમ આકાશમાં ઉડ્યા અને એક નિમેષમાત્રમાં માહેશ્વરી નગરીએ ગયા. ત્યાં એક વિસ્મયકારક ઉપવનમાં ઉતર્યા. તે ઉપવન **હુતાશન** નામના એક દેવનું હતું અને ત્યાં જે માળી હતો, તે ધનગિરિનો મિત્ર હતો. વાદળા વિનાની વૃષ્ટિની જેમ અકસ્માત પ્રાતઃકાળે આવેલા વજ્રર્ષિને જોઇને **તડિત** નામનો તે ઉપવનનો માળી બોલ્યો કે-'હે ભગવન્! તિથિઓમાં આજ તિથિ ધન્ય છે કે જે દિવસે તમે મારા અતિથિ થયા. હું મારા આત્માને અત્યારે ધન્ય માનું છું કે જેને તમે સંભાર્યો. હે પ્રભો ! અહોભાગ્યની વાત છે કે સુસ્વપ્નની જેમ આપે મને ચિત્તથકી દૂર કર્યો નથી. હવે આપ જ્યારે મારા અતિથિ થયા છો ત્યારે હું આપનું શું આતિથ્ય કરૂં ? તે કહો.' એટલે વજ્રસ્વામી બોલ્યા કે-' હે ઉદ્યાનપાલક ! મારે પુષ્પોની જરૂર છે, અને તે આપવાને તું સમર્થ છે.' માળીએ કહ્યું કે-'હે સ્વામિન્ ! પુષ્પો ગ્રહણ કરીને મારાપર અનુગ્રહ કરો કારણ કે અહીં દરરોજ વીશ લાખ પુષ્પો થાય છે.' એટલે વજ્રમુનિએ આદેશ કર્યો કે-'હે ઉદ્યાનરક્ષક ! હું જેટલામાં અહીંથી અન્યત્ર જઇને આવું, તેટલામાં તું પુષ્પો તૈયાર કર.'

આ પ્રમાણે કહીને વાયુની જેમ આકાશમાં ઉડી મહાત્મા વજ્રમુનિ ક્ષુદ્રહિમવંતગિરિપર ગયા અને ત્યાં અન્ય સૂર્યની જે આકાશમાં રહીને વજ્રર્ષિએ જ્યાં દેવતાઓના હાથીઓ ગંગા સિંધુના જળમાં ક્રીડાસક્ત થઇ રહ્યા છે, જ્યાં દશમા અમૃતકુંડ સમાન પદ્મદ્રહ સુશોભિત દેખાય છે, જે સ્થાન નિરંતર વંદન કરવા આવનારા દેવતાઓવાળા સિદ્ધાયતનથી મંડિત છે, જ્યાં ગાયન કરતા કિંપુરૂષના ગીતની પાછળ મૃગલાઓ ચાલી રહ્યા જ્યાં અનેક ધાતુઓથી સંયુક્ત એવી ભૂમિ સંધ્યાકાળનો વિકરાવે છે, જ્યાં ઉન્મત્ત થઈને ભમતી એવી ચમરી ગાયોની ભંભાંકારથી ગુફાઓ ગાજી રહી છે અને જ્યાં મેખલા (મધ્ય ભાગ) નમેરૂં, ભૂર્જ, તગર અને કિંપાક—વિગેરે વૃક્ષો વ્યાપી છે એવા હિમગિરિને જોયો. પછી વિદ્યાધર કુમારોથી જેમ

ચરણ વંદ્યમાન છે એવા વજ્રસ્વામીએ સિદ્ધાયતનમાં રહેલી શાશ્વત જિનપ્રતિમાઓને વંદન કર્યું; અને પછી આકાશમાર્ગે જ્યાં તરંગરૂપ રંગભૂમિપર કમળરૂપ નર્ત્તકો નૃત્ય કરી રહ્યા છે, જ્યાં પદ્મની સુરભિને વહન કરવાથી જાણે પવન મંદમંદ વાય છે, જ્યાં ક્રીડા કરતી અપ્સરાઓના મુખ જોતાં જાણે કમળ સંચરતા હોય એમ ભાસે છે, જ્યાં વિકસિત કમળપરાગના સુગંધથી જળ સુભગ લાગે છે અને જ્યાં દેવાંગનાઓ લક્ષ્મીદેવીના દેવગૃહમાં ગાયન કરી રહી છે એવા પદ્મદ્રહ પર ગયા. એ વખતે દેવપૂજાને માટે એક પંકજ લઇને જિનમંદિર તરફ જતી એવી લક્ષ્મીદેવીએ શ્રીવજ્રસ્વામીને જોયા; એટલે પોતાના રત્ન મુગટની પ્રભારૂપ જળથી જાણે તેમના ચરણને ન્હવરાવતી હોય તેમ શ્રીદેવીએ તે મુનીશ્વરને જોતાંજ વંદન કર્યું; પછી ધર્મલાભરૂપ આશીષ દઇને તે મુનિ બેઠા; એટલે શ્રીદેવીએ અંજલિ જોડીને કહ્યું કે-'હે ભગવન્ ! આજ્ઞા કરો કે હું શું કરૂં ?' મુનિ બોલ્યા કે-'હે દેવી ! તને આદેશ માત્ર એટલોજ છે કે, હસ્તકમળમાં રહેલ આ પદ્મ મને આપો.' એટલે લક્ષ્મીદેવી બોલી કે—'હે સ્વામિન્ ! આટલોજ આદેશ આપે શું કર્યો ? ઇંદ્રના ઉપવનમાંથી પણ પુષ્પો લાવીને આપવાને હું સમર્થ છું.' આટલું બોલીને તેણે તે પદ્મ વજ્રસ્વામીને અર્પણ કર્યું અને વંદન કર્યું, એટલે વજ્રર્ષિ પુનઃ સત્વર ઉડીને હુતાશન વનમાં ગયા. પછી પોતાની વિદ્યાશક્તિથી ભગવાન્ વજ્રસ્વામીએ પાલકવિમાનના લઘુભ્રાતા જેવું વિવિધ પ્રકારની શોભાથી મનોહર એવું એક વિમાન વિકુર્વ્યું; અને તેના મધ્ય ભાગમાં શ્રીદેવીએ આપેલ કમળ સ્થાપ્યું, તેની ચારે બાજુ વીશ લાખ પુષ્પો ગોઠવ્યાં. તે વખતે વજ્રભગવંતે જૃંભકદેવતાઓને સંભાર્યા, એટલે વજ્ર જેમ ઇંદ્રની પાસે હાજર થાય, તેમ તત્કાળ તેઓ વજ્રર્ષિ પાસે હાજર થયા. પછી છત્ર સમાન તે કમળની નીચે બેસીને વજ્રમુનિએ વિમાનને આકાશમાર્ગે લઇ જવાને માટે આદેશ કર્યો. એટલે તે વિમાન સાથે ચાલતા જૃંભકદેવતાઓ પણ પોતપોતાના

વિમાનમાં બેસીને ગીતવાદ્યાદિપૂર્વક સાથે ચાલ્યા, અને વિમાનસ્થ વૈમાનિક દેવતાઓથી પરિવૃત્ત અને વિમાનમાં બેઠેલા એવા તે વજ્રમહાત્મા બૌદ્ધ લોકોથી દૂષિત એવી તે પુરી નામની નગરીએ આવ્યા. એ વખતે આકાશમાં તે વિમાનોને જોઇને જાણે ઉડવાને (કુદકો મારવાને) તૈયાર થયા હોય, તેમ તે નગરીવાસી બૌદ્ધજનો ઉંચે જોતા જોતા કહેવા લાગ્યા કે–'અહો ! બૌદ્ધ દર્શનના પ્રભાવને લઇને દેવતાઓ પણ બુદ્ધપૂજાને માટે આવે છે. માટે શ્રી બુદ્ધને વારંવાર નમસ્કાર થાઓ.' આ પ્રમાણે તેઓ બોલતા હતા, તેવામાં વિમાનોથી આકાશમાં ગાંધર્વનગરની શોભાને દર્શાવતા એવા વજ્રમુનિ અર્હત્સદનમાં ગયા. એટલે જાણે મશીથી મુખ ધોયા હોય તેવા શ્યામ મુખવાળા થઇને પુનઃ બુદ્ધભક્તો કહેવા લાગ્યા કે–' અહો ! આ દિવ્ય પ્રભાવના તો અર્હદ્દર્શનની થઇ, આપણે ચિંતવ્યું એક અને થયું બીજું. દૃષ્ટિ પ્રસારી રાખી હતી, છતાં વાયુ અંજનને લઇ ગયો.' પછી પર્યુષણા પર્વમાં દેવતાઓએ જિનમંદિરમાં મનુષ્યોને અગોચર એવો અત્યંત મનોહર મહિમા ( મહોત્સવ ) કર્યો. આ પ્રમાણે જૃંભકદેવતાઓએ કરેલી જિનશાસનની પ્રભાવના જોઇને પુરીનો રાજા બૌદ્ધધર્મનો ત્યાગ કરી પ્રજા સહિત પરમ શ્રાવક થયો.

ઇતિ આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા પરિશિષ્ટપર્વ નામના મહાકાવ્યમાં સ્થવિરાવળી ચરિત્રને વિષે વજ્રસ્વામીના પ્રભાવવર્ણનરૂપ દ્વાદશ સર્ગ સમાપ્ત થયો.





# ત્રયોદશ સર્ગ.



દશપુર નામના નગરમાં **ચાંદ્રાયણ** નામે રાજા હતો. ત્યાં **સોમદેવ** નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને **રૂદ્રસોમા** નામની પ્રિયા હતી. તે રૂદ્રસોમા બ્રાહ્મણી પરમ શ્રાવિકા હતી અને ધર્મવૃક્ષના બીજરૂપ દયાદિક ગુણોથી અલંકૃત હતી. તે દંપતીને આર્યરક્ષિત અને ફલ્ગુરક્ષિત—એ નામના બે ન્યાયવાન્ પુત્ર થયા હતા. તેમાં આર્યરક્ષિત તેને મૌંજીબંધન કરવામાં આવ્યું ત્યારથી તેના પિતા જેટલું જાણતા હતા તેટલું ભણી ગયો. પછી વધારે ભણવાની ઇચ્છાથી માતપિતાની અનુજ્ઞા મેળવીને તે પાટલીપુત્ર નગરે ગયો. ત્યાં વિશિષ્ટ બુદ્ધિમાન્ એવો તે છ અંગ, ચાર વેદ, મીમાંસા, ન્યાય, પુરાણ અને ધર્મશાસ્ત્ર એ સર્વ ભણ્યો અને એ રીતે ચૌદે વિદ્યા પોતાના નામની જેમ કંઠસ્થ કરીને તે પુનઃ દશપુર નગરે આવ્યો. 'આ આવેલ ચતુર્વેદ પૂજનીય છે.' એમ ધારીને રાજાએ તેને હાથીના સ્કંધપર બેસાડીને નગરમાં પ્રવેશ કરાવ્યો, એટલે લોકો પણ વિવિધ પ્રકારના ભેટણા લઇને તેની સન્મુખ આવ્યા; કારણ કે 'જે રાજાથી પૂજાય તે કોને પૂજનીય ન હોય ?' પછી કુટુંબમાં ઉમદા ભેટની જેમ આનંદ આપતો તે આર્યરક્ષિત ઘરની બાહ્યશાળામાં રહ્યો. તેને બ્રહ્મચારીઓથી અને રાજાથી પૂજાતો જોઈને તેના બાંધવો પોતાના ગોત્રને પવિત્ર માનવા લાગ્યા અને ચિરકાળથી ઇષ્ટ અને ત્યાં આવવાને ઇચ્છતી એવી લક્ષ્મીના હીંડોળા સમાન રમ્ય તોરણ સ્વજનોએ તેના ઘરના દ્વાર ઉપર બાંધ્યું. વળી સૌભાગ્યવતી સુંદરીઓ તેને તેના ગુણકથન રૂપ પ્રશસ્તિના અક્ષર સદૃશ અને સ્વતિકારક એવા સ્વસ્તિકો

આળેખવા લાગી. પછી બાહ્યાવાસમાં રહ્યા છતાં આર્યરક્ષિત બહુ ભેટણા આવવાથી અલ્પ દિવસોમાંજ શ્રીમાન્ થઇ ગયો.

એકદા શુદ્ધ બુદ્ધિવાળો આર્યરક્ષિત વિચારવા લાગ્યો કે–"અહો ! મારો કેટલો બધો પ્રમાદ કે અદ્યાપિ હું માતાને પગે પડ્યો નથી ? પુત્ર એ માતાના બાહ્ય પ્રાણ છે. પુત્રના પ્રવાસનું દુઃખ માતાને અતિ દુઃસહ થઇ પડે છે. તો મારા પ્રવાસને લીધે મારી માતાને કેટલું દુઃખ થયું હશે, કે જે માતા નિદ્રામાં પણ મારા નામના અક્ષરો બોલ્યા કરે છે ? અહો ! મારી માતા તો અદ્ભુત ધૈર્યવાન્ છે કે જેણે મને મારા હિતની ખાતર દેશાંતરમાં અભ્યાસ કરવા મોકલ્યો; માટે ગુણોપાર્જનના મૂળરૂપ મારી સંપત્તિ તેને દર્શાવીને ઉત્કંઠારૂપ જળની સરિતા સમાન મારી માતાને આનંદ પમાડું."

આ પ્રમાણે વિચારીને તરતજ એ દિવ્ય વસ્ત્ર ધારણ કરી કેશરના અંગરાગથી જેણે પોતાના શરીરની કાંતિ વધારી છે, સુગંધી પુષ્પની માળાવડે પોતાના કેશ જેણે બાંધી લીધા છે, કંઠ, હાથ અને પગમાં જેણે સુવર્ણના આભૂષણો પહેરી લીધાં છે, કપૂરના પરાગથી મિશ્ર એવા તાંબૂળથી જેણે પોતાના મુખને સુશોભિત કરેલ છે અને નિર્મળ છત્રથી જેણે પોતાના મસ્તકને વિભૂષિત કરેલ છે એવો તે આર્યરક્ષિત પોતાને ઘરે ગયો; અને કંઠમાં લટકતી સુવર્ણની સાંકળીથી ભૂતળને આશ્લિષ્ટ કરી તે વિનીતે માતાના ચરણોમાં વંદન કર્યું, એટલે માતા બીજું કાંઇ વિશેષ ન બોલતાં 'હે વત્સ ! આયુષ્માન્ અને અક્ષય થા; તને કુશળ છે ?' આ પ્રમાણે બોલી. આથી પુત્રપ્રેમના સંરંભને ઉચિત એવા સંલાપરૂપ માતાનો પૂર્વવત્ પ્રસાદ ન જોવાથી આર્યરક્ષિત બોલ્યો કે–"હે માતા ! સમસ્ત વિદ્યા ભણીને હું આપના દર્શનને માટે આવ્યો છું, તો ભક્તિ અને મર્યાદાના સાગરરૂપ મને આપ પ્રેમપૂર્વક કેમ બોલાવતા નથી ? વળી આ રાજા રાજગુરૂની જેમ મારી પૂજા કરે છે, તો પુત્રનો એ મહિમા જોઇને તમે હર્ષ કેમ પામતા નથી ?" એટલે રૂદ્રસોમા બોલી કે–

"હે ભદ્ર ! તેં આ વિદ્યા મેળવી તેથી શું ? કારણ કે આ તારી વિદ્યા તો હિંસામાં પ્રેરનારી અને નરકને આપનારી છે. એટલે નરકપાતની અભિમુખ થયેલા તને જોઇને હું કેમ હર્ષ પામું ? હું તો તને જોઇને કાદવમાં ગાય ખુંચી જાય તેમ ખેદમાં મગ્ન થઇ ગઇ છું; તેથી હે વત્સ ! જો તારી મારાપર ભક્તિ હોય, જો મને હિતકારી માનતો હો અને મને પ્રસન્ન કરવા ઇચ્છતો હો તો સ્વર્ગ અને મોક્ષના હેતુરૂપ દૃષ્ટિવાદનો તું અભ્યાસ કર".

આ પ્રમાણેનાં માતાનાં વચનો સાંભળી આર્યરક્ષિત ચિંતવવા લાગ્યો કે–'અહો ! હું આ શું ભણ્યો કે જેથી માતાને પ્રમોદ ન થયો ? તો તજ્જન્ય સંપત્તિથી પણ શું ?' આ પ્રમાણે વિચાર કરીને સરલ બુદ્ધિવાળા આર્યરક્ષિતે માતાને કહ્યું કે–'હે માતા ! આપની ઇચ્છા છે તો હું દૃષ્ટિવાદ ભણીશ, પણ તેના ભણાવનાર ગુરૂ કોણ છે ? તે ક્યાં છે ? તે બતાવો.' રૂદ્રસોમા બોલી કે–'હે વત્સ ! પ્રથમ તું શ્રમણોપાસક ( શ્રાવક ) થા. પછી સાધુઓ પાસે જા. દૃષ્ટિવાદના ભણાવનારા સાધુઓ સિવાય બીજા હોતા નથી.' તે સાંભળીને 'દૃષ્ટિવાદ એટલે દર્શન વિચાર. આ નામ પણ બહુ સુંદર છે.' એમ ધારીને આર્યરક્ષિત હર્ષ પામ્યો અને બોલ્યો કે–'માતાનો આદેશ મારે પ્રમાણ છે, પરંતુ તેવા ગુરૂ ક્યાં જોવા કે તેમની પાસે જઇને હું દૃષ્ટિવાદનો અભ્યાસ કરૂં ?' એટલે રૂદ્રસોમા પણ પુત્રના વિનયથી ઉચ્છ્વસિત થઇ પ્રસન્ન મનથી પોતાના વસ્ત્રનો છેડો હલાવતી તે પુત્રને કહેવા લાગી કે–'હે વત્સ ! તું મારા આદેશ પ્રમાણે વર્તવાને ઇચ્છા ધરાવે છે, માટે હવે તારા જેવા પુત્રથી હું કંઇ પણ લજ્જા પામતી નથી. માટે હે આર્યરક્ષિત ! ઇક્ષુવાટ (શેલડીના વાઢ) માં ઉપાશ્રય મેળવીને રહેલા એવા **તોસલિપુત્ર** નામના આચાર્ય છે, ત્યાં જઇને તેમના ચરણકમળની ઉપાસના કરવામાં તું હંસ જેવો બની જા. હે પુત્ર ! તે તને દૃષ્ટિવાદ ભણાવશે' પછી 'પ્રભાતે હું એમજ કરીશ' એ પ્રમાણે કહીને દૃષ્ટિવાદનું ધ્યાન કરતો આર્યરક્ષિત આખી રાત સૂતો પણ નહિ. પ્રભાતે

માતાને પૂછીને આર્યરક્ષિતરૂપ અગસ્તિ દૃષ્ટિવાદરૂપ સમુદ્રનું ચુલુકની લીલાથી પાન કરવાને ચાલ્યો.

હવે આર્યરક્ષિતના પિતાનો મિત્ર અને પિતાની જેવોજ અત્યંત વત્સલ કોઈ દ્વિજ પાસેના ગામમાં રહેતો હતો. તેણે વિચાર કર્યો કે–'આર્યરક્ષિતને મેં કાલે જોયો નથી, તો તે ભાગ્યવંત મિત્રસુતને આજે જઈને જોઈ આવું.' આ પ્રમાણે વિચાર કરીને તે મહાવિપ્ર નવ અખંડિત ઇક્ષુયષ્ટિ[1] અને એક તેનો કકડો લઇને આર્યરક્ષિતને ઘરે ગયો. તેજ વખતે ઘરમાંથી નીકળતા સોમદેવના જ્યેષ્ઠ પુત્ર (આર્યરક્ષિત) ને તેણે જોયો, પણ હજુ બરાબર પ્રકાશ થયેલ ન હોવાથી તેને તે ઓળખી શક્યો નહિ. એટલે તેણે તેને મોટે સ્વરે પૂછ્યું કે–'તું કોણ છે?' આર્યરક્ષિત બોલ્યો કે–'હું આર્યરક્ષિત છું.' એટલે વિપ્ર બોલ્યો કે–'હે ભ્રાતાપુત્ર! ગઈ કાલે કુટુંબ સંબંધી કામ કરવામાં રોકાવાથી હું તને જોઇ શક્યો નહોતો, જે દિવસ હૃદયરૂપ કૈરવને સુધાકર સમાન તને હું જોઉં નહીં તે એક દિવસને પણ હું સો દિવસ જેવા માનું છું.' ઈત્યાદિ પ્રેમપૂર્વક કહી આર્યરક્ષિતને આલિંગન દઇને તે વિપ્ર બોલ્યો કે–'હે વત્સ! આ ઇક્ષુયષ્ટિઓ હું તારે માટે લાવ્યો છું.' આર્યરક્ષિતે કહ્યું કે–"હે તાત! એ ઇક્ષુ મારી માતાને આપજો. હું શરીરચિંતાને માટે બહિર્ભૂમિએ જાઉં છું; વળી માતાને કહેજો કે–આર્યરક્ષિતે જતાં જતાં પ્રથમજ હાથમાં ઇક્ષુલતા લઇને આવતા મને જોયો છે." આ પ્રમાણે આર્યરક્ષિતે કહેવાથી તે બ્રાહ્મણે તેજ પ્રમાણે કર્યું; એટલે આર્યરક્ષિતની તે દક્ષ માતા વિચારવા લાગી કે–'મારા પુત્રને શકુન બહુ સારૂં થયું છે, ત ઉપરથી જણાય છે કે તે બુદ્ધિમાન્ નવ પૂર્વ અને એક ખંડ અવશ્ય ભણશે.' આર્યરક્ષિત પણ જતાં જતાં વિચારવા લાગ્યો કે–'હું દૃષ્ટિવાદના નવ પૂર્વ વા નવ અધ્યયન જે હશે તે તથા દશમો ભાગ અપૂર્ણ ભણીશ.' પછી ઇક્ષુવાટના દ્વાર આગળ જઇને સ્થિર બુદ્ધિવાળો આર્યરક્ષિત, વિચારવા લાગ્યો

[1] શેરડીના સાંઠા.

કે-'હું અજાણ્યો અંદર કેમ પ્રવેશ કરૂં ? રાજાઓની જેમ ગુરૂઓની પાસે વિદિતજને[1] પણ ગમે તે રીતે ન જવું, ત્યારે હું તો વિદિત (જાણીતો) પણ નથી, માટે થોડીવાર અહીંજ ઉભો રહીને પ્રાતઃકાળના વંદનને માટે આવતા શ્રાવકોની સાથેજ હું વસતિમાં પ્રવેશ કરૂં.' એમ વિચારીને આર્યરક્ષિત દ્વારપાળની જેમ દ્વાર આગળ ઉભો રહ્યો; કારણ કે સહસાત્કાર કરવામાં વિદ્વજ્જનોને વિવેક અર્ગલાસમાન થઈ પડે છે. પછી ત્યાં ઉભો રહેલ માલવકૈશિકી (માલકોશ) પ્રમુખ રાગ અને ગ્રામસંયુક્ત સાધુઓના સ્વાધ્યાયને સાંભળવાથી પણ મૃગની જેમ તે લયલીન થઇ ગયો.

એવામાં પ્રાતઃકાળે મહર્ષિઓને વંદન કરવાને હર્ષથી પ્રફુલ્લિત લોચનવાળો એવો ઢઙ્ઢર નામે એક શ્રાવક ત્યાં આવ્યો. તે ત્રણવાર નિસ્સીહિ બોલતો ઉપાશ્રયમાં પેઠો અને ઉંચે સ્વરે ઇરિયાવહી પડિક્કમવા લાગ્યો. ત્યારપછી આચાર્ય તથા સાધુઓને યથાવિધિ વંદન કરીને આસન પડિલેહી ગુરૂ આગળ બેઠો. તે વખતે ધીમાન્ આર્યરક્ષિતે પણ તેની પાછળ પ્રવેશ કરીને વંદન અને ઇર્યાવહી વિગેરે તેની પાસેથી સાંભળીને તરતજ ધારી લીધા અને તેણે કરેલા વિધિ પ્રમાણે પાઠ પઠનપૂર્વક આર્યરક્ષિતે પણ આચાર્ય તથા સાધુઓને વંદન કર્યું, પરંતુ આર્યરક્ષિતે ઢઙ્ઢર શ્રાવકને વંદન (નમન) ન કર્યું. 'સુબુદ્ધિમાન્ છતાં પણ અજ્ઞાત આમ્નાય જાણવાને સમર્થ કેમ થઇ શકે ?'

પછી ઢઙ્ઢર શ્રાવકને વંદન કર્યા સિવાય બેઠેલા તે આર્યરક્ષિતને જોઇ આચાર્ય મહારાજે જાણ્યું કે-'આ કોઈ નુતન શ્રાવક છે.' એટલે ધર્મલાભરૂપ આશિષ દઇને શરદ્ ઋતુના જળ સમાન નિર્મળ આશયવાળા એવા આચાર્યમહારાજે તેને પૂછ્યું કે-'હે ભદ્ર ! તને વંદનાદિક ધર્મની પ્રાપ્તિ કયાંથી થઈ ?' એટલે આર્યરક્ષિત યથાર્થ બોલ્યો કે-'હે ભગવન્ ! મને તે ધર્મ પ્રાપ્તિ બીજા કોઇથી નહિ, પણ આ શ્રમણોપાસક પાસેથીજ થઈ છે.'

**૧ સમજુ માણસે.**

એટલે બીજા સાધુઓ બોલ્યા કે—"હે ભગવન્! એ વિદ્વાન્, વેદસાગરનો પારગામી અને રૂદ્રસોમાનો પુત્ર આર્યરક્ષિત છે. વળી એ ચતુર્દશ વિદ્યાનો ઉપાધ્યાય હોવાથી રાજાએ એને હાથીના સ્કંધપર બેસાડીને આ નગરમાં પ્રવેશ કરાવ્યો હતો. એ તો પ્રથમ ગુણસ્થાને રહેલાઓમાં (મિથ્યાત્વી જનોમાં) અગ્રેસર ગણાય છે, છતાં એ શ્રાવકાચાર પાળે છે એ આશ્ચર્યની વાત છે." તે સાંભળી આર્યરક્ષિત બોલ્યો.-કે—'હે ભગવન્! હું અત્યારેજ શ્રાવક થયો છુ. શું પ્રાણીઓને નુતન ભાવપરિણામ ન થાય?' પછી તેણે આચાર્ય મહારાજને અંજલિ જોડીને વિજ્ઞપ્તિ કરી કે—"હે ભગવન્! મારાપર પ્રસાદ કરીને મને દૃષ્ટિવાદ ભણાવો. વિવેકહીન, ઉન્મત્ત અને દુરાત્મા એવો હું, હિંસામાં દોરનાર અને નરકને આપનાર એવું તો બધું ભણ્યો છું, પરંતુ હવે મને દૃષ્ટિવાદ ભણવાની ઈચ્છા થઇ છે તેથી આપની પાસે આવ્યો છું." પછી આચાર્ય પણ તેને શાંત અને યોગ્ય જાણીને બોલ્યા કે—"હે ભદ્ર! જો તારે દ્દષ્ટિવાદ ભણવાની ઈચ્છા હોય, તો પ્રથમ દીક્ષા અંગીકાર કર. હે સુજ્ઞ વિપ્ર! દીક્ષા લીધા પછી તને અનુક્રમે દૃષ્ટિવાદ અને બીજું પણ ભણાવશું." એટલે તે બોલ્યો કે—"હે પ્રભો! તો અત્યારેજ મને પ્રવ્રજ્યા આપો, કારણ કે મારા મનોરથને પૂર્ણ કરવામા કામધેનુ સમાન આ પ્રવ્રજ્યા પણ મને દુષ્કર નથી; પરંતુ હે ભગવન્! આ આપના શિશુપર કૃપા કરીને વિહારનું કષ્ટ સ્વીકારી અહીંથી અન્યત્ર પધારશો. કારણ કે અહીં રહેતાં રાજા અને નગરજનો મારાપરના અત્યંત અનુરાગથી વખતપર મને દીક્ષા તજાવે, અને આપને ઉપદ્રવ કરે." પછી આચાર્ય પણ તેના ઉપરોધથી પોતાના પરિવાર સહિત તરતજ અન્યત્ર વિહાર કરી ગયા અને તે પણ સેવકની જેમ આગળ થઇને ચાલ્યો. શ્રીવર્ધમાનસ્વામીના શાસનમાં સાધુઓનો શિષ્યચોરીનો વ્યવહાર આ પ્રથમજ પ્રવર્ત્યો.

દૂર ગયા પછી આચાર્યમહારાજે આર્યરક્ષિત વિપ્રને પ્રવ્રજ્યા આપી અને તે પણ ગુરૂને સાક્ષી માત્ર કરીને અલ્પ

મયમાંજ ગીતાર્થ થયો. તીવ્ર તપ તપતાં અને પરિષહ સહન કરતાં તે વર્ણપંક્તિની જેમ અગીઆરે અંગ ભણ્યો. પછી તે આચાર્યની પાસે જેટલું દૃષ્ટિવાદ ઉપસ્થિત હતું તેટલું બધું આર્યરક્ષિત ભણી ગયા. એ અવસરે વૃદ્ધજનોની પાસેથી આર્યરક્ષિતે સાંભળ્યું કે—'અત્યારે વજ્રર્ષિપાસે વધારે દૃષ્ટિવાદ ઉપસ્થિત છે.' તે વખતે વજ્રમુનિ પુરી નગરીમાં હતા, તેથી ગુરૂની આજ્ઞા લઇને આર્યરક્ષિત ત્યાં જવાને માટે નીકળ્યા. માર્ગમાં ઉજ્જયિનીમાં ભદ્રગુપ્તાચાર્યના ઉપાશ્રયે તે ગયા. ત્યાં ગુણવંત તપસ્વી અને પૂર્વ અવસ્થાના કુતીર્થિક એવા તે આર્યરક્ષિતને ઓળખીને આચાર્યમહારાજે હર્ષપૂર્વક તેને આલિંગન આપ્યું, અને તે બોલ્યા કે—'હે વત્સ ! તું ધન્ય, કૃતાર્થ અને સુબુદ્ધિમાન્ છે, કે જેથી તેં બ્રાહ્મણપણું તજીને સાધુપણું સ્વીકાર્યું. હે ભદ્ર ! મારૂં આયુઃકર્મ ક્ષીણ થઇ ગયેલ હોવાથી તને વીનવું છું કે મારે અનશન કરવાની ઇચ્છા છે, તો તું મારો નિર્યામક ( સહાયક ) થા.' આ તેમની માગણી આર્યરક્ષિતે કબુલ રાખી, એટલે ભદ્રગુપ્તાચાર્ય અનશન કરીને તેને આ પ્રમાણે શીખામણ આપવા લાગ્યા કે—'હે વત્સ ! વજ્રસ્વામીની સાથે તું એકજ ઉપાશ્રયમાં રહીશ નહિ, પરંતુ બીજા ઉપાશ્રયમાં રહીને તું અભ્યાસ કરજે, કારણ કે જે સોપક્રમ આયુષ્યવાળો એક રાત્રિ પણ વજ્રસ્વામીની સાથે રહે, તે નિઃસંશય તેમની સાથેજ મરણ પામે એવી પરિસ્થિતિ છે.' પછી 'હું એ પ્રમાણેજ કરીશ' એમ સ્વીકારીને અને તેમની નિર્યામણા ( અંત સમયે સ્વાધ્યાય વિગેરેમાં સહાયતા ) સંપૂર્ણ કરીને આર્યરક્ષિત વજ્રસ્વામી પાસે ગયા, અને તે રાત્રિ નગરીની બહારજ રહ્યા. રાત્રિના શેષ ભાગમાં વજ્રસ્વામીએ આવું સ્વપ્ન જોયું કે—'આજ કોઇક અતિથિએ આવીને દુગ્ધપૂર્ણ એવા મારા પાત્રમાંથી બહુ દુધ પીધું એટલે તેમાં માત્ર અલ્પ દુધજ બાકી રહ્યું.' પ્રભાતે વજ્રસ્વામીએ મહર્ષિઓને તે સ્વપ્નનો અર્થ સંભળાવ્યો કે—"મારી પાસેથી પૂર્વ સંબંધી બહુ શ્રુતને ગ્રહણ કરનાર કોઇક મુનિ આજે મારો અતિથિ થશે. તે બુદ્ધિમાન્

મારી પાસેથી બહુ પૂર્વશ્રુત ગ્રહણ કરશે, એટલે મારી પાસે અલ્પજ પૂર્વશ્રુત ભણાવ્યા વિનાનું રહેશે." આમ વાત કરે છે એવામાં પ્રાતઃકાળે આર્યરક્ષિત વજ્રમુનિની પાસે આવ્યા અને તે ગુરૂમહારાજને તેણે દ્વાદશાવર્ત્ત વંદનથી વાંદ્યા. પછી વજ્રર્ષિએ તેને પૂછ્યું કે–'હે ભદ્ર ! તમે કયાંથી આવો છો ?' એટલે તે બોલ્યા કે–'હું તોસલિપુત્રાચાર્યની પાસેથી અહીં આવ્યો છું.' વજ્રસ્વામીએ કહ્યું કે–'તમારૂં નામ આર્યરક્ષિત છે ?' એટલે તેણે પુનઃ વંદનપૂર્વક કહ્યું કે–'હા, એમ છે.' પછી વજ્રસ્વામી પણ તેને ઓળખીને પ્રસન્નતાથી બોલ્યા કે–'હે વત્સ ! તને સ્વાગત છે ? તેં કયા ઉપાશ્રયમાં નિવાસ કર્યો છે ?' એટલે તેણે કહ્યું કે–'હું બહાર ઉતર્યો છું.' આથી વજ્રર્ષિ બોલ્યા કે–'હે મહાત્મન્ ! તું સમજતો નથી કે બહાર રહીને તું શી રીતે વધારે અભ્યાસ કરી શકીશ ?' એટલે આર્યરક્ષિત બોલ્યા કે–'હે સ્વામિન્ ! હું ભદ્રગુપ્તાચાર્યની આજ્ઞાથીજ ભિન્ન ઉપાશ્રયમાં ઉતર્યો છું.' પછી વજ્રમુનિએ ઉપયોગથી જાણીને કહ્યું કે–'એ યુક્ત કર્યું છે, કારણ કે એ પૂજ્ય સ્થવિર અન્યથા કદી બોલતાજ નથી.' પછી ભિન્ન ઉપાશ્રયમાં રહ્યા છતાં વજ્રસ્વામી પ્રતિદિન આર્યરક્ષિતને પૂર્વ ભણાવવા લાગ્યા, એટલે અપૂર્વ પ્રતિભાશાળી આર્યરક્ષિત અલ્પ કાળમાંજ લીલાપૂર્વક નવ પૂર્વ ભણી રહ્યા અને દશમું પૂર્વ ભણવાની શરૂઆત કરી; એટલે ગુરૂમહારાજે આર્યરક્ષિતને આદેશ કર્યો કે–હે ભદ્ર ! દશમા પૂર્વના યમકોનો પ્રથમ અભ્યાસ કર.' પછી આર્યરક્ષિત દશમા પૂર્વના બહુજ વિષમ યમકોનો અભ્યાસ કરવા લાગ્યા.

એવામાં આર્યરક્ષિતને તેમના માતપિતાએ સંદેશો મોકલ્યો કે–"હે વત્સ ! અદ્યાપિ તું અહીં કેમ આવતો નથી ? શું તેં અમને વિસારીજ મૂક્યા છે ? અમે તો 'તું અમારે ઉદ્યોત કરીશ.' એવી આશા રાખી હતી, તારા આગમન વિના અમારે તો બધું અંધકારમય ભાસે છે." આ પ્રમાણે સંદેશા મોકલીને બોલાવતાં પણ જ્યારે અભ્યાસાસક્ત આર્યરક્ષિત ન ગયા, ત્યારે

તેને બોલાવવાને ઉત્કંઠિત એવા તેમણે તેને સમજાવીને લાવવા માટે સારી રીતે શીખામણ આપીને પોતાના પ્રાણપ્રિય લઘુ સુત ફલ્ગુરક્ષિતને મોકલ્યો. તેણે ત્યાં જઇ નમસ્કાર કરીને આર્યરક્ષિતને કહ્યું કે-"હે ભ્રાત ! તું આવો કઠિન કેમ થઇ ગયો છે કે પોતાના કુટુંબ ઉપર પણ તને પ્રેમ રહ્યો નથી? જો કે વૈરાગ્યરૂપ કુહાડાથી તેં પ્રેમરૂપ બંધનને છેદી નાખ્યું છે, તથાપિ કલ્યાણના કારણરૂપ એવું કારૂણ્ય પણ શું તારામાં નથી ? અત્યારે તારા વિયોગથી બંધુવર્ગ શોકરૂપ પંકમાં નિમગ્ન થઈ ગયો છે; માટે હે ભગવન્ ! ત્યાં આવીને તેનો ઉદ્ધાર કરવો તને ઉચિત છે." આ પ્રમાણે લઘુ બંધુના કહેવાથી સ્વચ્છ મનવાળા આર્યરક્ષિતે ત્યાં જવાને માટે વજ્રસ્વામીને નમસ્કાર કરીને આજ્ઞા માગી, એટલે તેમણે કહ્યું કે-'અભ્યાસ કર.' આથી તે પુનઃ અભ્યાસ કરવા લાગ્યા. એટલે વળી ફલ્ગુરક્ષિતે કહ્યું કે-"હે ભ્રાત ! શું તું મને ભૂલી ગયો ? વળી પ્રવ્રજ્યા લેવાના મનોરથરૂપ રથમાં બેઠેલા તારા બંધુઓ તારી જેવા સારથી વિના પ્રવૃત્તિ કરી શકે તેમ નથી, માટે ત્યાં આવીને સ્વજનોને જગત્પૂજ્ય એવી પ્રવ્રજ્યા આપ, તું ચતુર છતાં પણ આવા શ્રેય કાર્યમાં કેમ પ્રમાદ કરે છે ?" આર્યરક્ષિતે કહ્યું કે-'જો આ તારૂં કથન સત્ય હોય તો હે વત્સ ! પ્રથમ તુંજ પ્રાણીઓને હિતકર એવું વ્રત અંગીકાર કર. ( દીક્ષા લે ).' આ પ્રમાણે તેમના કહેવાથી, શ્રદ્ધાથી સ્વચ્છ થયેલ મનવાળા તેણે કહ્યું કે-'તો મને વ્રત આપો; કારણ કે અમૃતથી કોણ વિમુખ થાય ?' આ પ્રકારની અમૃતસિંચક તેની વાણીથી પ્રસન્ન થઇને આર્યરક્ષિતે તેને દીક્ષા અને શિક્ષા આપીને તેનાપર અનુગ્રહ કર્યો.

એકદા અશેષ યમકોનો અભ્યાસ થયા પછી ફલ્ગુરક્ષિતે આર્યરક્ષિતને ચાલવા માટે કહ્યું, એટલે તેમણે જવાને માટે પુનઃ ગુરૂને કહ્યું, પણ ગુરૂમહારાજે પૂર્વ પ્રમાણેજ નિવારણ કર્યું, એટલે તેમણે ખેદ પામીને વિચાર કર્યો કે-'અહો ! એક બાજુ સ્વજનો બોલાવે છે અને બીજી બાજુ ગુરૂ નિવારણ કરે છે—

ખરેખર હું આ બંને પ્રકારના સંકટમાં આવી પડ્યો છું." પછી પુનઃ પૂર્વવત્ અભ્યાસ કરતાં યમકોથી પરાજય પામ્યા (થાક્યા), એટલે અંજલિ જોડી ગુરૂમહારાજને નમસ્કાર કરીને તેણે પૂછ્યું કે-'હે પ્રભો! આ દશમા પૂર્વમાં હું કેટલું ભણ્યો? અને કેટલું હજી બાકી રહ્યું? તે કૃપા કરીને કહો.' એટલે ગુરૂમહારાજ સ્મિતથી સ્ફુરાયમાન અધર કરીને બોલ્યા કે-'હે ભદ્ર! તું બિંદુમાત્ર ભણ્યો છું અને સમુદ્ર જેટલું હજી બાકી છે.' આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળીને આર્યરક્ષિત બોલ્યા કે-'હે પ્રભો! હવે તો હું પરિશ્રાંત થઇ ગયો છું, તેથી આગળ અભ્યાસ કરવા સમર્થ નથી.' એટલે કરૂણાવંત ગુરૂમહારાજે તેને આ પ્રમાણે આશ્વાસન આપ્યું કે-'હે ધીમાન્! હવે બાકી રહેલું શ્રુત તને અલ્પ સમયમાં આવડી જશે; માટે ધૈર્ય રાખીને અભ્યાસ કર, આમ અનવસરે શું વિષાદ પામે છે?' એટલે તે ભક્તિમાન્ ઉત્સાહ વિના પણ પુનઃ અભ્યાસ કરવામાં પ્રવર્ત્યા.

એકદા સાક્ષાત્ પોતાના સ્વજનોનો લેખ ફલ્ગુરક્ષિતે દેખાડતાં જવા માટે ઉત્સુક થઇને આર્યરક્ષિતે પુનઃ શ્રીવજ્રસ્વામીની આજ્ઞા માગી, એટલે 'આને વારંવાર ઉત્સાહ આપતાં પણ તે જવાને ઉત્સુક કેમ થાય છે?' આ પ્રમાણે વિચારીને ઉપયોગ આપતાં વજ્રસ્વામીએ જાણ્યું કે-'અહીંથી ગયા પછી એ પુનઃ આવશે નહિ, અને મારૂં આયુષ્ય પણ અલ્પ છે, તેથી બાકીનું દશમું પૂર્વ મારી પાસેજ રહેશે.'

પછી આર્યરક્ષિતને જવાની તેમણે અનુજ્ઞા આપી, એટલે ફલ્ગુરક્ષિત સહિત તે શીઘ્ર દત્તપુર નગરે આવ્યા. તેમને આવેલા જાણીને પૌરજનો સહિત રાજા અને રૂદ્રસોમા સહિત સોમદેવ ભક્તિથી વંદન કરવા આવ્યા અને પ્રમોદના અશ્રુજળથી પૂર્ણ લોચનવાળા એવા તેઓ સાક્ષાત્ ધર્મ સદૃશ તે મુનિને નમસ્કાર કરીને યથાસ્થાને બેઠા. પછી તેમની ધર્મ સાંભળવાની ઇચ્છા જાણીને કરૂણાસાગર એવા તેમણે મેઘ સમાન ગંભીર ગિરાથી ધર્મદેશના આપી, એટલે દેશનારૂપ અત્યંત સ્વચ્છ જળનું

ત્રપુટથી પાન કરીને વિસ્મય પામેલા તેઓ તત્કાળ પોતાના મનનો મેલ ધોવા લાગ્યા. પરિણામે રાજાએ આર્યરક્ષિતની પાસે સમ્યકત્વ અંગીકાર કર્યું અને નમસ્કાર કરીને પૌરજનો સહિત તે સ્વસ્થાને ગયો; તે વખતે સોમદેવ સહિત રૂદ્રસોમાએ પણ સંસારરૂપ કેદખાનાથી વિરક્ત થઇને ઘણા સ્વજનો સાથે વ્રત (સંયમ) અંગીકાર કર્યું.

હવે સંયમના ક્રમ પ્રમાણે ચાલનારા વજ્રસ્વામી પૃથ્વીતળપર વિહાર કરતાં અનુક્રમે દક્ષિણ દેશમાં પધાર્યા. એટલે આનંદરૂપ મહાકંદના મૂળને વૃદ્ધિ પમાડવામાં મેઘ સમાન એવા તેમને જોઇને દક્ષિણના લોકો મયૂરની જેમ હર્ષ પામ્યા, અને તેમના દર્શનના આનંદમાં નિમગ્ન થએલા તેઓ કહેવા લાગ્યા કે–'વસ્તુતત્ત્વનો પ્રકાશ કરતા આ મુનિ શું સૂર્ય છે? અમારા ચક્ષુરૂપ ચકોરને પ્રેમ ઉપજાવનારા એ શું ચંદ્રમા છે? યા તો અમારા શુભ કર્મના માહાત્મ્યથી સાક્ષાત્ દર્શન આપનાર તે શું ધર્મ છે?'

એકદા શ્રીવજ્રસ્વામીને શ્લેષ્મની અત્યંત પીડા થઇ આવી તેથી કોઇક સાધુને તેમણે સુંઠ લાવવાનો આદેશ કર્યો. એટલે સરલ સ્વભાવી સાધુએ સુંઠ લાવીને તેમને આપી અને 'આહાર કર્યા પછી એનો ઉપયોગ કરીશ' એમ ધારીને તેમણે તે સુંઠ પોતાના કાનપર રાખી, પણ આહાર કર્યા પછી સ્વાધ્યાયધ્યાનમાં ઉત્સુક થયેલા વજ્રર્ષિ કાનપર રાખેલી તે સુંઠને એમ ને એમ ભૂલીજ ગયા. પછી સંધ્યાકાળે પ્રતિક્રમણ ક્રિયામાં મુખવસ્ત્રિકાથી પોતાના શરીરને પડિલેહતાં તે સુંઠ નીચે પડી, તેના પડતાંજ વજ્રર્ષિને પોતાના આચાર્યપણાનું સ્મરણ થયું એટલે વિચારવા લાગ્યા કે–'હા હા! ધિક્કાર થાઓ, આ મારો મોટો પ્રમાદ થયો.' એ રીતે તે પોતાની નિંદા કરવા લાગ્યા. પછી તેમણે વિચાર કર્યો કે–'પ્રમાદમાં કદી પણ નિષ્કલંક સંયમ સધાય નહીં અને તેવા સંયમ વિના મનુષ્ય જન્મ અને જીવિતવ્ય બંને નિરર્થક છે; માટે હવે આ શરીરનો ત્યાગ કરૂં.' તે વખતે ચારે બાજુ બાર વરસનો દુકાળ હતો, તેથી તેમણે પોતાના શિષ્યોને

કહ્યું કે–'લક્ષ મૂલ્યવાળા ભાતની ભિક્ષા તું જે દિવસે પામીશ, તેને બીજે દિવસે પ્રભાતે સુભિક્ષ થશે એમ તારે સમજી લેવું.' આ પ્રમાણે પોતાના શ્રુતપારગામી શિષ્ય વજ્રસેનને કહીને તેમને અન્યત્ર વિહાર કરવા ફરમાવ્યું; એટલે વજ્રસેન મુનીંદ્ર પણ ગ્રામ, આકર, પુર અને અરણ્યવાળી વસુધાપર વિહાર કરવા લાગ્યા.

હવે વજ્રસ્વામીની પાસે રહેનારા સાધુઓ અનેક ઘરે ભમતાં પણ ભિક્ષા મેળવી શકતા નહોતા એટલે ભિક્ષા વિના ક્ષુધા સહન કરવામાં અશક્ત બની ગયેલા અને અન્નની વૃત્તિ રહિત તેઓ નિરંતર ગુરૂએ લાવી આપેલા વિદ્યાપિંડનો ઉપયોગ કરવા લાગ્યા. એકદા ગુરૂમહારાજે કહ્યું કે-'બાર વરસ સુધી આ પ્રમાણે વિદ્યાપિંડનો ઉપભોગ કરવો પડશે, માટે જો તમારા સંયમને બાધા ન લાગતી હોય તો તો હું તમને દરરોજ લાવી આપું, નહિ તો આપણે અન્નની સાથેજ શરીરનો પણ ત્યાગ કરી દઇએ.' આ પ્રમાણેનું ગુરૂનું વચન સાંભળીને ધર્મરાગી એવા તે સાધુઓ બોલ્યા કે–'આ પોષણરૂપ વિદ્યાપિંડને અને પોષવા લાયક આ પિંડ (શરીર) ને પણ ધિક્કાર થાઓ. હે ભગવન્! અમારાપર પ્રસાદ કરો, કે જેથી આ પિંડ (દેહ) નો અમે ત્યાગ કરીએ.' પછી તે સર્વ મુનિઓને લઇને ભુવનના સૂર્યરૂપ અને વેગવાન્ એવા વજ્રસ્વામી લોકાંતરમાં ઉદ્યોત કરવા માટે કોઇ પર્વત તરફ ચાલ્યા: તે વખતે એક ક્ષુલ્લક મુનિને રોકતાં પણ જ્યારે તે ન રહ્યા, ત્યારે તેને કોઇક ગામમાં મૂકી દઇ છેતરીને ગુરૂમહારાજ પર્વતપર ચડ્યા. એટલે 'ગુરૂમહારાજને અપ્રીતિ ન થાઓ.' એમ મનમાં વિચારીને તે ક્ષુલ્લક મુનિ ભક્ત (આહાર) તથા દેહનો ત્યાગ કરીને (અનશન કરીને) પર્વતની નીચેજ રહ્યા. ત્યાં મધ્યાહ્ન કાળના સૂર્યના અત્યંત ઉગ્ર તેજથી તપ્ત થયેલા શિલાતળપર રહેલા તે મુનિ ક્ષણવારમાંજ માખણના પિંડની જેમ વિલીન થઇ ગયા, અને ધ્યાનમાન એવા તેણે યોગીની જેમ શુભધ્યાનથી શરીરનો ત્યાગ કરીને દેવલોકમાં બીજા શરીરને ધારણ કર્યું. પછી તે દેવાંગ-

ના સંબંધી સુખમાં મગ્ન થતાં હર્ષ પામેલા બીજા દેવતાઓએ તેમના કલેવરનો સત્કાર કર્યો. એ વખતે દેવતાઓને આકાશ માર્ગે નીચે ઉતરતા જોઈને સાધુઓએ વજ્રસ્વામીને પૂછયું કે—'હે પ્રભો ! આ દેવતાઓ અહીં કેમ ઉતરે છે ?' તેમણે કહ્યું કે—'પેલા ક્ષુલ્લક મુનિએ અત્યારે પોતાનું કાર્ય સાધી લીધું છે. દેવતાઓ તેમના શરીરનો મહિમા કરવા આવે છે.' આ પ્રમાણે સાંભળીને મુનિઓ વિચારવા લાગ્યા કે—'જ્યારે આ બાલર્ષિએ પણ પોતાનું કાર્ય સાધી લીધું, તો આપણે વૃદ્ધ છતાં કેમ ન સાધીએ ?'

આ પ્રમાણે સંવેગરંગમાં મગ્ન થયેલા અને જ્ઞાન તથા ચારિત્રયુક્ત એવા તે સાધુઓને ત્યાં એક મિથ્યાદ્રષ્ટિ દેવતાએ શ્રાવકપણે પ્રગટ થઈને આ પ્રમાણે કહ્યું કે—'હે ભગવંત ! મારા પર પ્રસન્ન થઈને આજે પારણું કરો અને આ મારા સાકરના મોદક તથા જળ ગ્રહણ કરો.' આ પ્રમાણે સાંભળીને 'એનો આ આગ્રહ આપણને પ્રીતિના કારણરૂપ નથી; માટે આપણે અન્યત્ર જઈએ.' એમ વિચારીને તેઓ પાસેના બીજા પર્વતપર ગયા, અને ત્યાંના દેવતાનું સ્મરણ કરીને તે મુનિઓએ કાયોત્સર્ગ કર્યો, એટલે દેવતાએ આવી નમસ્કાર કરી તેમને કહ્યું કે—'હે ભગવંત ! આપ અહીં પધાર્યા એ મારાપર મોટો અનુગ્રહ કર્યો, કારણકે મારવાડમાં શું કદાપિ કલ્પવૃક્ષ હોય ?' આ પ્રમાણેની તેની વાણીથી પ્રસન્ન થઈને સર્વ સાધુઓએ વજ્રસ્વામીની સાથે ત્યાં અનશન કર્યું અને ભાગ્યવંત એવા તેઓ આયુ પૂર્ણ થયે સ્વર્ગે ગયા. પછી ઈંદ્ર રથમાં બેસી ત્યાં આવ્યા અને પ્રમોદથી તે મુનિઓના શરીરોની અને વજ્રમુનિના શરીરની તેણે પૂજા કરી. તે વખતે ઈંદ્રે રથસહિત ભક્તિથી પોતાના દેહની જેમ વૃક્ષાદિકને અત્યંત નમાવતાં તે પર્વત ફરતી પ્રદક્ષિણા કરી. તે પર્વતપર અદ્યાપિ તે વૃક્ષો વિનમ્ર જ છે. ત્યારથી જગતમાં તે પર્વતનું **રથાવર્ત** એવું નામ પ્રસિદ્ધ થયું. પછી દુષ્કર્મરૂપ પર્વતને ભેદવામાં વજ્રસમાન એવા શ્રી વજ્રસ્વામી સ્વર્ગે જતાં દશમું પૂર્વ

અને ચોથું સંઘયણ વિચ્છેદ ગયા.

હવે વજ્રર્ષિના વજ્રસેન નામના મુખ્ય શિષ્ય વિહાર રતા અત્યંત સમૃદ્ધિપૂર્ણ એવા **સોપારા** નગરમાં ગયા. યથાર્થ નામવાળો **જિતશત્રુ** નામે રાજા રાજ્ય કરતો હતો. સમ ગુણને ધારણ કરનારી **ધારિણી** નામે તેને પ્રિયા હતી; નગરમાં **જિનદત્ત** નામનો એક ધનિક શ્રાવક રહેતો હતે તેને મહાદેવને પાર્વતીની જેમ **ઇશ્વરી** નામની ગુણવતી હતી. તે ચંદ્રમાની પ્રભા સમાન એવું ઉજ્જવળ શીળ પાળ કે જે તેને અને વસુધાને એક ભૂષણરૂપ થઈ પડ્યું હતું. વખતે દુર્ભિક્ષના દોષથી સમસ્ત ક્ષિતિમંડળ જળ વિના માછલા જેમ ધાન્ય વિના દુઃખાકુળ થઈ ગયું હતું.

એકદા ધર્મપ્રધાન એવી ઇશ્વરીએ પોતાના સ્વજનોને પ્રમાણે કહ્યું કે–'આપણે આજ પર્યંત તો સુખમાંજ જીવ્યા ! પણ હવે ધાન્ય મળ્યા વિના દુઃખે કેટલો વખત જીવી શકશું તે કરતાં વિષાન્ન જમીને સમાધિસ્થ થઇ જવું સારૂં, માટે પં પરમેષ્ઠીનું સ્મરણ કરતાં અનશનવૃત્તિથી આ દુઃખના ગૃહરૂ દેહનો ત્યાગ કરી દઇએ.' એટલે સ્વજનોએ કહ્યું કે–'ભલે મજ થાઓ. કારણ કે હવે આ શરીરથી અંત સમયે એજ મેળવવા યોગ્ય છે.' પછી લક્ષમૂલ્ય અન્ન રાંધીને તે જેટલા તેમાં વિષ નાખવા જતી હતી, તેટલામાં તેને જીવન આપનાર જેમ વજ્રસેન મુનિ ત્યાં આવ્યા. તેમને જોઇને તે હર્ષિત વિચારવા લાગી કે–' ભાગ્યયોગે ચિત્ત, વિત્ત અને પાત્ર ત્રણેનો યોગ મળ્યો છે; માટે આજે મુનિને દાન આપી આ ત્મ કૃતાર્થ કરૂં; કારણ કે આવા પાત્રની પ્રાપ્તિ કદાચિત્ યોગેજ થાય છે.' આ પ્રમાણે હર્ષિત થઇને વિકસિત નેત્રથી ણે તે મુનિને ભિક્ષા આપી અને લક્ષમૂલ્ય પાક સંબંધી હ કત બધી તેમને નિવેદન કરી. એટલે વજ્રસેન મુનિએ કહ્યું 'હે ભદ્રે ! આ પ્રમાણેના સંકટથી જીવિતનો ત્યાગ ન કરો, રણ કે આવતી કાલે પ્રભાતે નિઃસંશય સુભિક્ષ થશે.' તેણે

છયું કે-'હે ભગવન્ ! તમે સ્વયમેવ આ જાણ્યું છે કે બીજા કોઈ પાસેથી સાંભળ્યું છે ?' એટલે મેઘની ગર્જના જેવી ગંભીર ગિરાથી તે બોલ્યા કે-'શ્રી વજ્રસ્વામીએ મને કહ્યું છે કે-'જ્યારે તું લક્ષપાક ભાતની ભિક્ષા પામીશ, તેને બીજે દિવસે પ્રાતઃકાળે સુભિક્ષ થશે.' આ પ્રમાણે શ્રવણને સુધાસમાન તેમનું વચન સાંભળીને તે શ્રાવિકાએ દુર્ભિક્ષના તે છેલ્લા દિવસને એક ક્ષણની જેમ લીલાથી વ્યતીત કર્યો. બીજે દિવસે પ્રભાતે પ્રભાતકાળથી પૂર્ણ સૂર્યમંડળની જેમ ધાન્યથી પરિપૂર્ણ એવો નૌકાસમૂહ દૂરથી ત્યાં આવ્યો, એટલે તે શ્રાવિકા તથા સર્વ જનો તરતજ નિશ્ચિંત થયા. વજ્રસેનમુનિ પણ કેટલોક કાળ ત્યાંજ રહ્યા. જિનદત્ત શ્રેષ્ઠીએ પોતાની પત્ની અને ઘણા પુત્રો સાથે મહોત્સવ સહિત જિનેશ્વર ભગવંતની પૂજા કરી અને દીનજનોને દાન દીધું. ત્યારપછી બીજે દિવસે શ્રીવજ્રસેનમુનિ પાસે શાંત મનવાળા એવા તેમણે મહોત્સવપૂર્વક બંને લોકમાં હિતકારી એવી દીક્ષા ગ્રહણ કરી.

## શ્રી વજ્રસ્વામીનો વંશ.

આ પ્રમાણે શ્રીવજ્રસ્વામીનો વંશ શિષ્ય પ્રશિષ્યાદિ રૂપ શાખાઓથી વટવૃક્ષની જેમ ચારે દિશાઓમાં વિસ્તાર પામ્યો. જે વંશરૂપ વૃક્ષ સાધુરૂપ પત્ર યુક્ત છે, સુપર્વો (અનેક દેવો) સહિત છે, અર્થાત્ જેમાંથી અનેક મુનિઓ દેવો થયેલા છે. અને જે મુક્તાવાસ-મુક્તાવસ્થાના કારણભૂત છે. એવો શ્રી વજ્રસ્વામીનો વંશ કોને મનોહર ન લાગે ? વળી જે કોઈ વંશ જોવામાં અને સાંભળવામાં આવ્યા છે, તે અગ્રભાગે તનુ ( સંકુચિત ) અને મૂળમાં સ્થૂલ જોવામાં આવ્યા છે, પણ દશપૂર્વધારી શ્રી વજ્રસ્વામી મુનીશ્વરનો વંશ તો કોઈ નવીન પ્રકારનોજ છે, કે જે પ્રથમ ( મૂળમાં ) તનુતા અને આગળ આગળ સ્ફાતિ ( વૃદ્ધિ-વિસ્તાર ) ને ધારણ કરે છે.

जंबूमुनिप्रभृतिवज्रगणाधिनाथ-
पर्यंतसाधुजनचित्रचरित्रपुष्पैः ।
स्रग्दामगुंफितमिदं परिशिष्टपर्व,
शिष्टात्मनां लुठतु कंठतटावनीषु ॥ १ ॥

"શ્રીજંબૂસ્વામીથી વજ્રસૂરિ પર્યંતના સાધુજનોના વિચિત્ર ચરિત્રો રૂપી પુષ્પોથી ગુંથેલ પરિશિષ્ટ પર્વરૂપી પુષ્પમાળ શિષ્ટ આત્માઓના કંઠરૂપ અવનીને વિષે લોટો-આલોટો-વિસ્તારવાળો સુગંધ આપો."

॥ इत्याचार्यश्रीहेमचंद्रविरचिते परिशिष्टपर्वणि स्थविरावळि-
चरिते महाकाव्ये आर्यरक्षितव्रतग्रहण पूर्वाधिगम
वज्रस्वामिस्वर्गगमन तद्वंशविस्तारवर्णनो
नाम त्रयोदशः सर्गः

---

समाप्तोयं ग्रंथः

## શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલાં ગુજરાતી ભાષાના વાંચનારાઓને ખાસ ઉપયોગી ભાષાંતરો વિગેરે.

---

| | |
|---|---|
| ૧-૪ શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર ભાષાંતર | |
| ૧ પર્વ ૧લું, બીજું ૨-૪-૦ ૨ પર્વ ૩-૪-૫-૬ | ૨-૪-૦ |
| ૩ પર્વ ૭-૮-૯ ૩-૦-૦ ૪ પર્વ ૧૦ મું | ૨-૮-૦ |
| ૫-૯ શ્રી ઉપદેશ પ્રાસાદ ગ્રંથ ભાષાંતર | |
| ૫ ભાગ ૧ લો. ( સ્થંભ ૧ થી ૪ ) | ૨-૦-૦ |
| ૬ ભાગ ૨ જો. ( સ્થંભ ૫ થી ૯ ) | ૨-૦-૦ |
| ૭ ભાગ ૩ જો. ( સ્થંભ ૧૦ થી ૧૪ ) | ૨-૦-૦ |
| ૮ ભાગ ૪ થો. ( સ્થંભ ૧૫ થી ૧૯ ) | ૨-૦-૦ |
| ૯ ભાગ ૫ મો. ( સ્થંભ ૨૦ થી ૨૪ ) | ૨-૦-૦ |
| ૧૦ ચરિતાવળી ભાગ ૩ જો. | ૧-૦-૦ |
| ૧૧ શ્રી શત્રુંજય માહાત્મ્ય ભાષાંતર | ૨-૮-૦ |
| ૧૨ શ્રી ગૌતમકુલક બાલાવબોધ ( અનેક કથાઓ ) | ૩-૦-૦ |
| ૧૩ ઉપમિતિ ભવ પ્રપંચ પીઠબંધનું ભાષાંતર | ૦-૧૨-૦ |
| ૧૪ શ્રી ઉપમિતિ ભવ પ્રપંચાકથા ભાષાંતર. વિભાગ ૧ લો. પ્રસ્તાવ ૧-૨-૩ | ૩-૦-૦ |
| ૧૫ જૈન દ્રષ્ટિએ યોગ | ૦-૧૨-૦ |
| ૧૬ શ્રી વિજયચંદ્ર કેવળી ચરિત્ર ભાષાંતર | ૦-૬-૦ |
| ૧૭ શ્રી પ્રબોધ ચિંતામણિ ભાષાંતર | ૦-૮-૦ |
| ૧૮ શ્રી મલ્લીનાથ ચરિત્ર ભાષાંતર | ૧-૮-૦ |
| ૧૯ ઉપદેશ સપ્તતિકા ભાષાંતર | ૦-૬-૦ |
| ૨૦ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો જ્યુબિલી અંક | ૦-૧૨-૦ |
| ૨૧ કુવલયમાળા ભાષાંતર ( અતિ રસીક ) | ૦-૮-૦ |
| ૨૨ જ્ઞાનપંચમી | ૦-૮-૦ |
| ૨૩ શ્રી ચંદરાજાનો રાસ રહસ્ય તથા અર્થ યુક્ત | ૨-૦-૦ |
| ૨૪ શ્રી પાર્શ્વનાથ ચરિત્ર ભાષાંતર | ૧-૮-૦ |
| ૨૫ શ્રી વસ્તુપાળ ચરિત્ર ભાષાંતર | ૧-૮-૦ |
| ૨૬ શ્રી અધ્યાત્મ સાર ભાષાંતર | ૨-૦-૦ |